પ્રકાશક
ભારત સેવક સમાજ, ગુજરાત, તરફથી
શ્રી પન્નાલાલ બાલાભાઈ ઝવેરી
પાનકોર નાકા, અમદાવાદ

મુદ્રક
રેખા સહકારી મુદ્રણાલય વતી,
મેનેજિંગ ડિરેક્ટર
શ્રી દામુભાઈ શુક્લ,
કાંકરિયારોડ, સિટીમિલ કંપાઉન્ડ,
અમદાવાદ-૨૨.

| | | |
|---|---|---|
| પહેલી આવૃત્તિ, પ્રત | ૧,૦૦૦ માર્ચ | ૧૯૫૯ |
| બીજી આવૃત્તિ, પ્રત | ૧,૦૦૦ નવેમ્બર | ૧૯૫૯ |
| ત્રીજી આવૃત્તિ, પ્રત | ૨,૦૦૦ ફેબ્રુઆરી | ૧૯૬૦ |
| ચોથી આવૃત્તિ, પ્રત | ૪,૦૦૦ મે, | ૧૯૬૦ |
| પાંચમી આવૃત્તિ પ્રત | ૫,૦૦૦ ઑક્ટોબર | ૧૯૬૧ |
| છઠ્ઠી આવૃત્તિ, પ્રત | ૫,૦૦૦ ડિસેમ્બર | ૧૯૬૧ |
| સાતમી આવૃત્તિ પ્રત | ૫,૦૦૦ જૂન | ૧૯૬૪ |
| આઠમી આવૃત્તિ પ્રત | ૪,૦૦૦ ઑગસ્ટ | ૧૯૬૯ |



: પ્રાપ્તિસ્થાન :
અને
પ્રયોગ સંબંધી પત્રવ્યવહાર કરવા માટેનું સરનામું :-

ભારત સેવક સમાજ, ગુજરાત
લાલભાઈ શેઠનો વંડો
પાનકોર નાકા, અમદાવાદ-૧
કિંમત રૂ. ૪-૫૦

અર્પણ

ગરીબ, પીડિત જનતાને દર્દોના નિવારણાર્થે
શ્રદ્ધાપૂર્વક જીવન-જળનો ઉપયોગ કરવાની
આશા સાથે અર્પણ

-રાવજીભાઈ મણિભાઈ પટેલ

# ગુજરાતી આઠમા સંસ્કરણ સમયે

સ્વ. શ્રી રાવજીભાઈએ સ્વમૂત્રના પ્રત્યક્ષ પ્રયોગો અને અનુભવો ઉપરથી લખેલા પુસ્તકની આઠમી આવૃત્તિ પ્રગટ કરતાં આનંદ થાય છે.

આ પુસ્તકની તાજેતરમાં ચોથી હિંદી આવૃત્તિ પ્રગટ થઈ છે અને અંગ્રેજીની ત્રીજી આવૃત્તિ ટૂંક સમયમાં પ્રસિદ્ધ કરવાની જરૂર ઊભી થઈ તે ઉપરથી આ પુસ્તકની લોકપ્રિયતા અને અગત્ય જાણી શકાય છે.

મૂત્રપ્રયોગની સામે ડૉક્ટરો, કેટલાક વૈદો અને કેટલાક ફેશનેબલ માણસોનો વિરોધ અને અણગમો હોવા છતાં આ પુસ્તક કોઈપણ પ્રકારની જાહેરાત કે પ્રચાર વિના આટલી મોટી સંખ્યામાં ખરીદાય છે, તે સૂચવે છે કે ઘણાં હઠીલાં દર્દોમાં સ્વમૂત્રપ્રયોગ ખરેખર અસરકારક સાબિત થયો છે, અને તેનો ઉપયોગ સારા પ્રમાણમાં થઈ રહ્યો છે.

અમદાવાદ નજીક હરિજન આશ્રમ પાસે "ચિકિત્સા કેન્દ્ર"ની જે વ્યવસ્થા હતી, તેના ખર્ચને ન પહોંચી વળવાથી તેને બંધ કરવાની ફરજ પડી છે, છતાં આ અંગેના માર્ગદર્શન માટે જે પત્રો આવે છે અથવા રૂબરૂમાં આવનારને યોગ્ય સલાહસૂચના આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે

આ નવી આવૃત્તિમાં કેટલાક દરદીઓના સ્વાનુભવના કિસ્સા ઉમેરવામાં આવ્યા છે, જે ઉપયોગી નીવડશે એમ માનીએ છીએ.

મૂત્રચિકિત્સાના સંખ્યાબંધ સફળ પ્રયોગો પછી આ ચિકિત્સા અંગે યોગ્ય સંશોધન થાય એ માટે ગુજરાત અને મહારાષ્ટ્ર

સરકાર અને કેન્દ્ર સરકારને અવારનવાર વિનંતી કરવામાં આવી છે પરંતુ હજી સુધી આ બાબતનો સંતોષકારક જવાબ મળ્યો નથી એ કમનસીબની વાત છે. આશા રાખીએ કે આવી ઉપયોગી ચિકિત્સા પદ્ધતિને પુરી ચકાસી જોવાની કોઈ યોજના મંજૂર કરવામાં આવશે, જેથી તેનું સાચું મૂલ્યાંકન થઈ શકે અને આ ચિકિત્સાને વેગ મળી શકે.

શ્રી. મોરારજીભાઈ, ડૉ. જીવરાજ મહેતા શ્રી. બાપાલાલ વૈદ્ય, જેવી તટસ્થ વ્યક્તિઓએ પણ મૂત્રચિકિત્સાને પૂર્વગ્રહ વિના ન્યાય આપવા અપીલ કરી છે, એટલે આશા રાખીએ કે એલોપથી, આયુર્વેદ કે હોમયોપથીના નિષ્ણાતો આ પ્રયોગોને ચકાસી જોશે.

આ પ્રયોગો સ્વ. શ્રી. રાવજીભાઈએ કોઈપણ જાતના અંગત લાભ કે સ્વાર્થ માટે કર્યા નથી. તેમ જ ભારત સેવક સમાજ પણ કોઈ જાતના સંસ્થાકીય સ્વાર્થ વિના આ કાર્ય કરે છે. આ પાછળ એકમાત્ર હેતુ દુઃખી જનતાની સેવા કરવાનો છે. તે શુભ કાર્યમાં સૌનો સહકાર અને શુભેચ્છા માંગીએ છીએ.

પન્નાલાલ ઝવેરી

# આમુખ

મોટી ઉંમરે અને નાદુરસ્ત તબિયતે શ્રી રાવજીભાઈએ પોતાના ઉપર મૂત્રચિકિત્સાનો નવો પ્રયોગ કર્યો અને તેનાથી એમને ફાયદો થતાં એનો લાભ સૌ કોઈને મળી શકે એટલા ખાતર એક જુવાનને શરમાવે એટલી શક્તિ એકઠી કરી, એ પ્રયોગનો પ્રચાર કરી, અનુભવ એકઠો કરી તેમણે આ નાનું પુસ્તક તૈયાર કર્યું. શરૂથી એમણે આ પ્રયોગથી મને માહિતગાર રાખ્યો હતો. તેમ જ જોન ડબલ્યુ. આર્મસ્ટ્રોંગનું '<u>ધી વૉટર ઑફ લાઇફ</u>' પુસ્તક પણ એમણે મને મોકલી આપ્યું. બીજી કોઈ પણ દવા ઉપર આધાર ન રાખતા માત્ર મૂત્ર મારફતે અનેક રોગો સારા કરવાની ચિકિત્સાપદ્ધતિની કુદરતી ઉપચારમા ગણતરી કરી શકાય. અલબત્ત, સામાન્ય રીતે જેને કુદરતી ઉપચારપદ્ધતિ કહીએ છીએ તેમાં આ ઉપચારોનો સમાવેશ કરવામા આવ્યો નથી.

કોઈપણ વૈજ્ઞાનિક બાબતમાં પ્રયોગોના અનુભવથી મેળવેલી સિદ્ધિઓ પર મુખ્યત્વે આધાર રાખવામા આવે છે. એમાં કોઈ પણ જાતના ચમત્કાર કે ગૂઢ કારણ કે ભેદને સ્થાન ન હોઈ શકે. મૂત્રચિકિત્સા અંગે આર્મસ્ટ્રોંગના પુસ્તક ઉપરાત બીજા કોઈ પુસ્તકની મને માહિતી નથી. આમ તો આયુર્વેદમાં માણસ ઉપરાંત જુદાં જુદાં પ્રાણીઓના મૂત્રનો દવા તરીકે ઉપયોગ વર્ણવ્યો છે અને તેનો સફળતાપૂર્વક ઉપયોગ પણ થયેલો જાણવામાં છે, પરંતુ હરકોઈ રોગમાં મૂત્રના ઉપયોગનો અનુભવ આ પુસ્તકમાં જે રીતે રજૂ થયો છે તે સર્વ કોઈનું ધ્યાન ખેંચે એવો છે. હજી વધારે પ્રયોગો થાય અને મળેલા અનુભવ ઉપરથી આખી

ચિકિત્સાપદ્ધતિ વ્યવસ્થિત બને તો નજીવા ખર્ચે અનેક અસાધ્ય રોગોમાં સારી રાહત થાય.

આ ચિકિત્સામાં મુખ્ય મુશ્કેલી મૂત્રની સૂગ અંગેની છે. બીજી ગંધવાળી અને બેસ્વાદ દવાઓ જેટલી સહેલાઈથી મૂત્રને ચોળવામાં અને પીવામાં ઉપયોગ કરી શકાય એને માટે લોકોના માનસમાં પલટો આવવો જોઈએ. લેખકે આને માટે ખાસ મહેનત લીધી છે. પોતાના તથા પોતાનાં સ્વજનોના અનુભવ ઉપરાંત એમણે બીજાં કેળવાયેલાં અને એવાં ભાઈબહેનોના અનુભવ ટાંકયા છે. શ્રી બાપાલાલ વૈદ્યનો એમાં એક અનુભવસિદ્ધ લેખ પણ રજૂ થયો છે. માર્ગદર્શક પ્રશ્નોત્તરીરૂપે પરિશિષ્ટમાં શ્રી રાવજીભાઈએ આ ચિકિત્સાનું હાર્દ રજૂ કર્યું છે, જે વાચકના ઘણા સંશય દૂર કરવામાં મદદગાર થશે. મને આશા છે કે મોટા પાયા ઉપર બહાર પડતી ચિત્રવિચિત્ર સંખ્યાબંધ દવાઓના આ જમાનામાં આ સારી સરળ ચિકિત્સાપદ્ધતિ પોતાનું યોગ્ય સ્થાન મેળવશે.

તા. ૧૨-૧-'૫૯ મોરારજી દેસાઈ

# દવાની આપણી ઘેલછા

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' સને ૧૯૦૬માં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં લખ્યું છે. તેની પ્રસ્તાવનામાં તેમણે તે કાળના દાકતરી ધંધાનું જે બયાન અને દાકતરી ધંધામાંના નિષ્ણાતોના તે વિષેના અભિપ્રાય આપ્યા છે તે અર્ધી સદી પર જેટલે દરજ્જે લાગુ પડતા હતા તેના કરતા અર્ધી સદી વીત્યા બાદ અનેકગણા લાગુ પડે છે. શારીરિક સ્વાસ્થ્ય સાચવવા ઇચ્છનાર દરેકે તે જાણવા જોઈએ. તેથી આ સ્થળે તે આપવા યોગ્ય ગણાશે.

આપણી આદત એવી છે કે, જરાયે દરદ થાય કે તુરત આપણે ડૉક્ટર, વૈદ કે હકીમને ત્યા દોડી જઈએ છીએ. જો તેમ ન કરીએ તો આપણો હજામ કે પાડોશી જે કંઈ દવા લેવાની સલાહ આપે તે લઈએ છીએ. આપણી માન્યતા એવી છે કે દવા વિના દરદ જાય નહીં. આ મોટો વહેમ છે. આ વહેમથી જેટલા માણસો દુઃખી થયા છે ને થાય છે તેટલા બીજા કારણોથી નથી થતાં ને નથી થવાનાં એટલે આપણે દરદ એ શું એટલું સમજીએ તો કંઈક સમતા રાખી શકીએ. દરદનો અર્થ દુઃખ છે. રોગનો અર્થ પણ તેવો જ છે દરદનો ઉપાય લેવો એ બરાબર છે, પણ દરદ મટાડવા સારુ દવા લેવી એ ફોકટ છે, એટલું જ નહીં પણ તેથી ઘણી વેળા નુકસાન થાય છે મારા ઘરમાં કચરો હોય તેને હું ઢાંકી દઉં, તેની જેવી અસર થાય તેવી દવાની છે. કચરો ઢાંકું તેથી તે જ કચરો સડીને મને હાનિકારક થવાનો છે. વળી ઢાંકણું સડી જાય, ત્યારે ઢાંકણું એ વધારે કચરો થયો, ને અગાઉ હતો અને હવે થયો તે મારે કાઢવો રહ્યો. આવી દશા દવા લેનારની

હોય છે. પણ જો હું કચરો કાઢી નાખું તો ઘર જેવું હતું તેવું પાછું સાફ થઈ રહે છે. દરદ–દુઃખ પેદા કરી કુદરત આપણને સૂચવે છે કે, આપણા શરીરમાં કચરો છે. કુદરતે વળી શરીરમાં જ કચરો નીકળવાના રસ્તા રાખ્યા છે. અને જ્યારે દરદ થાય ત્યારે આપણે સમજવું જોઈએ કે, આપણા શરીરમાં કચરો હતો તે હવે કુદરતે કાઢવાનું શરૂ કર્યું છે. મારા ઘરમાં પડેલો કચરો કોઈ માણસ કાઢવા આવે તો હું તેનો ઉપકાર માનું. તે માણસ કચરો કાઢી રહે ત્યાં સુધી મને જરા હરકત પડશે; છતાં હું ખામોશી પકડીશ. તે જ રીતે કુદરત મારા શરીરરૂપી ઘરમાંથી કચરો કાઢી જાય ત્યાં સુધી હું ખામોશી પકડું તો મારું શરીર સારું થઈ જાય, અને હું નીરોગી એટલે દુઃખ વિનાનો થઈ રહું. મને શરદી થઈ છે એટલે મારે તુરત કંઈક દવા લેવાની–સૂંઠ ખાવાની–દોડધામ નથી કરવાની. હું જાણું છું કે મારા શરીરના અમુક ભાગમાં કચરો હતો તે કાઢવા કુદરત આવી છે. મારે તેને રસ્તો આપવો એટલે હું ઓછામાં ઓછી મુદતમાં સાફ થઈ જઈશ. હું કુદરતની સામે થાઉં તો કુદરતને બેવડું કામ કચરો કાઢવાનું ને મારી સામે લડવાનું. કુદરતને હું મદદ કરી શકું છું. જેમ કે જે કારણથી કચરો દાખલ થયો હોય તે કારણ દૂર કરું કે જેથી વધારે દાખલ ન થાય, એટલે કે તે દરમિયાન ખાવાનું બંધ કરું તો તેથી વધારે કચરો પડતો બંધ રહે અને ખુલ્લી હવામાં યોગ્ય કસરત કરું તો વળી હું પણ શરીરની ચામડી વાટે કચરો કાઢતો થઈ જાઉં. કાયાને નીરોગી રાખવાનો આ સોનેરી નિયમ છે એમ દરેક માણસ પોતાની મેળે સાબિત કરી શકે છે. માત્ર આપણા મનની હાલત આપણે સ્થિર રાખવી જોઈએ. જે માણસ ઈશ્વર ઉપર ખરી આસ્થા રાખે છે તે તો હમેશાં આમ જ કરશે. આવી મનની હાલત કરવામાં આટલું મદદકર્તા થશે. હું વૈદ્ય વગેરેની દવા લઈશ, છતાં મારું દરદ દૂર જ થશે એવો વીમો કોઈ ઉતારતું

નથી. વૈદના હાથમાં ગયેલાં બધાં નીરોગી થતાં નથી. જો તેમ થતું હોય તો મારે આ પ્રકરણો લખવાપણું ન હોય ને આપણે બધા બહુ સુખી જિંદગી ભોગવતા હોઈએ.

અનુભવ તો એવો છે કે જે ઘરમાં બાટલી પેઠી ત્યાંથી પાછી નીકળતી જ નથી. અસંખ્ય માણસો આખી જિંદગી કંઈ ને કંઈ રોગ રોજ ભોગવતા રહે છે, ને એક પછી એક દવા વધારતા જાય છે તથા વૈદો ને હકીમો બદલ્યા જ કરે છે, રોગ મટાડે તેવા વૈદોની શોધખોળમાં ભમ્યા કરે છે ને છેવટે પોતે ખુવાર થઈ, બીજાને ખુવાર કરી તાલાવેલી કરતા મરી જાય છે. પ્રખ્યાત મરહૂમ જજ સ્ટીવન, જે હિંદુસ્તાનમાં પણ રહી ગયેલા, તેણે એક વેળા કહેલું કે, જે વનસ્પતિને વિષે વૈદો ઘણું જ ઓછું જાણે છે તે વનસ્પતિઓને, જેને વિષે તેથી પણ ઓછું જાણે છે એવાં શરીરોમાં તેઓ દાખલ કરે છે. વૈદો પોતે પણ બરાબર અનુભવ મેળવ્યા પછી એવા જ ઉદ્‌ગાર કાઢે છે. દાકતર મેજેન્ડી કહી ગયો કે, વૈદું એ મહા પાખંડ છે. સર એસ્લી કૂપર કરીને પ્રખ્યાત દાકતર થઈ ગયો. તેણે કહ્યું છે કે, "વૈદકશાસ્ત્ર એ માત્ર અટકળ ઉપર રચાયેલું છે." સર જોન ફોબ્સે કહ્યું છે કે, 'વૈદોના ડહાપણ છતાં પણ ઘણા માણસોના રોગ કુદરતે જ દૂર કર્યા છે." દાકતર બેકર જણાવે છે કે, "રાતિયા તાવમાં જેટલા દરદી મરે છે તેના કરતાં ઘણા વધારે તે દરદની દવાથી મરે છે." દાકતર ફ્રેય કહે છે કે "વૈદો કરતાં વધારે અપ્રમાણિક ધંધો ભાગ્યે જ જોવામાં આવે છે." ડૉક્ટર ટૉમસ વૉટસન કહે છે કે, "ઘણા અગત્યના સવાલ વિષે શકથી ભરેલા સમુદ્ર ઉપર આપણો ધંધો ભટક્યા કરે છે." દાકતર કોઝવેલ કહે છે કે, "જો વૈદું નાબૂદ થાય તો માણસજાતને અથાગ લાભ થાય." દાકતર ફ્રેંક કહે છે કે, "હજારો માણસોની દવાખાનાંઓ વાટે કતલ થાય છે." દાક્તર મેસન ગુડ કહે છે કે, "લડાઈ મરકી અને દુકાળમાં જેટલાં

માણુસોનો ભોગ થાય છે તેના કરતાં ઘણાં વધારેનો ભોગ દવાઓને મળે છે." જ્યાં જ્યાં વૈદો વધ્યા છે, ત્યાં ત્યાં દરદો વધ્યાં છે, એવું આપણે ઠેકાણે ઠેકાણે જાણીએ છીએ. જે છાપાઓમાં બીજી જાહેરખબરો નહીં આવી શકે તે છાપાંઓમાં પણ દવાઓની મોટી જાહેરખબરો આવશે. 'ઇન્ડિયન ઓપીનિયન 'માં જ્યારે જાહેરખબરો લેવાતી ત્યારે બીજાઓની પાસે જાહેરખબરો માગવા તેના કારભારીઓ જતા, પણ દવાની જાહેરખબરો નાંખવાનું દબાણ આ છાપા ઉપર દવાના માલિકો કરતા ને પૈસા પણ પુષ્કળ આપવાની લાલચ આપતા હતા. જેની કિંમત એક પાઈની છે તેની દવાનો આપણે રૂપિયો આપીએ છીએ. ઘણે ભાગે દવા શાની બને છે તે તેના કર્તા આપણને જાણવા જ નથી દેતા. 'છૂપી દવાઓ' એ નામની ચોપડી હાલમાં એક દવાવાળાએ જ બહાર પાડી છે. માણસો ન ભમે તે હેતુ એ ચોપડી બહાર પાડવાનો છે. તેમાં તે બતાવે છે કે સાર્સાપરીલા, ફ્રૂટ સૉલ્ટ, સીરપ વગેરે અંકાયેલી (પેટન્ટ) દવાઓ છે તેના આપણે ત્રણથી સાત શિલિંગ આપીએ છીએ. તેમાં આવેલી દવાની મૂળ કિંમત એક ફાર્થિંગથી એક પેની સુધીની હોય છે. એટલે આપણે ઓછામાં ઓછું છત્રીસગણું ને વધારે ત્રણસેં છત્રીસ ગણું દામ આપીએ છીએ. એટલે આપણે ત્રણ હજાર પાંચસેં ટકાથી પાંત્રીસ હજાર ટકા સુધી નફો આપીએ છીએ.

આમાંથી વાંચનારે એટલું તો જોવું જોઈએ કે દરદીએ દાક્તરોને ત્યાં દોડવાની જરૂર નથી. એકાએક દવાઓ લેવાની નથી; પણ બધા માણસો એટલી ખામોશી નહીં રાખે. દાક્તરો બધા જ અપ્રામાણિક નથી. દરેક વખતે દવા ખરાબ જ છે એવું સાધારણ માણસ નહીં માને. એવા બધાને એટલું કહી શકાય કે તમે બને તેટલી ખામોશી રાખજો, દાક્તરોને બને ત્યાં સુધી તસ્દી ન આપતા, દાક્તરોને બોલાવો તો સારા માણસની પાસે જજો અને એકને

બોલાવ્યા પછી તેને જ વળગી રહેજો. તે જ્યારે બીજાને બોલાવવા કહે ત્યારે જ બીજાને બોલાવજો. તમારું દરદ તમારા દાકતરના હાથમાં નથી. તમારું આયુષ હશે તો તમે ખચિત સારા થશો. અને જો તમે તદબીર કરી તે છતાં તમારું કે તમારા સગાનું મરણ નીપજે તો જાણજો કે તે પણ જિંદગીનો એક પ્રકારનો ફેરફાર જ છે.

ગાંધીજી

# સ્વ. શ્રી રાવજીભાઈ પટેલ

## જીવનઝરમર

મૂત્રચિકિત્સાના પ્રયોગો વિષે માર્ગદર્શન આપતા "માનવમૂત્ર" પુસ્તકની ૭મી ગુજરાતી અને ૨જી હિંદી આવૃત્તિના પ્રકાશન પ્રસંગે, શ્રી રાવજીભાઈના જીવનનો ટૂંક પરિચય આપવો અપ્રસ્તુત નહિ ગણાય. ખાસ કરીને, આ પ્રયોગોનો વિસ્તાર, ગુજરાત બહાર, ભારતના જુદા જુદા ભાગોમાં તેમ જ બીજા દેશોમાં થતો જાય છે, તે સમયે, તેમનો આ પરિચય ઉપકારક થઈ પડશે.

## જીવનઘડતર

ગુજરાતના ખેડા જિલ્લાના ચરોતરમાં શ્રી રાવજીભાઈનો જન્મ અને અભ્યાસકાળ વ્યતીત થયાં. ત્યાં તેઓશ્રીએ મોતીભાઈ અમીન જેવા પ્રખર વિદ્વાન અને સજ્જનના હાથ નીચે કેળવણી અને પ્રેરણા મેળવ્યાં. ૧૯૦૭માં સૂરતમાં કોંગ્રેસનું અધિવેશન મળ્યું ત્યારથી જ તેઓને દેશસેવાનો રંગ લાગ્યો.

## આફ્રિકામાં ગાંધીજી સાથે

આ પછી અધૂરા અભ્યાસે કૌટુંબિક કારણો માટે તેમને દક્ષિણ આફ્રિકા જવાનું થયું અને ત્યાં તેઓ દુકાનદાર બન્યા, પણ તે કામથી તેમને સંતોષ થયો નહિ. તેમના મનનો ઝોક દેશસેવા અને આત્મજ્ઞાન તરફ થતો ચાલ્યો. પૂ. ગાંધીજી તે વખતે આફ્રિકામાં હતા. તેમનું માર્ગદર્શન મેળવવા પત્રવ્યવહાર પણ કરતા અને આખરે ૧૯૧૨માં તેઓ ફિનિક્સ આશ્રમમાં જોડાયા. ત્યાં રહીને તેઓએ સત્યાગ્રહની લડતોમાં ભાગ લીધો અને પૂરેપૂરા આશ્રમવાસી અને સત્યાગ્રહી બન્યા. યુવાન અવસ્થામાં આ રીતે તેમનું ઉત્તમ ઘડતર થયું.

## સ્વદેશ

૧૯૧૫ની સાલમાં કાકાની બીમારીને કારણે તેમની સાથે સ્વદેશ પાછા આવવાનું થયું. થોડા સમયમાં જ તેઓ અમદાવાદમાં ગાંધીજી પાસે આશ્રમમાં રહેવા ચાલી ગયા.

## સ્વાતંત્ર્યની લડત

ત્યાર પછી રાવજીભાઈના જીવનનો ઇતિહાસ એ દેશની સ્વતંત્રતાની લડતના ઇતિહાસનો એક ભાગ છે. બધી લડતોમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો અને વારંવાર જેલયાત્રા કરી.

સ્વાતંત્ર્ય મળ્યા પછી, તેમણે રાજદ્વારી અને સામાજિકક્ષેત્રોમાં ગાંધીજીની વિચારસરણીને અનુસરી વિવિધ પ્રકારની દેશની અને સમાજની સેવા કરી.

## સામાજિક સેવાપ્રવૃત્તિ

ગાંધીજીના અવસાન પછી તેમનું લક્ષ્ય વધુ ને વધુ સામાજિક કાર્યોમાં અને આધ્યાત્મિકતા તરફ વળવા લાગ્યું અને ગુજરાતના જાહેરજીવનમાં જે જે સડા અને દૂષણો જણાય ત્યાં નીડરતાથી તેની સામે પોતાનો અવાજ ઉઠાવ્યો. ફક્ત શાબ્દિક ટીકા કરીને કે પ્રવચનો કે નિવેદનો ન કરતાં, જે કોઈ વ્યક્તિ કે સંસ્થા પોતાની મુશ્કેલી લઈને આવે તેને દરેક પ્રકારની મદદ આપવાનું કાર્ય તેમણે ઉપાડી લીધું. આ કામ માટે તેઓ કોઈની શેહ કે શરમમાં તણાતા નહિ. નિર્ભયતાથી અને પ્રેમથી દરેકની મુશ્કેલી કે અન્યાયને દૂર કરવા પ્રયત્ન કરતા. આ રીતે તેઓ અનેક દુઃખીઓનું વિશ્રામ અને આશ્વાસનનું સ્થાન બની રહ્યા.

## ભારત સેવક સમાજમાં

૧૯૫૩મા પંડિત જવાહરલાલજીની પ્રેરણાથી શ્રી નંદાજીએ ભારત સેવક સમાજની સ્થાપના કરી, ત્યારે ગુજરાતમાં સમાજનું

કામ કરવા માટેની જવાબદારી શ્રી રાવજીભાઈને સોંપવામાં આવી અને તે જવાબદારી તેમણે મૃત્યુપર્યંત બજાવી. આ વર્ષોમાં તેમણે બે મહત્ત્વનાં કામ ઉપાડચાં. એક તો ભારત સેવક સમાજ મારફત લાંચરુશવત, જુગાર, અનીતિ અને બીજી બદીઓની સામે મોટી ઝુંબેશ ઉપાડી, અને તે રીતે તેઓ અનેક નાનામોટાના સંપર્કમાં આવ્યા, અને ભારત સેવક સમાજના કાર્યને મોટો વેગ આપ્યો.

## મૂત્રચિકિત્સાના પ્રયોગ

બીજું કાર્ય, માનવમૂત્રના પ્રયોગોનું.

તેઓ આફ્રિકામાં હતા ત્યારથી જ તેમને પૂ. ગાંધીજીના આરોગ્ય વિષેના નૈસર્ગિક ઉપચારો વિષે દૃઢ શ્રદ્ધા જામી હતી. ૧૯૫૪માં તેમને હૃદયરોગની બીમારી લાગુ પડી. અવારનવાર તેઓ ડૉક્ટરની સારવાર લેતા, અને કાંઈક રાહત મેળવી કામ ચાલુ રાખતા. પરંતુ અવારનવાર તેમની તબિયત બગડતી. આ સમય દરમ્યાન તેમના હાથમાં આર્મસ્ટ્રોંગનું અંગ્રેજી પુસ્તક "ધી વૉટર ઑફ લાઇફ" આવ્યું. વિશ્વાસ બેસવાથી તેમણે તે પ્રયોગ પોતાની જાત ઉપર કર્યો અને નજીકના મિત્રો, સ્નેહીઓ અને ઓળખીતાઓને બતાવ્યો. જુદા જુદા રોગમાં પ્રયોગથી ઘણાઓને ફાયદો થયો તેથી ઉત્સાહિત થઈ તેમણે આ પ્રયોગની જાહેરાત છાપાંઓમાં કરી, જેને પરિણામે નજીક અને દૂરથી, જુદા જુદા દર્દોથી પીડાતા અનેક દરદીઓ તેમની સલાહસૂચનાઓ અને માર્ગદર્શન મેળવવા રૂબરૂ અને પત્રથી સંપર્કમાં આવ્યા. આ કાર્યને વ્યવસ્થિત કરવા માટે ભારત સેવક સમાજ, ગુજરાતે તેમની સૂચનાથી આ કામ ઉપાડી લીધું.

આ પ્રયોગો શરૂ કરવામાં અને ચાલુ રાખી પ્રચાર કરવામાં શ્રી રાવજીભાઈએ ભારે નૈતિક હિંમત દર્શાવી છે, કારણ કે પહેલેથી મોટાભાગના એલોપથી અને આયુર્વેદના નિષ્ણાતોએ આ પ્રયોગો

પ્રત્યે દુર્લક્ષ અને વિરોધ બતાવ્યો છે. કેટલાંક છાપાંઓએ પણ આ પ્રયોગો પ્રત્યે અણછાજતી વિરોધી વૃત્તિ રાખી છે. સદ્‌ભાગ્યે કેટલાક સારા દાક્તરો અને વૈદ્યોએ આ પ્રયોગોને નિષ્પક્ષભાવે તપાસી તેની ઉપયોગિતા સ્વીકારી છે.

શ્રી રાવજીભાઈનો અને ભારત સેવક સમાજનો એકમાત્ર ઉદ્દેશ આ પ્રયોગોથી ગરીબ જનતાની સેવા કરવાનો છે.

શ્રી રાવજીભાઈના મૃત્યુથી આ આ કાર્ય અધૂરું રહ્યું છે. યથાશક્તિ આગળ ધપાવવાનો પ્રયત્ન ભારત સેવક સમાજ કરી રહ્યું છે.

સૌ મિત્રો અને સમાજસેવકોને આ મહત્ત્વના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા અને એ રીતે શ્રી રાવજીભાઈ પ્રત્યેનું ઋણ અદા કરવા વિનંતી કરીએ છીએ.

**પન્નાલાલ ઝવેરી**
માનદમંત્રી,
ભારત સેવક સમાજ, ગુજરાત

અમદાવાદ
૧૧-૫-'૬૪

# બે બોલ

'ન જાણ્યું જાનકીનાથે પ્રભાતે શું થવાનું છે.' રાજ્યારોહણને બદલે વનવાસ જવાનું થયું ત્યારે એની જ મનની પ્રસન્નતા અને હૃદયના ઉલ્લાસ સાથે જાનકીનાથ વલ્કલ પહેરી વનવાસ સિધાવ્યા. આ પ્રકરણો લખવામાં એવું કંઈક બની ગયું. જીવનભર હું રાજકારણમાં રહ્યો અને સમાજસેવક તરીકે જીવ્યો. તે જીવન જીવવામાં મારાથી બને તેટલી મેં મારી જાત પર ચોકી રાખી છે. મનના ઘોડાની લગામ બને તેટલી સખત પકડી રાખી છે. એમાં મને સુખ અને આનંદ મળ્યાં છે. આત્માનો સંતોષ એ જ સાચું સુખ છે એ આત્મસંતોષ મેળવવાનાં મેં વલખાં માર્યાં કર્યાં છે. એ રીતે જીવીને એક અનેરા માનવ તરીકે મારા જીવનની હકીકત "જીવનનાં ઝરણાં"ના બીજા ભાગમાં સંપૂર્ણ લખી નાખી મેં સંતોષ માન્યો છે. અને જાણે હું જીવનથી પરવારીને પરમ મિત્ર મૃત્યુની રાહ જોતો બેઠો હોઉં એવી રીતે નિરાંતે બેઠો હતો.

પણ આપણું ધાર્યું થાય છે ખરું કે? એ તો "ધણીનું ધાર્યું" એણી પેરે થાય જેમ ગજ કાઢું ગરે, કૃષ્ણને કરવું હોય તે કરે" એવું થયું. મારા જીવનમાં કદી સ્વપ્ને પણ મેં નહીં કલ્પલી એવી પ્રવૃત્તિમાં મૃત્યુની રાહ જોતા બેઠેલા મને પ્રભુએ નાખ્યો. પ્રવૃત્તિ સમજીને નહીં પણ પીડાહીન જીવન જીવવાના પ્રયત્નમાં અચાનક સહેજે કાર્ય આવી ઊભું. આયુર્વેદ, એલોપથી, હોમિયોપથી કે બાયોકેમિક, એવી કોઈ 'પથી'માં મારી ચાંચ ન ખૂંપે. મારો એ વિષય નહીં. તેનાં અટપટાં નામના ઉચ્ચાર પણ મને ન આવડે અને તેની પરવા પણ મને નહીં. એવા ક્ષેત્રમાં મને પ્રભુએ નાખ્યો. શાથી નાખ્યો? મને કાંઈ ખબર નહીં, છતાં હું એ

દિશામાં કેમ ન કર્યાગે ? કારણ કે તે મહાત્મા આપણા બધામાં ઓતપ્રોત છે. દુઃખીઓની સેવા કરવાની તક મળતી હોય તો સ્વર્ગનો અનાદર કરીને પણ નરકમાં જવાની તૈયારી કરું એવી માગી વૃત્તિ અને હિંમત ખરી. ગાંધીજી પાસે ઘણું શીખવાનું હતું, પણ તે બધું શીખવાની મારી લાયકાત ન હતી; છતાં આ લાયકાત—જે નાનામાં નાના માણસમાં હોઈ શકે તે લાયકાત—હું તેમની પાસે શીખવા પ્રયત્નશીલ રહેતો કે કાંઈ નહીં તો માનવજાતની સેવા કરતાં કરતાં કાંટાળો તાજ પહેરી વધસ્તંભ પર પ્રસન્નચિત્તે શી રીતે ચઢવું મૂઢ જેવા રહીને આટલું શિખાય તોપણ કાંઈક આત્મસંતોષ મળે. પ્રભુ તો અંતર્યામી છે. અને મને તેનું નિમિત્ત બનાવી મૂત્રચિકિત્સા જેવો સામાન્ય આમજનતામાં સુગાળો પ્રશ્ન મારી પાસે રજૂ કર્યો અને મને તેમાં પડવાને ધક્કો માર્યો મૃત્યુને ભેટવાને દિવસો ગણતા મને જ્યારે આવો ધક્કો લાગ્યો ત્યારે એ પ્રેરણાત્મક કાર્યમાં હું પડ્યો; અને જાણે પ્રભુએ ગોઠવ્યું હોય તેમ મને જે દિશાનું ભાન નહોતું ત્યાંથી એક પછી એક સહાયકો મળવા લાગ્યા. પોતાના પુરાણા અનુભવો કહેવા લાગ્યા અને એને કારણે મારા હૃદયમાં શ્રદ્ધા પેદા થઈ. મેં આ પ્રશ્નને વૈદકીય દૃષ્ટિએ જોયો કે વિચાર્યો નથી. પણ જેમાં ગમે તેવા નિષ્ણાત ડૉક્ટરોના ગુરુવર્ય ગણાય એવા ડૉક્ટર કે વૈદની કે વૈજ્ઞાનિકની ચાચ ન ખૂંપે એવી વિશ્વના કિરતારની રચેલી કુદરત પ્રત્યેની શ્રદ્ધાથી હું પ્રેરાયો. આ કોઈ પણ પ્રચલિત વૈદકીય વિષય નથી, છતાં જો કાંઈ હોય તો કુદરતી સંપત્તિના અભ્યાસે ઉત્પન્ન થયેલા આયુર્વેદનીયે પહેલાંની જીવમાત્રને બક્ષેલી ઈશ્વરદત્ત બક્ષિસ છે. તે સકારાત્મક બક્ષિસ છે. નકારાત્મક નથી. સૃષ્ટિની કરામતમાં જીવને તેના શરીરના સુરક્ષણ માટે કિરતારે આ સાધન પ્રથમથી બક્ષેલું છે તે કોઈ રોગનો ઉપાય નથી, પણ શરીરસ્વાસ્થ્યનું સાધન છે. આ શ્રદ્ધા મને હૃદયમાં વસી ગઈ. કેમ વસી ? તેનો શો આધાર ? તેવા પ્રશ્નો મારી જાતને

પૂછીને હું દીર્ઘસૂત્રી બન્યો નથી. સૂર્ય છે. હું દેખું છું. તેને કાંઈ પુરવાર કરનારી દલીલની જરૂર ખરી કે? કિરતારે આ શરીરનું કે કોઈ પણ જીવજંતુનું શરીરસ્વાસ્થ્ય જાળવી રાખવા માટે વૈદ્યની રચના કરી નથી. પણ તે માટે દરેકને સાધન આપી દીધું આ અચળ અને સાચી શ્રદ્ધાની વાત છે. પછી જીવ પોતાની મૂર્ખાઈથી ગમે તેમ વર્તે અને તેમાં માનવજાતે તો વિશ્વમાં બધાં નાનાંમોટાં જીવજંતુઓ કરતાં વધુ મૂર્ખ બની પોતા માટે વૈદ્યની સંસ્થા ઊભી કરી તો ભલે તેમ થયું, પણ તેથી મૂળ વાત શા માટે ભૂંસાવી જોઈએ? જે મનુષ્યના શરીરની રચના કરી કિરતારે હાથ ધોઈ નાખ્યા તે મનુષ્યજાતને તેણે પરાવલંબી બનાવી? અને બીજાં જીવજંતુ, જાનવર, પશુ, પંખી અને કીટકીડાને સ્વાવલંબી બનાવ્યાં? જીવમાત્રનું શરીર કિરતારે સંપૂર્ણ અને સ્વાયત્ત બનાવ્યું અને તે સંપૂર્ણતા તથા સ્વાયત્તતા કાયમ ટકી રહે તે માટે દરેકને પોતપોતાનું સાધન આપ્યું છે. આ વાત હાલના સંસ્કારી (કલ્ચર્ડ ઍન્ડ સિવિલાઈઝ્ડ) ગણાતા સમાજને ભલે ને અરુચિકર લાગતી હોય પણ તે સત્ય છે, સૂર્ય સમ સ્વયંપ્રકાશિત છે. આ પ્રકાશને ક્યાં સુધી ઢાંકી રખાશે?

આવા આવા પ્રશ્નો અને વાતો મારી સામે આવી ઊભાં અને મારા દિલમાં વસી ગયું કે, જગતની પીડાની માનવજાતની સેવા કરવાનું આ વિશાળ ક્ષેત્ર પડ્યું જ છે. હું શું કરી શકીશ તેની મને ખબર નથી. મારું ગજું નથી. મારી શારીરિક સ્થિતિ પણ નથી. છતાં પ્રભુએ જે ચિનગારી મારા હૃદયને આપી, તે મને પ્રભુએ જેને માટે આપી તેને હું આપું તો મને સંતોષ થાય એવા હેતુથી આ પ્રકરણો લખવાનો પ્રયત્ન મેં આદર્યો છે; પણ કેવળ એ પ્રયત્નમાત્રથી આ વિરાટ કાર્ય થવાનું નથી. આ કાર્ય સિદ્ધ થવામાં જ્યારે અનુકૂળતા છે અને તે સાથે પ્રતિકૂળતા પણ

બહુ પ્રબળ છે. અનુકૂળતાઓ એ છે કે · (૧) તે ઈશ્વરપ્રેરિત છે. (૨) શરીરના સ્વાસ્થ્યની કોઈ પણ જાતની ઊણપને પૂરવાને માટે તે એક જ ચમત્કારિક અને વિજ્ઞાનની દૃષ્ટિએ સંપૂર્ણ દ્રવ્ય છે. (૩) તેનો ઉપયોગ કરવામાં શ્રદ્ધા અને સદ્વૃત્તિ સિવાય તેની બીજી કોઈ કિંમત આપવાની નથી (૪) પરિશ્રમ તે કોઈ પણ દ્રવ્ય કરતાં વધારે અસરકારક છે (૫) આયુર્વેદે તેને વિષઘ્ન અને રસાયન કહ્યું છે વિષઘ્ન એટલે શરીર અંદરના કે શરીર બહારના કોઈપણ વિષને હણનાર અને રસાયણ એટલે વૃદ્ધાવસ્થાને અટકાવીને રોગ-રહિત યૌવન અવસ્થા આપે તેવું. (૬) તેના ઉપયોગથી કોઈ પણ પ્રકારનું નુકસાન નથી એટલે નિર્દોષ છે. આ છ ગુણોવાળું દ્રવ્ય પ્રજા પાસે હિંમતપૂર્વક મુકવામાં આવે તો પ્રજાની અને આયુર્વેદની ભારેમાં ભારે સેવા કરી ગણાય, કારણ કે આયુર્વેદ પ્રત્યે મને પક્ષપાત છે, છતાં હું એમ માનતો થયો છું કે મૂત્રચિકિત્સા એ આયુર્વેદનું જન્મસ્થાન છે. કોઈ આયુર્વેદના ભક્ત મારા આ કથનથી અકળાય નહીં. સમજે, વિચારે અને નિર્ણય કરે અને છતાં તેમને મારું એ કથન સ્વીકાર્ય ન હોય અને તેને આયુર્વેદનું એક અંગ ગણે તોપણ મને વાંધો નથી. વિશેષમાં આપણા દેશની ગરીબ પ્રજાની ચાલુ તબીબી પદ્ધતિની દવાઓના બોજાઓ નીચે શારીરિક, માનસિક અને આર્થિક દૃષ્ટિએ એટલી બધી ચુસાઈને સત્ત્વહીન થઈ ગઈ છે અને અક-ળાઈ ગઈ છે કે દેશની ગરીબ અને રોગોથી પીડાતી જનતા તેને ત્વરિત ગ્રહણ કરી લેવાની છે. એ પણ મોટામાં મોટી અનુકૂળતા છે.

ઉપરની અનુકૂળતાઓ સામે નીચેની પ્રતિકૂળતાઓ પણ છે: (૧) પેશાબ પ્રત્યે આપણા સમાજની સૂગ, તેના સ્વાદ અને ગંધ વિષેનો ખોટો ખ્યાલ (૨) પેશાબ મારફતે શરીરમાંનું ઝેર નીકળે છે એવી આપણી ખોટી માન્યતા અને તેવો થતો પ્રચાર. (૩)

સેંકડો વરસથી મૂત્રચિકિત્સાની સારવાર બંધ પડવાથી તેના ઉપયોગની શાસ્ત્રીય પદ્ધતિનું અજ્ઞાન. (૪) તે પદ્ધતિમાં પાળવી જોઈતી પરહેજી પાળવામાં આપણી બેદરકારી અને આહારવિહારમાં આપણો અસંયમ. (૫) મૂત્રચિકિત્સા એ ઉચ્ચ સાંસ્કૃતિક જીવનની વિરુદ્ધની ચિકિત્સા છે એવી આજના સમાજની સમજ. (૬) તે બધાં કારણોને પોષવા જેવો અને દૃઢ બનાવતો અન્ય વૈદ્યકીય પદ્ધતિના ધંધાર્થીઓનો મરણિયો પ્રચાર; સ્વચ્છતાને નામે, સંસ્કારિતાને નામે, સભ્યતાને નામે, બીજા વૈદ્યકીય ધંધાનાં સ્થાપિત હિતોનો થતો અગર થનારો સામનો. જોકે ઘણા વૈદ્યો સ્વીકારે છે છે કે મૂત્રચિકિત્સા એ આયુર્વેદનું અંગ છે, છતાં ધનલક્ષી વૈદ્યોનો વિરુદ્ધ પ્રચારમાં સાથ હોવાનો સંભવ છે. (૭) આ બધી હકીકતોનો વિચાર કરી પોતાના કલ્યાણ ખાતર સત્ય વર્તનને અમલમાં મૂકવા જેટલી આપણી, આપણા સમાજની નૈતિક હિંમતની ખામી. ઉપરની પ્રતિકૂળતાઓ ૫ણ છે, છતાં મને શ્રદ્ધા છે કે આયુર્વેદના અભ્યાસીઓ સત્યનિષ્ઠાથી પ્રયત્ન કરે તો મૂત્રચિકિત્સા મારફત દમનકારી વૈદકપદ્ધતિ ભૂંસી નાખી હિંદી જનતાને તેની નાગચૂડમાંથી બચાવી શકે. આને માટે આયુર્વેદના અનુયાયીઓએ તપ કરવું જોઈએ સંશોધન કરવું જોઈએ અને તેમાં જ જીવનનું સ્વાર્પણ કરવું જોઈએ. પ્રચલિત વૈદ્યકીય પદ્ધતિએ હવે હદ વટાવવા માંડી છે તેમાં ઘણા ઉત્તમ પુરુષો પડેલા છે. સેવાલક્ષી અને ચારિત્રશીલ સેવકો પણ તેમાં પડેલા છે. પણ તેવા જૂજનું શું ચાલે? હું તો ઘણા ભલા અને નિખાલસ ડૉક્ટરો મુક્તકંઠે કહી નાખે છે શું કરીએ? ડૉક્ટરી ધંધો કરીએ છીએ, પણ અમે તો નિમિત્ત માત્ર છીએ. અમે ડૉક્ટરો કરતાં દવા બનાવનાર સ્થાપિત હિતોના એજન્ટો વધારે અંશે છીએ. કેટલાક ડૉક્ટરો ખાનગીમાં ભલા હૃદયથી એકરાર કરે છે કે "તાવ કે શરદીમાં હું મારી જાત માટે કરિયાતાનો ઉકાળો અને હરડે વાપરું છું અને જે દરદી મારે ત્યાં

આવે તેને બાર આનાનું ઈન્જેકશન આપી તેની પાસેથી પાંચ કે દસ રૂપિયા લઉં છું.'' ડોકટરના પ્રમાણપત્રને શોભાવે અને દરદમાં દરદીને સાચે જ રાહત આપે એવા કુશળ ડોકટરો હજારોમા સો હશે. બાકીના બીજા બધા તે સો શક્તિશાળી ડોકટરોની પાછળ પોષાય છે, મળેની છાપને આધારે ચરી ખાય છે. આમ છતા શક્તિશાળી અને અશક્ત બને એકબીજાના પોષક છે એકબીજાના આધારથી સમાજ પર અપુર્વ વર્ચસ ભોગવે છે સમાજનુ કલ્યાણ કરીને કોઈ વર્ચસ ભોગવે તેનુ કાઈજ દુઃખ ન હોય, પણ સમાજને શરીરે, મને અને ધનને, પાયમાલ કરીને વર્ચસ ભોગવે એ દુઃખ છે. સમાજનું કોઈ પણ અગ પોતામા ભૌતિક કે આધ્યાત્મિક શક્તિ હોય તેને કારણે વર્ચસ ભોગવે તેમા ફરિયાદ કરવાપણુ ન હોય, પણ તેમ નહીં હોવા છતા સસારના ઉદ્ધારક અને દુઃખહારક બનીને બેસી જાય અને સસારને પાયમાલ કરે તો તેની સામે ફરિયાદ કરવી એ ફરજ થઈ પડે છે. સસારમા આજકાલ તબીબી ધધાનુ એવું થઈ પડયુ છે કે જગતના રોગોનો નાશ કરવાની તેની ઝુબેશ મા તે નિષ્ફળ નીવડયો છે, એટલુ જ નહી પણ રોગો હતા તે વધારે તીવ્ર બન્યા છે અને જે નહોતા તે નવા ફાટી નીકળ્યા છે. દિનપ્રતિદિન કોઈ પણ દેશના ગામો, કસબા કે શહેરો વધારે સુખસગવડવાળા અને સ્વચ્છ બનતા જાય છે છતા, ત્યા રોગોનુ અને તે સાથે ડોકટર અને તબીબોનુ પ્રમાણ અનેકગણું વધતુ જાય છે એ ચિતાજનક હકીકત છે. એક જીવતી જાગતી હકીકત લઈએ અમદાવાદમા સને ૧૯૩૧-૩૨મા અને સને ૧૯૫૭-૫૮મા વસ્તી, મ્યુનિસિપાલિટીનુ બજેટ અને તબીબી ધધાર્થીઓની સખ્યા નીચે આપું છુ.

| શહેરની વસ્તી | સને | મ્યુનિ બજેટ | રજિસ્ટર્ડ ધધાદારી તબીબો અને વૈદ્યોની સખ્યા |
|---|---|---|---|
| ૩,૮૨,૦૦૦ | ૧૯૩૧-૩૨ | ૩૦,૮૦,૦૦૦ | ૨૦૦ (આશરે) |
| ૯,૭૭,૦૦૦ | ૧૯૫૭-૫૮ | ૩,૦૭,૦૦,૦૦૦ | ૮૦૦ (આશરે) |
| ૧૨,૨૩,૦૦૦ | ૧૯૬૩-૬૪ | ૫,૬૩,૬૪,૦૦૦ | ૧,૬૦૦ (આશરે) |

અમદાવાદ શહેરની પ્રગતિના આ આંકડા છે. છેલ્લાં પચીસ વર્ષમાં વસ્તી ૨૫૦ ટકા વધી છે. છેલ્લાં પચીસ વર્ષમાં શહેરની સ્વચ્છતા, રસ્તા, સેનિટેશન, ગીચ વસ્તીને બદલે વસવાટોના ખર્ચ માટે, ગટરો, નાનામોટા બગીચા વગેરે ખર્ચ સારુ શહેરની સુખાકારી માટે પચીસ વર્ષ પહેલાં મ્યુનિસિપાલિટી જે ખર્ચ કરતી હતી તે હાલ વધીને લગભગ ૯૦૦ ટકા વધ્યું છે. એટલે તે હિસાબે શહેરની વસ્તીની આરોગ્યસમૃદ્ધિ વધવી જોઈએ અને તેને કારણે પ્રજા પર બોજો ઓછો થવો જોઈએ. પણ હકીકત એવું કહે છે કે પચીસ વર્ષમાં તેનું ખર્ચ પણ આશરે ૪૦૦ ટકા વધ્યું છે. પ્રજાના તંદુરસ્ત જીવન માટે છેલ્લાં પચીસ વર્ષમાં મ્યુનિ. ખર્ચમાં ૯૦૦ ટકા ખર્ચ વધ્યું તો તે હિસાબે પ્રજા પર તંદુરસ્તીના ખર્ચનો બોજો ઘટવો જોઈએ. તેને બદલે ૪૦૦ ટકા વધે છે તેનું શું કારણ? આ પ્રશ્ન દરેક વિચારવંત માણસ માટે ગંભીરપણે વિચારવા જેવો છે. આમાં દોષ કયાં છે? પ્રજાનું સ્વાસ્થ્ય સુધારવાને બદલે ગજબનું બગડયું છે. પ્રજામાં જે રોગો હતા તે વધુ તીવ્ર થયા છે અને અનેક નવા વધ્યા છે, એ નક્કર હકીકતનો કોઈનાથી ઇન્કાર થઈ શકે તેમ નથી. તેનું શું કારણ? આ સ્થિતિ એકલા અમદાવાદ શહેર માટે જ છે એમ નથી, પણ ભારતના કોઈ પણ નાના મોટા ગામડાની, કસબાની અને શહેરની આવી જ ચિંતાજનક સ્થિતિ છે. આને માટે જવાબદાર કોણ? જે સંસ્થા કે વર્ગ એમ કહે કે અમે પ્રજાના સ્વાસ્થ્યના જવાબદાર છીએ, અમે તેનું રક્ષણ કરીએ છીએ, તેમને હું આ નક્કર હકીકત ભેટ આપું છું, કારણ કે આને માટે તેમને જ હું જવાબદાર ગણું છું. સને ૧૯૦૯માં મહાત્માજીએ 'હિંદ સ્વરાજ' લખ્યું તેમાં વકીલો-ડોકટરો અંગે કડક ટીકા કરેલી છે કે,, વકીલ ડૉકટર અને વેશ્યા એ ત્રણેયના ધંધા એક કોટીના છે. ૪૯ વર્ષ પર જ્યારે મેં તેમનો ચોંકાવનારો અભિપ્રાય 'હિંદસ્વરાજ'માં

વાંચ્યો ત્યારે મને લાગેલું કે ગાંધીજી જેવા સૌમ્ય અને સંત પુરુષ, જે પોતે વકીલ છે તે જ્યારે આવો કડક અભિપ્રાય આપે છે ત્યારે તેમાં કાંઈક વજૂદ હશે ખરું. વળી ગાંધીજી હંમેશાં સત્યની શોધમાં હતા તેથી તે તેમના પહેલાંના અભિપ્રાય કે વિચાર બદલતા તો તુરત તે જાહેર કરતા. પણ આ અંગે એવું કાંઈ બન્યું નથી. મારા અનુભવમાં પણ મને ગાધીજીની એ માન્યતામા સંપૂર્ણ તથ્ય લાગ્યું છે. વકીલ, ડૉકટર (વૈદ્ય) અને વેશ્યા એ ત્રણે માનવ તો છે જ, એટલે તેમની માનવતા તેમના ધંધા પર જેટલું વર્ચસ ભોગવે તેટલાં તે સજ્જન અને સમાજને ઉપકારી છે. બાકી જીવનભરનો અનુભવ તો એવું કહે છે કે, ધનોપાર્જન અર્થે થતી વકીલાતે સમાજના સામાજિક અને નૈતિક સ્વાસ્થ્યનો નાશ કર્યો છે અને તેવા જ વૈદકીય ધંધાએ પ્રજાના શારીરિક સ્વાસ્થ્યનું સત્યાનાશ વાળ્યું છે. આ દીવા જેવી સ્પષ્ટ વાત તેમા પડેલા સારા માણસો પણ સ્વીકારતા નથી, અને સમજતા હોવ તો તે ઘરેડમાંથી, જૂથબંધીમાંથી નીકળતા નથી, એ દુઃખની વાત છે.

એટલા માટે પ્રજાએ પોતાએ જાગ્રત થવુ જોઈએ અને આ પ્રગતિના જમાનામા સમાજના બૌદ્ધિક બળોના હાથે પોતાના સામાજિક, નૈતિક અને શારીરિક સ્વાસ્થ્યનું નિકંદન થવા માંડ્યું છે તેમાથી બચવાને પ્રયત્નશીલ થવું જોઈએ

કકળતા હૃદયે ઉપરનું અળખામણુ નિવેદન કરવા માટે સહૃદયી મને ક્ષમા આપે અને તેમાંનુ સત્ય જુએ. સુજ્ઞેષુ કિં બહુના?

અંતે મારી એક ફરજ બજાવવા ઇચ્છું છું કે, આ પુસ્તકનું આમુખ શ્રી મોરારજીભાઈ દેસાઈએ લખવાનું સ્વીકારીને મને ઘણો ઉત્તેજિત કર્યો છે તેથી મને ઘણો આનંદ થાય છે. સ્વજનનો ઉપકાર માનવાની જરૂર હોય નહીં.

તા. ૭-૧૨-'૫૮ રાવજીભાઈ મણિભાઈ પટેલ

# ડૉ. જીવરાજ મહેતાના બે બોલ

( ડૉ. જીવરાજ મહેતા – ગુજરાતના માજી મુખ્યપ્રધાને અંગ્રેજી માનવમૂત્રની પ્રસ્તાવના લખેલી છે, જેનો સાર ભાગ નીચે આપવામાં આવ્યો છે.–પ્રકાશક )

માનવમૂત્રના આ અંગ્રેજી અનુવાદ માટે, બે શબ્દો લખતાં મને ઘણો આનંદ થાય છે.

શ્રી રાવજીભાઈએ જિંદગીભર દેશની સેવા કરેલી છે, દેશની આઝાદીની લડતમાં ભાગ લેવા ઉપરાંત, તેઓએ સામાજીક અને નૈતિક પ્રશ્નોમાં હંમેશ ઊંડો રસ લીધો હતો, અને ગાંધીજીની સર્વગ્રાહી ફિલસુફીને તેમણે અપનાવી હતી. આવી વ્યક્તિએ મૂત્રચિકિત્સાની બાબતમાં સ્વાનુભવ ઉપરથી દર્શાવેલા વિચારોને આપણે ધ્યાનપૂર્વક તપાસવા જોઈએ.

**મુત્ર એ, શરીરમાંથી નીકળતો મળ નથી, પણ, શરીરના રોગોને દૂર કરવા માટે કુદરતે આપેલી બક્ષિસ છે–** એ વિચાર એક નવી વસ્તુ છે. જો આ હકીકત સાચી પુરવાર થાય તો, દરદોથી પીડાતી મનુષ્યજાતને તે ઘણી ઉપકારક થઈ પડે.

સને ૧૯૫૪માં લેખકને હૃદયરોગનો હુમલો થયો, ત્યારે શ્રી. જુહાભાઈએ આર્મસ્ટ્રોંગનું લખેલું "ધી વોટર ઓફ લાઈફ" મૂત્રચિકિત્સાનું પુસ્તક આપ્યું, એ પ્રયોગ માટે, ખ્રિસ્તી, હિન્દુ તથા જૈનશાસ્ત્રો અને આયુર્વેદમાંથી આધારભૂત પુરાવા આપવામાં આવ્યા છે. આ બધાનો મુખ્ય સુર એ છે કે, **મૂત્ર એ એવું રસાયણ છે કે જેમાં મનુષ્યની માંદગીને કારણે થયેલી ગરબડ અને અવ્યવસ્થાને દૂર કરવા માટેનાં બધાં તત્ત્વો રહેલાં છે.**

પુસ્તકમાં જુદા જુદા રોગો ઉપર, મૂત્રપ્રયોગની સફળતાના દાખલાની રજુઆત કરવામાં આવી છે. વસ્તુની રજુઆત ઝમકદાર શૈલીમાં કરવામાં આવી છે, અને તે યોગ્ય વિચારણા માગી લે છે. આ વિશે વધુ પ્રયોગો થવા જોઈએ; અને તેને કોઈ જાદુ, આસ્થા કે વહેમનો વિષય ન ગણતાં તેને વિજ્ઞાનિક રીતે ચકાસવો જોઈએ.

પુસ્તક વાંચ્યા પછી તેમાંથી નીચે મુજબનું તારણ કાઢી શકાય.

(૧) ઉપવાસની સાથે સ્વમૂત્ર પીવાથી અને શરીરે લગાડવાથી, જુદા જુદા રોગોમાં ફાયદો થાય છે.

(૨) જે રોગોમાં ફાયદો થયો છે તેની અસર પાંચ વર્ષ સુધી જોવી જોઈએ.

(૩) બધાં પ્રાણીઓને, માંદગી વખતે, સ્વમૂત્ર પીવા માટે સ્વાભાવિક પ્રેરણા થાય છે તે હકીકત વિષે યોગ્ય તપાસ થવી જોઈએ.

(૪) મૂત્ર એ મળ નથી, પણ જીવનતત્ત્વોથી ભરેલું પ્રવાહી છે, એ હકીકત વિષે વિજ્ઞાનીઓએ પૂરી તપાસ કરવી જોઈએ.

(૫) ફક્ત ઉપવાસથી, અથવા પાણી વિના ઉપવાસ અને મૂત્રપાનથી અથવા ઉપવાસ વિના ફક્ત સ્વમૂત્ર પીવાથી રોગો મટે છે, તે વિષેના પ્રયોગો કરવા જોઈએ

(૬) ડાયાબીટીસ, કેન્સર અને એવા બીજા ગંભીર રોગો ઉપર મૂત્રપ્રયોગના અખતરા કરી પૂરો અભ્યાસ થવો જોઈએ.

એકંદરે એમ કહી શકાય કે આ પદ્ધતિ વધુ વિચારણા અને પ્રયોગો માગી લે છે. એને માટે જરૂરી વ્યવસ્થા થવી જોઈએ. લેખકે આ વસ્તુની રજુઆત ખૂબ દૃઢતાપૂર્વક કરી છે, તે માટે ધન્યવાદને પાત્ર છે.

# અનુક્રમણિકા

## ભાગ ૨ : મૂત્રચિકિત્સાનું પુનરુત્થાન



## ભાગ ૩ : સર્વાનુભવને પથે

### ભાગ ૪ : પરિશિષ્ટ : ચિકિત્સકોની દૃષ્ટિએ

# માનવમૂત્ર

## ભાગ ૧

### મુત્રચિકિત્સા—તાત્ત્વિક દૃષ્ટિએ

મહાત્મા ગાંધીજીના આશ્રમની સવારની પ્રાર્થનામાં નીચેનો શ્લોક પણ બોલાય છે:

प्रातर्भजामि मनसो वचसामगम्यम्
वाचो विभान्ति निखिला यदनुग्रहेण ।
यन्नेति नेतिवचनै निगमा अवोचु .
त देव देवमजमच्युतमाहुरग्र्यम् ।।

"જેનો તાગ મન અને વાણીથી પણ કાઢી ન શકાય (જે મન અને વાણીથી પણ પર છે), જેની કૃપાથી દરેક પ્રકારની વાણી પ્રકટ થાય છે, વેદો પણ 'તે આ નહીં,' 'તે આ નહીં' કહીને જ જેનું વર્ણન કરી શક્યા છે, ઋષિમુનિઓએ તેને દેવોના પણ, જન્મમરણથી રહિત અને સર્વનું મૂળભૂત તત્ત્વ કહ્યું છે તે બ્રહ્મનું હું પ્રાતઃકાળે ઊઠીને સ્તવન કરું છું."

## ૧

# મન–વાણીથી પર અગોચર શક્તિ

તેવા બ્રહ્મ જે મારા હૃદયમાં પણ બિરાજમાન છે તે અંતર્યામીનું ભક્તિભાવે શ્રદ્ધાપૂર્વક સ્તવન કરી હું મારા આ કાર્યની મંગળ શરૂઆત કરું છું અને નમ્રભાવે પ્રાર્થું છું કે, તે કૃપાસાગર મારા જેવા વામનને ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિ આપે. જેને માનવમનનો વેગ પણ માપી ન શકે, જે ચક્ષુઓમાં સમાય નહીં, એવા કિરતારની કરામતને કોણ સમજી શકે? માનવ ભલે ગર્વ કરે પણ એની દૃષ્ટિ કેટલી? તેની દૃષ્ટિ તો કૂવાના દેડકા જેટલી. તેણે એવી અગમ્ય, અગોચર શક્તિને પોતાની દૃષ્ટિના પરિઘ પ્રમાણે તે બ્રહ્મના જૂજવા નામ આપ્યા. એક ભક્તે યોગ્ય ગાયું છે કે:

> ભાઈ, નામ સમજીને બેસી રહીએ
> રામ ને રહેમાન તમે એક કરી જાણજો,
> કૃષ્ણ ને કરીમ એક કહીએ;
> હરિ હક્ક તાલામાં ભેદ નથી ભાઈ.
> અમે અલ્લા અલગ નવ કહીએ.
> ભાઈ, નામ સમજીને બેસી રહીએ.

ઉપરના ભાવને વિકસાવીએ તો જગતમાં જે અગમ્ય શક્તિ ઓતપ્રોત પ્રવર્તી રહી છે તેના અંશાવતાર તરીકે કે તેના પયગંબર તરીકે તેના દીકરા તરીકે કે તેના અચળ નિયમોના પ્રવર્તક તરીકે જગતભરની પ્રજા જુદા જુદા ધર્મને રસ્તે તે એક અગમ્ય શક્તિને જ શરણે જાય છે. શ્રીકૃષ્ણે આપેલી દિવ્ય દૃષ્ટિને પ્રતાપે અર્જુને જે વિશ્વદર્શન કર્યું તેમાં અનેક પ્રાણી અને પદાર્થોના સમૂહ સમાયેલા જોયા; તેમા હજારો સૂર્યનું તેજ જોયું, પૃથ્વી અને આકાશ બધીની કરામત તેમાં જોઈ. વળી

બ્રહ્માના પણ આદિકર્તા, દેવાધિદેવ, સત અને અસતથી પર. આદિદેવ, વિશ્વના પરમનિધાન વગેરે વિશેષણોથી અર્જુને તે બ્રહ્મદર્શનની સ્તુતી કરી; છતાં આ શક્તિના આદિ, મધ્ય અને અંત તે જોઈ શક્યો નહીં. ક્યાંથી જુએ? જે અનાદિ છે તેનું આદિ ન હોય, આદિ ન હોય તેનું મધ્ય ન હોય અને મધ્ય ન હોય તેનો અંત પણ ન હોય. એવી અગોચર અગમ્ય શક્તિના શરણમાં અર્જુને પરમ શાંતિ મેળવી; કારણ કે અગમ્ય શક્તિનું શરણું લઈ તદ્રૂપ થઈ ગયો, એનો અર્થ એ થયો કે અગમ્ય શક્તિમાં પોતાનું સમર્પણ કરવાથી; તેનું જ શરણું શોધવાથી, અગમ્ય શક્ત ગમ્ય થઈ શકી. એ શી રીતે, આપણે વિચારીએ.

## ૨

## કિરતારની કરામત

કિરતાર અગમ્ય, અગોચર, અનાદિ અને અવિનાશી છે એ બધું ખરું, પણ તેવા જ રહેવામાં અર્થ શો? તેમાં તેને પણ મઝા શી? આનંદ શો? તેણે ગોચર થવું જ રહ્યું, ગમ્ય થવું જ રહ્યું, નહીં તો આ વિશ્વરચનાનો કાંઈ અર્થ નહીં; એટલે તેણે કરામત કરી. કિરતારની કરામત તે કુદરત. કુદરતમાં બધુંયે આવી જાય. પૃથ્વી ઉપરાંત આકાશમાં અનેક બ્રહ્માંડો હોય, તારા હોય, ચંદ્ર હોય કે સૂર્ય હોય તે બધુંયે તેમાં આવી જાય જળચર, ખેચર કે ભૂચર પ્રાણીમાત્ર તેમાં આવી જાય. સ્થાવર કે જંગમ નાનામોટા પદાર્થો તેમાં આવી જાય. કિરતારની આ કરામત. તેની મારફત અગોચર અને અગમ્ય કિરતાર ગોચર અને ગમ્ય બન્યો. જેમ કવિ તેની કવિતામાં છે, શિલ્પી તેના શિલ્પમાં છે અને ચિત્રકાર તેના ચિત્રમાં છે, તેમ કિરતાર તેની કરામતમાં અણુએ અણુમાં છે અને તે જેમ સંપૂર્ણ છે તેમ તેની કરામત–કુદરત કે તેનું નાનુંમોટું અંગ સંપૂર્ણ છે. આપણી વામન દૃષ્ટિ તેની સંપૂર્ણ-

તાને પામી શકતી નથી, કારણ કે આપણે અપૂર્ણ છીએ આપણે કુદરતનું સાન્નિધ્ય સાધી શક્યા નથી આપણે કુદરત સાથે તદ્રૂપ બની શક્યા નથી આપણે તેનાથી બહુ દૂર છીએ જેટલા તેનાથી દૂર છીએ તેટલા તેનાથી અજાણ છીએ જ્યાં અજાણપણું હોય ત્યાં દિલચસ્પી ક્યાંથી હોય? ત્યાં તન્મયતા ક્યાંથી હોય? દિલચસ્પી ન હોય અને તન્મયતા ન હોય તો કુદરત આપણને વ્યગ્ર લાગે ભયંકર લાગે કે તુચ્છ લાગે એ સ્વભાવિક છે જ્યારે તેના કિરતારની સાથે આપણી શરણાગતિ હોય ત્યારે જ કુદરત પ્રત્યે આપણો વિશ્વાસ અને તદ્રૂપતા હોય આપણા હૃદયમાં એવું વસી રહેવું હોવું જોઈએ કે કુદરતનું નાનું કે મોટું રમ્ય કે ભયંકર અંગ એ આપણું અંગ છે આવી શ્રદ્ધા સાથે તેવો અનુભવ પણ લેવાવો જોઈએ

પણ 'યથા પિંડે તથા બ્રહ્માંડે' નો પાઠ ગોખી મારનાર આપણામાં તેની શ્રદ્ધા નથી, તેમ તેનો અનુભવ લેવાની તાલાવેલી પણ નથી તેથી આપણે પામર રહ્યા અને કુદરત સાથે એકતા ન સાધી શક્યા, આપણે કહીએ ખરા કે વિશ્વના બધા જીવોમાં એક જ નિગૂઢતા વસી રહ્યા છે, છતાં આપણા કહેવામાં આપણને વિશ્વાસ નથી અને તે માન્યતાને આપણે જીવનમાં અનુભવી નથી

સન ૧૯૧૦ની સાલની વાત છે હું મુંબઈથી એક જર્મન સ્ટીમરમાં દક્ષિણ આફ્રિકા જવા બેઠો ભરદરિયે એક દિવસ હું સ્ટીમરના આગલા ડેક ઉપર પ્રભુનીનામાં રમતો હતો તે વખતે મારી સાથે એક જર્મન ગૃહસ્થ બેઠો હતો તેણે મને એકાએક પૂછ્યું "તું તો હિંદુ છે ને?" મેં જવાબ આપ્યો "હા, હું હિંદુ છું" તેણે પૂછ્યું "તું માંસ ખાતો નથી?" "નથી ખાતો હું તો સાવ શાકાહારી છું" "માંસ ન ખાવાનું કારણ શું?" તેણે પ્રશ્ન કર્યો "કારણ કે જે જીવનું માંસ ખવાય છે તેનામાં પણ મારા જેવો જીવ છે અને મને જેમ સુખ દુઃખની લાગણી છે તેમ તે જીવને પણ સુખદુઃખની લાગણી છે મારામાં અને તેનામાં એક જ આત્મા ઓતપ્રોત છે એવું હિંદુ ધર્મ માને છે

હું એ માન્યતામાં માનનારો છું." મેં નિશ્ચયપૂર્વક જવાબ આપ્યો. તે મારી માન્યતા સાંભળી કાંઈક મજાક રીતે બોલ્યો: "ત્યારે તો તારે પણ કોઈક દિવસે પેલી માછલીનો અવતાર લેવો પડશે ખરુંને?" મેં નિશ્ચયપૂર્વક કહ્યું: "માછલીરૂપે હું ભૂતકાળમાં હતો કે ભવિષ્યમાં હોઈશ તેની મને ખબર નથી. હું એટલું જાણું છું કે મારામાં અને તેનામાં એક જ તત્ત્વ ઓતપ્રોત છે એમ મારો ધર્મ કહે છે અને હું તેમાં માનું છું."

આ પ્રકરણ લખતાં એ પ્રસંગ મને યાદ આવ્યો અને તે દષ્ટિએ માછલી કે મગરમચ્છ, સિંહ અને વાઘ જેવાં હિંસક જણાતાં પ્રાણી કે નાગ અને સાપ જેવાં ઝેરી જણાતાં પ્રાણી એક જ કોટીમાં ગણાય. તે સાથે સૃષ્ટિમાં આકાર પામેલા સ્થાવર કે જડ પદાર્થ પણ કુદરતનું એક અવિભાજ્ય અંગ ગણાય. આવું જાણનાર અને અનુભવનારને આ સૃષ્ટિ સુંદર, રમ્ય અને સત, ચિત, આનંદથી ભરપૂર લાગે.

આવા વિચારમાં રમણ કરનારને એક વાત સ્પષ્ટ જણાશે કે, જેમ કુદરતનો કિરતાર સંપૂર્ણ છે તેમ તેણે રચેલી કુદરતનું દરેક અંગ સંપૂર્ણ અને સ્વાયત્ત છે. કળાકાર સંપૂર્ણ હોય તો તેની કરામત–કુદરતનું દરેક અંગ સંપૂર્ણ હોવું જોઈએ.

જુઓ, શોધી કાઢો કે, સૃષ્ટિમાં એક પણ જીવ એવો છે કે તેના જન્મતાંની સાથે તેના જીવનની બધી જરૂરિયાતો તૈયાર ન હોય? કેટલીક વખત નવા જન્મ લેનારના અંગમાં કંઈને કંઈ ખામી જણાય છે, તે તો જન્મ આપનાર જનેતા કે અન્ય પાર્થિવ દોષોને કારણે હશે. કુદરતી રચના તો એવી છે કે જીવમાત્રના શરીરની રચના તેના માટે સંપૂર્ણ અને સ્વાયત્ત હોય છે.

આપણે માનવજન્મની વાત કરીએ. પ્રભુએ બાળકને જન્મ આપ્યો તે સાથે તેના ખોરાક માટે માનાં સ્તનોમાં દૂધ આપ્યું. માના દૂધમાં વિકૃતિ ન હોય, મા સંયમી અને મિતાહારી હોય તો તેના નીરોગી-તત્ત્વ દૂધથી બાળકનું પોષણ થયા કરે; તેનો વિકાસ થયા કરે. છતાં

માબાપને પાપે દૂધમાં વિકૃતિ દાખલ થઈ અને તેને કારણે બાળકમા કાંઈક વ્યાધિ પેદા થયો તો તેમાથી મુક્ત થવાને કિરતારે તે બાળકને સાધન આપ્યુ જ છે, અને તેછે બાળકનો પોતાનો પેશાબ કુદરતે તેને આ અમૂલ્ય સાધન સાથે આ પૃથ્વી પર મોકલ્યો છે. એટલા માટે મે લખ્યુ છે કે, જેમ કિરતાર સ પૂર્ણ છે તેમ તેનું કુદરતનુ નાનું શુ અ ગ પણ સ પૂર્ણ રચાયેલુ છે અને સ્વાયત્ત છે.

## ૩
## કુદરત અને વિજ્ઞાન

કિરતારે જે કુદરત રચી તેમા માનવી અગત્યનુ અગ છે. જીવનસૃષ્ટિમા માનવીનુ સ્થાન સર્વોતમ ગણાય છે. એમ કહેવાય છે કે માનવજીવનમા જ કુદરત સાથે તદ્રૂપ થઈ શકાય છે એટલે કે કિરતારના સ્વરૂપમા એકરૂપ થઈ શકાય છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવાને કિરતારે માનવીને બે મુખ્ય સાધન આપ્યા છે મન અને બુદ્ધિ. સામાન્ય રીતે મન એ માનવીમા નિયામક શક્તિ છે અને બુદ્ધિ મનનો અ તિમ નિર્ણય કરનારી શક્તિ છે

મનના નિર્ણયને આધાર તેના આજુબાજુના સ જોગો, તેના સ પર્કો, તેનો પુરુષાર્થ અને તેના પૂર્વસ સ્કારો પર પણ રહે છે બુદ્ધિનુ કામ મને રચેલા સ કલ્પ-વિકલ્પોને શી રીતે પાર પાડવા તેની યોજના કરવાનુ હોય છે. આજબાજુના ભૂ ડા સ સ્કારોથી ઘેરાયેલુ મન સારી બુદ્ધિને પણ પોતાના પ્રત્યે ઘસડી જાય છે, કારણ કે મન સ કલ્પો ઘડનાર છે અને બુદ્ધિ એ સ કલ્પોને કાર્યમા મૂકનાર છે પણ મન તેના સ સ્કારોને કારણે કુદરતના નિયત નિયમોમા શ્રદ્ધાવાન હોય, તેમા પ્રીતિવાળુ હોય તો બુદ્ધિ મનને કુદરતની રચનાને એટલે કે કુદરતના કિરતારની રચનાને સહાયભૂત થવામા મદદગાર નીવડે

છે અને મન તેના અવળા સંસ્કારો કે સંપર્કને કારણે કુદરતમાં શ્રદ્ધાવાન ન હોય તો બુદ્ધિ તેને કુદરત સામે મોરચો માંડવામાં અને કુદરતની સરસાઈ કરવામાં મદદરૂપ નીવડે છે. આ સંસ્કાર જેમ વ્યક્તિગત જીવનનો વિષય છે તેમ સમૂહજીવનનો પણ વિષય છે અને તે પરથી પ્રજાના જુદા જુદા સમૂહ પર જુદી જુદી સંસ્કૃતિની છાપ પડે છે. જેમ કે પૂર્વની સંસ્કૃતિ અને પશ્ચિમની સંસ્કૃતિ.

કુદરતના કે કિરતારના નામે ધર્મપ્રવર્તકોએ તો પોતાની ધર્માજ્ઞાઓમાં સ્પષ્ટ શબ્દોમાં આદેશ આપ્યો છે કે,

"તું તારો રોટલો તારા પરસેવાથી પેદા કરીને ખા. તને બે હાથ અને બે પગ આપ્યા છે. જે યજ્ઞ કરીને નવું પેદા કરીને ખાતો નથી તે ચોર છે અને તેવા યજ્ઞથી પેદા કરેલું અન્ન જે પોતાને માટે જ રાંધીને ખાય છે તે પાપ ખાય છે." દરેક ધર્મના ધાર્મિક વૃત્તવાળા સત્પુરુષો એ આજ્ઞા પ્રમાણે વર્તે છે, ત્યારે એક પ્રશ્ન ઊભો થાય છે કે માનવીને બે હાથ અને બે પગ જો મહેનત કરીને પોતાનું ગુજરાન ચલાવવા આપ્યા છે તો પછી બુદ્ધિનો શો ઉપયોગ!

જવાબમાં દરેક ધર્મના સંતપુરુષોએ એવું કહ્યું છે કે, બુદ્ધિ તો કુદરતના સહકારમાં વાપરવાને પ્રભુએ આપી છે. એટલે કે કોઈ પણ કારણે કુદરતનું કોઈ નબળું અંગ અપંગ હોય તો તેને મદદ કરવા માટે પ્રભુએ માનવજાતને બુદ્ધિતત્ત્વની બક્ષિસ આપી છે. બુદ્ધિ પરભોગ્ય (પારકાની સેવા માટે) હોય તો સંસાર સુખી થાય. બુદ્ધિ આપભોગ્ય (સ્વાર્થ માટે) હોય તો આ સંસારને મરુભૂમી બનાવી દે. આ રીતે જ કુદરત સમરૂપ રહે. એમ ન થાય તો કુદરત બદરૂપ બને અને બુદ્ધિ માનવજાત પર કે જીવમાત્ર પર આફત ઉતારે; પણ બુદ્ધિનો ઉપયોગ કેવો થશે તે મનના સંસ્કાર પર આધાર રાખે છે. મનના સંકલ્પમાં બુદ્ધિ સાધન છે. મન સંસ્કારોમાં કેળવાયેલું હોય, કસાયેલું હોય, તપ અને ત્યાગની ભૂમિકામાં

પરિસ્થિતિ ઊભી કરી છે, તેનું વર્ણન મેં આપ્યું છે હવે હું મૂળ વાત પર આવું. આ ઉપરના પ્રવાહમાં તણાઈને આપણે આપણો જીવનવ્યવહાર અને આપણું કીમતી સાધન જે શરીર તેનું સ્વાસ્થ્ય આપણે શી રીતે બગાડયાં અને તેમાં બુદ્ધિના સંચાલનથી વિનાને કેવો ભાગ ભજવ્યો તે બતાવવાનો હું પ્રયત્ન કરીશ.

## ૪
## મૂત્ર પ્રયોગની પરંપરા
### પુર્વની પરંપરા

બીજા પ્રકરણમાં જે મુદ્દો આપણે તારવ્યો તેને હવે આપણે સંભારીએ, કે, કુદરત જેમ સંપૂર્ણ છે તેમ કુદરતના એક નાના સરખા એવા બાળકનું અંગ સંપૂર્ણ અને સ્વાયત્ત બનાવેલું છે એ શરીરના સ્વાસ્થ્ય માટે પરાવલંબનની જરૂર નથી, કોઈ પણ વિજાતીય દ્રવ્યની જરૂર નથી. કુદરતના કિરતારે તેની શરીરની રચનામાં જ શરીરનું સંપૂર્ણ સ્વાસ્થ્ય જળવાઈ રહે તેવાં દ્રવ્યો મૂક્યાં છે. શરીરને પોષણ આપે તેવા નિર્દોષ ખોરાકનું સેવન હરહંમેશ વિવેકથી થાય તો બાળક મોટું થાય એને તેનું મૃત્યુ થાય ત્યાં સુધી તેનું સ્વાસ્થ્ય બગડે જ નહીં. પણ આપણું મન એટલું આપણા હાથમાં છે? આપણાં માબાપ, જેમના પર બાળકના ઉછેરનો આધાર છે, તેમણે પણ ખબર હોતી નથી કે પોતાના બાળકના હિત ખાતર પોતે કેવું વર્તન રાખવું. ખબર હોવા છતાં નબળાઈને તાબે થાય અને બાળકનું સ્વાસ્થ્ય બગડે. આવી ભૂલ થઇ હોય તોપણ પ્રભુની કૃપાથી તે ભૂલ સુધારવા માટે તેને પૂરી સામગ્રી મળેલી છે અને તે છે બાળકનો પોતાનો પેશાબ. દરેક જીવ માટે પ્રભુની આ બક્ષિસ છે. ચોપગાં પશુઓ જે આપણા સંપર્કમાં જીવે છે તેને તો આપણે જોઈએ છીએ કે હાથ વિનાનાં જાનવરોનાં શરીરની રચના જ કુદરતે

એવી કરેલી હોય છે કે તેની જીભ તેની મૂત્રેન્દ્રિયને પહોંચી વળે. અને તે જ રીતે દરેક જાનવર કુદરતી રીતે પોતાના મૂત્રનો ઉપયોગ કરી પોતાનું સ્વાસ્થ્ય સાચવવા પ્રયત્ન કરે છે.

માણસો પણ તેના ઉપયોગથી પોતાનું સ્વાસ્થ્ય સાચવતા. માણસને કોઈ પણ રોગ અયુક્ત ખોરાકથી થાય, અસંયમથી થાય, માઠા વ્યસનથી થાય, અનિયમિત રહેણીકરણીથી થાય, અતિશય શ્રમ કે શ્રમ સિવાયના જીવનથી થાય અગર અન્ય કોઈ પણ કારણે થાય તો તે કારણ દૂર કરી, થયેલો રોગ મૂત્રપ્રયોગથી શમાવતા. આ પ્રયોગ પ્રાચીન ભારતમાં પ્રસિદ્ધ હતો. જેમ પચાસ વર્ષ પહેલાં આપણા દેશમાં ઘેરઘેર વૃદ્ધ દાદીઓ વનસ્પતિ કે ખનીજ ક્ષારોના સાધનથી ઘરનાં બાળકો કે મોટાંના બગડેલાં શરીરસ્વાસ્થ્યને સુધારી લેતાં, તેમ પ્રાચીન કાળમાં પેશાબનો પ્રયોગ ઘરગથ્થુ હતો. પુરાણકાળમાં લખાયેલા સંસ્કૃત પુસ્તક 'શિવામ્બુકલ્પ'માં પેશાબનું માહાત્મ્ય લખાયેલું છે. લખાણ પૌરાણિક પદ્ધતિનું છે અને શિવજી ને પાર્વતીના સંવાદરૂપે છે. તેમાંથી આપણા હેતુ પૂરતો થોડો ભાગ હું નીચે આપું છું.

"હે પાર્વતી, હવે હું તમને ક્રિયાની સિદ્ધિને આપનારાં પાત્રો વિષે કહીશ, કે જે પાત્રો શાસ્ત્ર જાણનારાઓએ પ્રયત્નપૂર્વક બતાવ્યાં છે. સોનાનું, ચાંદીનું, તાંબાનું, કાંસાનું, પિત્તળનું, લોખંડનું, માટીનું, સીસાનું અને કાચનું બનેલું, વાંસના વૃક્ષનું બનેલું, બીલાનું બનેલું, પાણીમાંના શંખનાનું કે હાડકાં વગેરેનું બનેલું, ચામડાનું બનેલું અથવા પાંદડાનું બનેલું—આમાંથી કોઈ પણ પ્રકારના પાત્રમાં શિવામ્બુને રાખવું, ધારણ કરવું. તેમાં માટીનું અને તાંબાનું પાત્ર, હે દેવી, ઉત્તમ છે.

"ખારા અને તીખા પદાર્થોના ત્યાગ કરનાર સાધક શ્રમરહિત (વધારે શ્રમ ન કરનાર) થઈ, અલ્પાહાર કરી, જિતેન્દ્રિય થઈને ભૂમિ ઉપર સૂએ, પછી જ્યારે ચોથો પ્રહર થાય ત્યારે બુદ્ધિમાન સાધકે ઊઠીને મૂત્રોત્સર્ગ કરવો. પૂર્વ દિશા તરફ મુખ રાખીને તે પરમ શુભચિન્તકે પ્રથમની ધારાનો ત્યાગ કરીને તેમ જ અંતની ધારાનો

ત્યાગ કરીને મધ્ય ધારાને ગ્રહણ કરવી એ શિવામ્બુ ગ્રહણનો ઉત્તમ પ્રકાર છે. જેમ સર્પના મોઢામાં અને પુચ્છમાં ઝેર હોય છે, તેમ જ તે ધારામાં પણ, હે દેવી, એવો જ પ્રકાર પ્રસિદ્ધ છે. શિવામ્બુ એ દિવ્ય અમૃત છે. વૃદ્ધાવસ્થા તથા રોગનો નાશ કરનાર છે. તેને લઈને યોગી હંમેશાં સાધના કરે છે."

આગળ લખતાં શિવામ્બુપાનનો વિધિ અને ફળ બતાવે છે. તેમા પૌરાણિક પદ્ધતિ પ્રમાણે ઘણી અતિશયોક્તિ જણાય છે. તેના મુદતી ઉપયોગથી થતા લાભનું વર્ણન કરતાં લખે છે કે,

"પ્રથમ મુખ શુદ્ધ કરીને આવશ્યક ક્રિયાઓને કર્યા પછી જન્મ-રોગનો નાશ કરનાર નિર્મળ શિવામ્બુનું પાન કરી એક મહિના સુધીનો પ્રયોગ કરવાથી અભ્યંતર નિર્મળ થાય છે."

પછી બાર મહિનાના પ્રયોગથી માંડી બાર વરસના પ્રયોગથી મળતી સિદ્ધિનો ઉલ્લેખ છે. એ બધી વિગતો અહીં લખવાની જરૂર નથી. આપણું કામ તો શારીરિક સ્વાસ્થ્ય માટેનું છે.

એ જ પુસ્તકમાં અન્યત્ર નીચે પ્રમાણે ઉલ્લેખ છે: "રોજ સવારે શિવામ્બુ ... નાકમાં લેવાથી કફનો રોગ નાશ પામે છે, વાયુના રોગો અને પિત્તના રોગો નાશ પામે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને બળવાન કાયાવાળો થાય છે.'

"દિવસમાં ત્રણ વાર અને રાત્રે ત્રણ વાર જે માણસ શરીરે શિવામ્બુ મર્દન કરે છે તે દીર્ઘાયુષ્યવાળો થાય છે; મજબૂત સાંધા-વાળો, રોગરહિત અને આનંદ મેળવનાર થાય છે. અહોરાત્ર ત્રણ વાર શિવામ્બુથી અંગનું મર્દન કરનાર સોના સરખી કાયાવાળો સુંદર બને છે.

"હે પાર્વતી! એક વાર પાન, એક વાર મર્દન શિવામ્બુથી જે કરે છે તે મહાપરાક્રમી શરીરવાળો, ત્રણ વર્ષમાં દેદીપ્યમાન શરીર-બળ, કળા અને વિજ્ઞાનવાળો થઈને વાક્‌સિદ્ધિને મેળવનાર અને જ્યાં સુધી ચાંદતારા રહે ત્યાં સુધી જીવનારો થાય છે."

ઉપરનાં અવતરણોમાંથી આપણને જણાતી બધી અતિશયોક્તિ

આપણે કાઢી નાખીએ તો પણ સર્વ કોઈ નીચેના મુદ્દાઓનો સ્વીકારશે એવું હું માનું છું.

૧. પેશાબનો પ્રયોગ એ કંઈ નવી શોધ નથી.

૨. સેંકડો વર્ષ પહેલા ભારતવર્ષમા તે પ્રયોગ પ્રચલિત હતો.

૩. તેના ઓછાવત્તા સેવનથી સિદ્ધિઓ મેળવવાની વાતને ટાળીને એટલું સ્વીકારવું રહ્યું કે તેના યોગ્ય ઉપયોગથી કોઈ પણ દોષથી ગુમાવેલું શરીરસ્વાસ્થ્ય પાછું મેળવી શકાય છે અને ચાલુ સ્વાસ્થ્યને સાચવી શકાય છે

એ જ પુસ્તકમા પેશાબને કેન્દ્ર દ્રવ્ય તરીકે રાખી જુદા જુદા અનુપાનથી જુદા જુદા રોગો મટી જાય છે એવી વિગત આપેલી છે; તેની સાથે આપણને નિસ્બત નથી. પણ તેમાથી એટલું તત્ત્વ ચોક્કસ તારવી શકાય કે બધા રોગોને શમાવવાની પેશાબમા શક્તિ છે આ પુસ્તકના ઉલ્લેખ ઉપરાંત આપણને સુવિદિત છે કે આપણા યોગીઓ કે જેમણે યોગ મારફત આત્મસ્થિતિ સિદ્ધ કરવાના હેતુથી યોગસિદ્ધિ મેળવી છે. તેમણે તે સાધના કર્યા પહેલા પોતાના શરીરનું સ્વાસ્થ્ય સંપૂર્ણ સુધારી લેવાના હેતુથી પેશાબનો જ ઉપયોગ કર્યો છે. હાલમા દક્ષિણમા વરસો સુધી યોગસિદ્ધ થનાર માગ એક સ્નેહીએ મારા સ્વાનુભવની કથાવાળો લેખ વાંચીને મને પત્ર લખ્યો છે. તેનો ભાવાર્થ એ છે કે, તેમણે પણ એ પ્રયાગ પોતાની સાવનાના કાળમા કરેલો. તેનાથી શરીરની તંદુરસ્તી સારી થાય છે એટલુ જ નહી પરંતુ મનાદિ ઇંદ્રિયોના વિકાર ટાળવામા એ મદદરૂપ થાય છે. અલબત્ત આ પ્રયોગના સાથેસાથે ભગવાનનું સ્મરણ, તેની પ્રાર્થના અને ભગવાનની સાથેનુ ભાવનાથી કરીને અનુસંધાન થયા કરેલું હોય તો તેવો પ્રયોગ પ્રભુકૃપાથી ફળદાયી નીવડે છે તેમના સદ્ગુરુએ આ જાતનો પ્રયોગ કરવાની તેમને આજ્ઞા કરેલી અને તેમણે તે પ્રેમથી, કશા પણ સંકોચ વગર માન્ય કરેલી. શરૂઆતમા તેમણે માનેલું કે ઘૃણામાત્ર મનમાથી નીકળી જવી જોઈએ તેટલા

ખાતર તેમને તે પ્રમાણે કહેવામાં આવ્યું હશે......પણ એ સાથે એ પણ ખરું કે શરીરમાં સંપૂર્ણ તંદુરસ્તી ન હોય તો યોગસાધનામાં વારંવાર વિક્ષેપ પડે. માટે યોગસાધના કરતાં પહેલાં દરેક સાધકે પોતાનું શરીરસ્વાસ્થ્ય સંપૂર્ણ રીતે મેળવી લેવું જોઈએ. તેમણે કોઈ પણ જાતના ખોરાક વિના એકલા એ પ્રયોગથી સવા માસના ઉપવાસ કરી શરીરસ્વાસ્થ્ય મેળવ્યું અને સમભાવ સાથે સંયમ કેળવ્યો. અંતમાં તેઓ મને લખે છે કે, "આપને આ વના પેશાબથી જે ફાયદો થયો ને તે આપે જગત સમક્ષ નિઃસંકોચપણે મૂક્યો એથી આપે એક ભારે લોકસેવાનું કાર્ય કર્યું એમ મને પોતાને લાગે છે."

જૈન શાસ્ત્રોમાં પણ વિશેષ પ્રકારની પ્રતિજ્ઞા જેને પ્રતિમા કહેવામાં આવે છે, તેમાં ઉપવાસ કરીને મૂત્ર પીવાનું આચાર્યશ્રી ભદ્રબાહુકૃત વ્યવહારસૂત્રમાં વિધાન છે. મૂળ પાઠ ૪૨.

ભાવાર્થ : દૃઢ સંકલ્પપૂર્વકની બે પ્રતિમાઓ બતાવી છે જેમાં ૧ નાની મોક (મૂત્ર) પ્રતિમા ૨ મોટી મોક પ્રતિમા નાની મોક પ્રતિમા સ્વીકારનાર મુનિ (ચાદર, આસન, ધોતી, પેશાબદાની વગેરે લઈને) ગ્રીષ્મ ઋતુની શરૂઆતમાં અથવા શરદઋતુની શરૂઆતમાં પણ ગામ કે શહેરની બહાર, રાજધાનીમાં, જંગલમાં, ઝાડીમાં, પહાડ ઉપર, પહાડીઓમાં, ગુફાઓ, વગેરે એકાંત સ્થળે પ્રતિમા ધારણ કરે. અથવા જો તે મુનિ આહાર કરીને પ્રતિમા ધારણ કરે તો ૭ ઉપવાસ કરીને પારણાં કરે અને જો આહાર કર્યા વગર ધારણ કરે તો સાત ઉપવાસ કરીને પારણા કરે. મોટી મોકની પ્રતિમા પણ ઉપર જણાવેલાં સ્થળો પૈકી કોઈ પણ એક સ્થળે સ્વીકાર કરે. જો આહાર કરીને ધારણ કરે તો સાત ઉપવાસ કરી પારણાં કરે અને આહાર કર્યા વગર સ્વીકાર કરે તો આઠ ઉપવાસ કરી પારણાં કરે, અને ઉપવાસ ચાલુ હોય ત્યારે દિવસભરના પેશાબનું દિવસ દરમ્યાન પાન કરે.

હજી પણ ગામડાંમાં રોંચીમા બાળકોના રોગ માટે એ સાધન વાપરે છે. મૂત્ર એ કોઈ અમુક રોગની દવા નથી પણ બગડેલા

શરીરનું સ્વાસ્થ્ય મેળવી લેવાની કુદરતે બક્ષેલી અમૂલી બક્ષિસ છે.

તિબેટમાં લામાઓ તો આનો સારી રીતે ઉપયોગ કરે છે. આ કાંઈ નવી વાત નથી પણ પુરાણી પ્રણાલી છે. તે પ્રણાલી કુદરતની રચનાને અનુસરીને હોઈ દોષરહિત છે અને ધર્મ્ય છે. કારણ કે, તેથી યુક્ત વર્તનમાં સંયમ અને સાદાઈ કેળવાય છે.

પણ માનવી તે માનવી છે. તે અનેક ઊણપોથી ભરેલો છે. તે ઊણપોમાંથી ભાગ્યે જ કોઈ બચી જાય છે. અને બાકીના તો આ સંસારમાં બિનજવાબદાર બની અનેક નાની મોટી બૂરી આદતોથી શરીરસ્વાસ્થ્ય બગાડતા આવ્યા છે. સંસારમાં માનવી જેમ કુદરતી જીવનમાંથી દૂર દૂર લાગતો જાય છે તેમ તેમ તેનું સ્વાસ્થ્ય પણ બગડતું જાય છે અને આ જમાનામાં તો કદાચ પરાકાષ્ઠાએ પહોંચ્યું હશે. આનાથી વિશેષ બદતર દશા કઈ હશે? આ બદતર દશાની શરૂઆત પણ એ રીતે જ થઈ હશે ને કે માણસે, કુદરતે શરીરસ્વાસ્થ્યને સાચવી રાખવા આપેલી સીધીસાદી બક્ષિસ–મૂત્રનો સીધો ઉપયોગ કરવાને બદલે તેણે સાથે સાથે આજુબાજુની વનસ્પતિનો અનુપાન તરીકે ઉપયોગ કરવા માંડયો હશે અને ધીમે ધીમે તે અનુપાનનાં દ્રવ્યો જ તેનું મૂળ સ્થાન દબાવી બેઠાં હશે. અરણ્યમાં કુદરતની ગોદમાં રહેતા તે સમયના શરીરશાસ્ત્રીઓએ સંશોધક વૃત્તિથી અનેક અનુભવ કરી, અનેક સાધના કરી આયુર્વેદની રચના કરી છે શરૂઆતમાં મૂત્રને મધ્યમાં રાખીને વનસ્પતિ દ્રવ્યોનો અનુપાન તરીકે ઉપયોગ કરવા માંડયો હશે. પછી અંતે મૂત્રને પણ તરછોડી પાણી, મધ, ઘી કે દૂધ વગેરેનો ઉપયોગ શરૂ થયો હશે એમ લાગે છે. અંતે મૂત્ર, મૂળરૂપે હતું તેને બદલે વનસ્પતિ દ્રવ્યો મૂળ દ્રવ્યો તરીકે બની બેઠાં. તેથી જ તેમાં મોટે ભાગે કુદરત સાથેનો સંબંધ સચવાઈ રહ્યો; પણ પરિણામે કુદરતની મૂળ કરામત સાવ વિસારે પડી ગઈ છે. જેમ હાલનું એલોપથી વિજ્ઞાનની દૃષ્ટિએ એટલું બધું આગળ વધ્યું છે અને સમાજ પર એની પકડ એટલી બધી જામી ગયેલી છે કે, આયુર્વેદને એની સાથે

પરોવી દેવામાં આવશે તો આયુર્વેદ પણ ભૂંસાઈ જાય એવો પૂરો સંભવ છે તે જ પ્રમાણે આયુર્વેદના પ્રચંડ વેગ સામે કુદરતનો મૂળ મુદ્દો વિસારે પડી ગયો હશે. આ વિસારે પડી ગયેલી દિવ્ય બક્ષિસની કાંઈક ઝાંખી ઝાંખી યાદનું દર્શન હજી પણ લોકજીવનમાં થાય છે. ગામડામાં વૃદ્ધ માતાઓ પોતાનાં બાળકોને બીમારીમાં તેમનું મૂત્ર પિવડાવીને તેમનું શરીરસ્વાસ્થ્ય સાચવે છે. મૂત્રના ઉપયોગથી ગમે તેવા ઘા પણ રૂઝાઈ જાય છે તેવી પ્રચલિત માન્યતા હજી પણ આપણા સમાજમાં છે. 'એ માણસ તો વાઢી આંગળી પર પણ મૂતરે એવો નથી,' એ ઉક્તિમાં એ જ અર્થ છે કે, વઢાયેલી આંગળીને દુરસ્ત કરવાની શક્તિ મૂત્રમાં છે. ગામડાની ભાગોળે દિવસો સુધી મુકામ નાખી મજૂરી કરી ગુજરાન ચલાવતા લુહારિયાઓની કોમ પોતાના બળદને તેનું જ મૂત્ર ટીપેટીપું પાય છે, જેથી બળદને મૂત્રમાંનાં પોષણનાં-દ્રવ્યો મળતાં અને બળદ માતેલા અને તેજદાર રહેતા. એ હકીકત મેં જાતે જોયેલી છે. આજે પણ તિબેટમાં મૂત્રનો ઉપયોગ સારા પ્રમાણમાં થાય છે. ત્યાંના લામાઓ તેના ઉપયોગના પ્રતાપે દોઢસો વરસ સુધી પોતાનું સ્વાસ્થ્ય સાચવી શકે છે. અને એ જ સાધનથી રણમાં મુસાફરો પોતાનાં ખોરાક—પાણી ખૂટી પડે ત્યારે પોતાનો જ પેશાબ પીને દિવસો સુધી મુસાફરી કરી સલામત રીતે રણને વટાવી શક્યા છે. વહાણવટાનો ધંધો કરનારા ભરસમુદ્રમાં તોફાની દરામાં પોતાનું વહાણ અવળે રસ્તે ચડી જાય અને પોતાને પીવાના પાણીનો તથા ખોરાકનો જથ્થો ખૂટી પડે ત્યારે વહાણ પરના માણસોને પોતાના જ પેશાબથી ટકાવી શકતા હતા; અને એમ કરતાં થોડા દિવસોમાં બીજું વહાણ મળી જાય કે કિનારો મળી જાય એટલે છેવટે બચી જતા હતા એવો હેવાલ વહાણવટાના ઇતિહાસમાં છે. મરહૂમ મોરિસ વિલ્સન જેણે હિમાલયના પ્રખ્યાત શિખર એવરેસ્ટ પર ચડવાનો ભગીરથ પ્રયત્ન કરેલો, તેમણે ચડતાં ચડતાં પીવામાં અને શરીરે માલિસકરવામાં પોતાના પેશાબનો ઉપયોગ કરી દરેક પ્રકારની નાનીમોટી માંદગીમાંથી પોતાના શરીરને

બચાવ્યું હતું; અને તેજ સાધનથી ઉપવાસ અને માલિસ કરી પોતાનું ચેતન અને જીવનશક્તિ ટકાવી રાખ્યાં હતાં. આ પ્રયોગ એવરેસ્ટ પર આરોહણ કર્યા પહેલાં તિબેટના લામાઓ પાસેથી તેમણે જાણી લીધો હતો

## પશ્ચિમની પરંપરા

આ મૂત્ર પ્રયોગ પશ્ચિમના દેશોમાં ક્યારથી પ્રચલિત હતો તેની જરૂરી માહિતી મને હજી પ્રાપ્ત નથી થઈ. પણ ઈસુખ્રિસ્તના એક વાક્ય પરથી શ્રદ્ધાળુ ખ્રિસ્તીઓએ તેનો પ્રયોગ કરવા માંડયો હશે. 'ધી વૉટર ઑફ લાઈફ' નામનું પુસ્તક લખનાર જોન આર્મસ્ટ્રોંગે પણ બાઈબલના જૂના કરારમાંથી તેની પ્રેરણા મેળવેલી. જૂના કરારના પાંચમા અધ્યાયમાં આજ્ઞા છે કે 'Drink waters out of thine own cistern." અર્થાત્ તારા પોતાના જ શરીરમાંથી નીકળતા પેશાબનું પાન કર. આ વાક્યના અનુસંધાનમાં શ્રી. આર્મસ્ટ્રોંગને ઘણી સ્મૃતિઓ તાજી થઈ અને તે પરથી તેણે પોતા પર એ પ્રયોગ કર્યો તેની વિગત આપણે આગળ વાંચીશું; પણ તે પરથી એવું તારતમ્ય કાઢી શકાય કે પશ્ચિમના દેશોમાં પણ આ પ્રયોગ જાણીતો હતો અને લોકો તેનો લાભ લેતા હતા. વળી બાઈબલના નવા કરાર— (મેથ્યુ ૬ ૧૭)માં એવો ઉલ્લેખ છે કે, "When thou fastest anoint thy head and wash your face." આ સૂત્ર વાચતા જ શ્રી આર્મસ્ટ્રોંગને એવું સૂઝી આવ્યું કે તેમણે પેશાબ પીવા સાથે શરીર પર માલિસ કરવો જોઈએ અને તેમણે પોતાના શરીર પર માલિસ પણ કરવા માંડયું; અને ખાસ કરીને ગળું, મો અને માથા પર સારી રીતે માલિસ કર્યું. પરિણામે ધર્મપુસ્તક બાઈબલમાં કહેલા સૂત્રની યથાર્થતા તેમને સમજાઈ.

એ રીતે પશ્ચિમની પ્રજાએ ધર્મપુસ્તક બાઈબલમાંથી આ પ્રયોગની પ્રેરણા મેળવી છે; પણ તે પહેલા આ પ્રયોગ પ્રચલિત હતો કે કેમ તેની કોઈ ચોકકસ માહિતી નથી. બાઈબલના ઉપરના સૂત્ર પર શ્રદ્ધા રાખી ગુજરાતમાં રહી ગયેલા એક પ્રખ્યાત મિશનરી [illegible]

દર્દીઓનાં અનેક પ્રકારનાં દર્દો મટાડવામાં દવાના હિસ્સામાં જ તે જ દરદીના પેશાબનો પણ હિસ્સો નાખવાની પદ્ધતિ દાખલ કરેલી. દરદીના દરરોજના પેશાબમાંથી થોડો હિસ્સો તેને તપાસવાના નામે દરદીના નામવાળી શીશીમાં તે ડૉક્ટરનો મદદનીશ માણસ હંમેશાં લે અને તેની દવાની સાથે પેશાબનો એક હિસ્સો હંમેશાં ઉમેરે. પરિણામે ડૉક્ટરને ખાતરી થઈ કે તેના દરદીઓને સત્વરે આરામ થવા માંડયો. શ્રદ્ધાથી પ્રેરાઈને તેણે આ રીતે હજારો દરદીઓને સારવારમાં દવા સાથે પેશાબનો પણ ઉપયોગ કરી એક નિષ્ણાત ડૉક્ટર તરીકે ભારે ખ્યાતિ મેળવેલી. જોકે આ અખત્યાર કરેલી પદ્ધતિ સાવ છૂપી રાખવામાં આવેલી. ડૉક્ટર પોતે અને તેનો મદદનીશ બે જ જણ જાણે.

ગઈ સદીની શરૂઆતમાં ગ્રેટ બ્રિટનમાં એક અદ્ભુત પુસ્તક પ્રગટ થયું. તેનું નામ 'એક હજાર જાણવા યોગ્ય નુસખા' હતું. તેમાં નીચેની હકીકત આપેલી છે:

શરીરની અંદરની અને બહારની દરેક બીમારીનો વ્યાપક અને ઉત્તમ ઉપાય એ છે કે, "નવ દિવસ લાગલગાટ સવારમાં તમારું પોતાનું મૂત્ર પીઓ. તે રક્તપિત્ત મટાડે છે અને તમારા શરીરને હળવું અને પ્રફુલ્લિત બનાવે છે." "પેટનું જલંદર અને કમળો પણ એ જ પ્રમાણે મૂત્રનો ઉપયોગ કરવાથી મટે છે." "મૂત્રને ગરમ કરીને તમારા કાનને નરમ પિચકારીથી ધોયા કરો તો તેનાથી કાનનું બહેરાપણું, તેમાં ચાલતી ધમણ અને કાનનાં અનેક દરદો નાબૂદ થશે." "તમારી આંખો દુખતી આવી હોય અને સૂજી ગઈ હોય તો તમારા મૂત્રથી તેને ધોયા કરવાથી તે દુખાવો અને સોજો મટી જશે, અને સાથે સાથે આંખ સ્વચ્છ અને તેજદાર દૃષ્ટિવાળી થશે." "તમારા હાથ જાડા પડી ગયા હોય, તેમાં ચીરા પડ્યા હોય અને ગરમીને કારણે ચાંદાં પડ્યા હોય તો તેને તમારા મૂત્ર વડે ધોવાથી અને ચોળવાથી તે સારાં થઈ જશે." "તમને શરીર પર તાજો ઘા થયો હોય તો મૂત્રથી તે ધોયા કરવો. તેથી અસાધારણ સુધારો થશે. શરીર ઉપરના કોઈ પણ ભાગમાં તમને ચળ કે

બળતરા થતી હોય તો તે ભાગ પર મૂત્ર ચોળો એટલે તે બંધ થશે."
"તમને હરસ થયા હોય અગર ગુદાના ભાગ પર અન્ય કોઈ દરદ થયુ હોય તો ગુદાને વારંવાર મૂત્રથી ધોયા કરો તો હરસ અને અન્ય કોઈ પણ દરદ મટી જશે."

ઈંગ્લંડમાં અઢારમી સદીની શરૂઆતના સમયમાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં મૂત્રના અસરકારક ઉપયોગ વિષે ઉપરનો ઉલ્લેખ છે. તે ઉપરાંત સને ૧૬૯૫માં પ્રસિદ્ધ થયેલુ પુસ્તક 'સેલમનનો અંગ્રેજ વૈદ્ય'માં મૂત્ર વિષે અજાયબીભરી હકીકત છે. તેમાં લખ્યું છે:

"માનવી અને મોટા ભાગનાં ચોપગાં જાનવરોનું મત્ર ઘણા ઉપયોગમાં આવે છે. તેમાંય માનવીનું મત્ર પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર અને રસાયણશાસ્ત્રમાં વપરાય છે. તે લોહીમાંનો પાણી જેવો પારદર્શક ભાગ છે. તે વહેતી રક્તવાહિનીઓ મારફત મત્રપિંડમા જાય છે અને તે પાણી જેવો પારદર્શક પદાર્થ તે સ્થાનમાં આથો થઈ મત્રરૂપે તૈયાર થાય છે. પુરુષ અગર સ્ત્રીનું મૂત્ર ઉષ્ણ છે, રૂક્ષ છે, જામી ગયેલા અતનયોને ઓગાળે છે અને કોઈ પણ જાતના સડાનું વિનાશક છે જો તે શરીરની અંદર લેવામાં આવે તો યકૃત (લીવર), બરોળ, પિત્તાશયનાં દર્દો, જલંધર, સ્ત્રીઓના માસિક સ્રાવનુ બધ થવું, કમળો, પ્લેગ અને બધી જાતના ઝેરી તાવમાથી બચવામા બહુ ઉપયોગી છે.

"શરીરના બાહ્ય ભાગમા મૂત્રનો ઉપયોગ કરવામા આવે તો તે ચામડીને સ્વચ્છ કરે છે. અને જો તે તાજું અને હૂંફાળુ હોય તો ચામડીને મુલાયમ કરે છે, ગમે તેવા ઝેરી હથિયારથી થયેલા ઘાને સ્વચ્છ કરે છે. તેને રૂઝવે છે અને સૂકવે છે. ચામડીના ભયંકર દર્દોને મટાડે છે. તાવમાં શરીર પર માલિસ કરવાથી તાવની ગરમી ઓછી કરી નાખે છે. શરીરનો ધ્રુજારો, શરીરના કોઈ ભાગનું જૂદાપણું અને લકવા માટે તે ઉત્તમ ઉપાય છે અને બરોળના ભાગ પર ચોળવામાં આવે તો તેનું દુઃખ મટાડે છે. મૂત્રમા રહેલા હવામાં ઊડી જાય એવા ક્ષારોમા પણ અજબ ગુણ છે. તે ખટાશને ચૂસી લે છે અને

માનવ શરીરના રોગોને મૂળમાંથી નાબૂદ કરે છે. તે શરીરમાંની નસો આંતરડાં અને ગર્ભાશયમા જે કાંઈ અડચણ હોય તેને દૂર કરે છે. વળી ફેફરું, ચક્કર આવવાં, મગજની નસ તૂટવી, આંચકી કે તાણ આવવી, સુસ્તી થવી, આધાશીશી ચડવી, લકવા, પગનું રહી જવું. કાનનો બહેરાટ, કોઈ ભાગ નિરુપયોગી થઈ જવો. શરીરના કોઈ ભાગનું સુકાઈ જવું, વાયુ આવવું, ભારે શરદી અને માથું, મગજ જ્ઞાનતંતુઓ, સાંધાઓ અને ગર્ભાશયના, શરદીના કારણે થતાં રોગો તેમ જ પ્રદર જેવા રોગને મટાડવામાં મૂત્ર પ્રશંસાપાત્ર ભાગ ભજવે છે. તે રક્તવાહિની નળીઓમાં તેમ જ મૂત્રના માર્ગમાં જામી ગયેલા અટકાવો ને સાફ કરે છે, તેમજ તે માર્ગમાં જામી ગયેલા ક્ષારોને ઓગાળીને દૂર કરી કીડની માંહેની પથરી કે કાંકરીને તોડીને શરીર બહાર ફેંકી દે છે. મૂત્રરોગ વગેરે મૂત્રાશયના સર્વ રોગોનો તે ખાસ ઉપાય છે."

મૂત્રના ઉપયોગ વિષે ફ્રાન્સમાં પણ આવી હકીકત જાણીતી હતી. અઢારમી સદીની શરૂઆતમાં તો પેરિસના દાંતના ડાક્તરો પેશાબથી દાંતને ધોઈને દાંતના સઘળા રોગો દૂર કરતા. આમ પુરાણા કાળમાં શરીરસ્વાસ્થ્યમાં મૂત્રનો ઉપયોગ કરવાનું ઘણું પ્રચલિત હતું, પણ મધ્યકાળમાં તે વિસારે પડી ગયું. હવે એવો સમય આવ્યો છે કે જગત તેને વધાવી લેશે અને તેને પ્રાચીન કાળની પ્રતિષ્ઠા પ્રાપ્ત થશે. દિનપ્રતિદિન તેના વિષેનું આપણું અજ્ઞાન દૂર થતું જાય છે. જ્યાં અદ્યતન વિજ્ઞાનની બોલબાલા છે ત્યાં પણ પ્રખ્યાત તબીબી નિષ્ણાતોએ માનવમૂત્રમાં શારીરિકસ્વાસ્થ્ય સાચવવાની જે શક્તિ છે તેનો સ્વીકાર કરવા માંડયો છે. વળી જીવશાસ્ત્રના પ્રખ્યાત અધ્યાપક જીન રોસ્ટેન્ડે માનવ શરીરમાં રહેલી રસગ્રંથિઓની શોધ કરી અને તેમાંથી સ્રવતા જીવનરસો, જેમને હોરમોન્સ કહે છે તે શરીરને ઉત્તમ ખોરાક પૂરો પાડે છે એવું સાબિત કર્યું છે ત્યારથી મૂત્રની શક્તિ વિષે સાચો ખ્યાલ શરીરશાસ્ત્રીઓને વસી રહ્યો છે, કારણ કે

તે રમગ્ર ગ્રંથિઓમાથી સ્રવતા રસોનો કેટલોક ભાગ કીડનીમા ગળાઈને પેશાબ સાથે બહાર નીકળે છે, જેનો પાછો ઉપયોગ કરવાથી માનવ-શરીરનુ સ્વાસ્થ્ય મેળવી લેવામા અસરકારક થાય તેમ છે આ રીતે છેક છેલ્લી ઢબની જીવશાસ્ત્રીની શોધથી સમજાય છે કે, મૂત્ર એ નકામી ચીજ નથી પણ એક અમૂલ્ય ચીજ છે તે સર્વશ્રેષ્ઠ જાદુઈ દવાની અદ્ભુત કૂપી છે એક અગ્રેજ શરીરશાસ્ત્રી શ્રી એલીસ બાર્કર એવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે, આપણુ શરીર કોઈ પણ ઔષધિ દ્રવ્ય કરતા તનુ ચમત્કારિક દ્રવ્ય બનાવે છે, જે સૌથી વધારે, મ પૂર્ણ છ અને તેમા શરીર માહેના ઝેરી જતુઓનો નાશ કરનાર વિરોધી તત્ત્વ રહેલુ છે. તે દ્રવ્ય આપણો પોતાનો જ પેશાબ છે

ઇગ્લન્ડનો એક પ્રખ્યાત ડોક્ટર ટી વિલ્સન ડીચમાન પી. એચ. સી એમ ડી એક પત્રિકામા લખે છે કે, દરેક દરદીના **શરીરની જુદી જુદી રોગી અવસ્થાને કારણે તેના પેશાબનું સ્વરૂપ જે પણ ભિન્ન ભિન્ન થાય છે તેને કારણે** ભાગી ગયેલા અગર કોઈ ખામીવાળા અગોને લીધે થયેલા રોગો સિવા ના બધા રોગને સુધારવામા તે ઉપયોગી નીવડે છે ત્રણ **હજારથી** પણ વધુ દવા-**માંથી દર્દીને અનુકૂળ આવતી દવાની પસંદગી કરવામાં થતી ભૂલમાંથી, પેશાબ વૈદને બચાવે છે,** કારણ કે શરીરની અદરના બળોથી જે ન સુધરી શકે તે શરીરની બહારના અનેક બળોથી નહી સુધરી શકે આવા કારણે દેશદેશમા જ ભટકતી કોમો છે તેને દવાખાનની જરૂર પડતી નથી તેઓ પોતાના પેશાબનો ઉપયોગ કરવા ટેવાયેલી હોય છે રેતીના અગાધ રણમા ' દરિયાના પાણીમા ભૂલા પડેલા મુસાફરો અને નાવિકો પણ તે જ સાધનથી પાણી અને અન્ન વિના પોતાના શરીરનુ રક્ષણ કરી શકે છે તો પછી વર્તમાન કાળમા તેનો ઉપયોગ કેમ બધ થયા છે એમ આપણને સહેજે પ્રશ્ન થાય છે કારણમા તો એટલુ જ કહી શકાય કે આપણા જીવનના મૂલ્યા કનો બદલાઈ ગયા છે આપણે એક દિશામા જતા હોઈએ અને જે

જે ઝાડ, મકાનો કે દશ્યો આપણી જમણી બાજુએ હોય તે બધાં પાછાં આવતાં જમણી બાજુએ નથી હોતાં. એ રીતે જીવવાના અને જીવવાની રીતિના આપણા ખ્યાલ જેમ જેમ કુદરતથી દૂર દૂર ભાગતા ગયા, તેમ તેમ કુદરતી સાધનેનો ઉપયોગ આપણે વિસારી દીધો. એ પ્રગતિ વિજ્ઞાનવિભૂષિત જમાનાનું લક્ષણ છે; છતાં એવી પણ ઘણી વ્યક્તિઓ પડી છે કે જે તેનો લાભ પૂરેપૂરો ઉઠાવે છે. અહીં કે પરદેશમાં અનેક માણસો પડ્યા છે કે જે ચાલુ જમાનાના વિજ્ઞાનથી પૂર્ણ માહિતગાર હોવા છતાં તેનાં દૂષણોથી અને દરદથી તે દૂર રહી સાચાં કુદરતી સાધનનો પૂરેપૂરો લાભ ઉઠાવે છે. દેશમાં એવા તો જાણ્યાઅજાણ્યા અનેક માણસો પડ્યા છે. યોગીઓ, સાધુ, સંતો, ઘણા સંન્યાસીઓ, યતિઓ, અને જે સત્ય વાત સમજાય તેને વળગી રહે એવા અનેક છે અને પરદેશમાં પણ છે. ઈંગ્લંડના લીડ્ઝ અને હેરોગેટ શહેરના જે. પી. શ્રી. ડબલ્યુ. એચ. બક્સટર પોતાના પેશાબનું નિયમિત પાન કરતા હતા,-એટલું જ નહીં પણ તેમણે તે અંગે અનેક લેખો લખ્યા છે. તે વરસો સુધી–ઘણા વૃદ્ધ થયા ત્યાં સુધી જીવ્યા. તેમણે એવી જાહેરાત કરી છે કે, તેમને થયેલું કૅન્સરનું ઘણું ભયંકર દર્દ તેના સોજા ઉપર પેશાબથી ભીંજવેલાં પોતાં મૂકીને તથા તાજો પેશાબ પીને મટાડ્યું છે. પોતાના આવા જ બીજા રોગો પણ એ જ સીધાસાદા ઉપચારથી મટાડ્યા છે. તેમનો સ્પષ્ટ અભિપ્રાય છે કે, જગતમાં કોઈ પણ સર્વોત્તમ જંતુનાશક દ્રવ્ય હોય તો તે મૂત્ર છે. આવી શોધ કર્યા પછી તેમણે દરરોજ ત્રણ ટમ્બલર મૂત્ર પીને કોઈ પણ ભારી બીમારીના જોખમમાંથી પોતાની જાતને બચાવી છે. તેમનો એવો સ્પષ્ટ અભિપ્રાય હતો કે, જો આમ પોતાનો પેશાબ લેવાય તો તે સાવ નિર્દોષ દ્રવ્ય બને છે. તે હમેશાં પોતાની આંખમાં આંજીને આંખની શક્તિનું રક્ષણ કરતા. ઉપરાંત ઘા, સોજા અને ગૂમડાંનાં દરદોમાં તેનો ઉપયોગ કરી તે મટાડતા. શ્રી. બક્સટરને આ હકીકત શ્રી. સીરીલ સ્કોટે પોતાના

'ડૉકટરો, દરદી અને તંદુરસ્તી' નામના પુસ્તકમાં આપી છે. વિજ્ઞાનપ્રધાન આ જમાનામાં દિનપ્રતિદિન દરદીના આ કુદરતી સાધનનો પ્રચાર થતો જાય છે. મારા પ્રયોગની વાત અમદાવાદના એક પ્રખ્યાત એફ. આર. સી. એસ. ડૉકટરે જાણી ત્યારે મને તેમણે જણાવ્યું કે, 'મૂત્રપ્રયોગની તમારી વાતમાં મને ઘણું તથ્ય લાગે છે, કારણ કે પેશાબમાં યુરિયા નામનો ક્ષાર છે તે શરીરનું જતન કરે છે. તે યુરિયા પેશાબ મારફતે બહાર નીકળે છે. તેને શરીરમાં નાખવાથી તો તેની સારી અસર શરીરસ્વાસ્થ્યમાં થાય. અમે ડૉકટરો, તે યુરિયાને દવામાં આપીએ છીએ. તે વૈજ્ઞાનિક બનાવટ હોય છે. તેનાથી યુરિયાની ખોટ તો પુરાય પણ બીજા કેટલા કીમતી ક્ષારો પેશાબ મારફતે બહાર નીકળે છે તેની કોને ખબર? અને તે ખોટ શી રીતે પૂરી શકાય? અર્થાત્ પેશાબથી જ તે બધા ક્ષારોની ખોટ પુરાય. પેશાબના ક્ષારોમાંથી ઉત્તમ જાતના નાહવાના સાબુઓની અને પેશાબમાના હોરમોન્સ નામના દ્રવ્યમાંથી મોં પર લગાવવાની ભારે કીમતી એવી ક્રિમની બનાવટ ઈંગ્લંડના કેમિસ્ટોની જાણમાં છે અને તે હજુ વેચાય છે. આમ આપણે જાણી ન શકીએ અને જોઈ ન શકીએ એવી રીતે માણસના મૂત્રનો ઉપયોગ થયા કરે છે. થોડા સમય પછી એવું પણ બનવા સંભવ છે કે તબીબો પોતે પોતાના દરદીઓ જાણે નહીં તે રીતે, મૂત્રના ઉપયોગથી તેમનું દરદ મટાડીને જશ અને ધન પ્રાપ્ત કરતા થાય.

૫

# માનવમૂત્રનો મૂળ સિદ્ધાંત

પાછળનાં બે પ્રકરણોમાં માનવમૂત્રે શરીરસ્વાસ્થ્યના સાચા સાધન તરીકે ગણીને આજ સુધી જનતાભરમાં તેનો જે ઉપયોગ થતો તે અને હજી પણ તેનો જે ઉપયોગ થઈ રહ્યો છે તે હકીકત મેં રજૂ કરી. જેને આપણે જનતા કહીએ છીએ, બીજા શબ્દોમાં લોકો કહીએ છીએ તેઓની નીતિ, રીતિ, પદ્ધતિ અને યુક્તિમાં સામાન્ય સમજનું તત્ત્વ ભરપુર હોય છે. "તે તો મૂતર પીને તેની પાછળ પડયો છે," "તે તો ચાટી આંગળી પર પણ મૂતરે એવો નથી." ગામડામાં ગવાતાં લગ્નપ્રસંગનાં ગીતો સાથે મહેણાંટોણાં મારવાનો રિવાજ પણ પ્રચલિત છે. કન્યાપક્ષની ગાનારીઓ વરને ટોણો મારે કે, "તારી માડીએ તને મૂતર પાઈને ઉછેર્યો પણ હવે તું ઘી દૂધ પીજે." નાના બાળકને મબારખી થઈ હોય તો તેની વૃદ્ધ દાદી બાળકની માતાને કહે છે કે, "જોતી નથી છોકરાને મબારખી થઈ છે? કોઈને શું પૂછવાનું? મૂતરે ત્યારે ઝીલીને ચાંગળું પાઈ દેને."

આ બધી વાતોમાં રહસ્ય છે, અને તેમાં સામાન્ય સમજ છે. તે સામાન્ય સમજ પેઢીઓના સંસ્કારથી ઘડાયેલી હોય છે. ભલે તેના પ્રાકૃત શબ્દો અને પ્રાકૃત ભાષા પોતાને સભ્ય ગણતા સમાજને રુચિકર ન લાગતાં હોય, પણ તેણે જ આપણા સમાજને ઘડયો છે. અને તેના રોજબરોજના જીવનમાં તે સામાન્ય સમજ ઓતપ્રોત છે. સામાન્ય આમજનતામાં ધર્મના કે આધ્યાત્મ વિચારશ્રેણીના મુખ્ય સિદ્ધાંત પ્રચલિત હોતા નથી. પણ જે સામાન્ય સમજ તેમનામાં હોય છે. તેમાં એ સિદ્ધાંતો બોલીમાં વણાઈ ગયેલા હોય છે. વિશ્વપ્રેમની વ્યાખ્યા પ્રચલિત ન હોય પણ "પોતાના જેવા બીજાને ગણવા," "ભાઈ ભાઈ

બનીને રહેવું," "પોતાને ન ગમે તેવું વર્તન સામા પ્રત્યે કરવું નહી," "અવગુણ પર ગુણ કરવો" વગેરે પ્રચલિત સામાન્ય સમજ મૂળ વિશ્વપ્રેમના અને એકાત્મભાવના સર્વશ્રેષ્ઠ સિદ્ધાંતોનો પરિપાક છે. તે સામાન્ય સમજનુ મૂળ વિશ્વપ્રેમના કે એકાત્મભાવના સિદ્ધાતમા છે એ જ રીતે મૂત્ર વિષયની ઉક્તિ કે સામાન્ય સમજ પણ તેના મૂળ સિદ્ધાંતોનો પરિપાક છે. તે મૂળ સિદ્ધાંત કયો, તે આપણે જોઈએ

આકાશ, વાયુ, પૃથ્વી જળ અને અગ્નિ એ પચમહાભૂતો છે આ સૃષ્ટિ એ પચભૂતોની બનેલી છે માનવદેહ પણ એ જ પચમહાભૂતોનો બનેલો છે કિરતારે તે હરેક માનવીને સરખો દેહ આપ્યો છે, અને તે હરેક સ્વાસ્થ્યપૂર્ણ દેહમા સરખા પ્રમાણમા એ પચમહાભૂતો હોય છે માનવીના પોતાના દોષે તે પ્રમાણમા વધઘટ થાય ત્યારે તેનુ સ્વાસ્થ્ય બગડે છે તે બગડેલા સ્વાસ્થ્યને પાછુ પ્રાપ્ત કરવાને વધઘટ થયેલા તત્ત્વોને પાછા સપ્રમાણ કરી લેવા જોઈએ

આ કાર્ય કરવાની શકિત કેવળ સ્વમૂત્રમા છે પૃથ્વીને સમુદ્રનો જેટલો આધાર છે, તેટલો જ આધાર માનવ શરીરને તેના મૂત્રનો છે. પૃથ્વીના ઘડતર અને જીવનમા સમુદ્રનુ જે સ્થાન છે તે સ્થાન માનવદેહમા તેના મૂત્રનુ છે અને જેમ બધાયે મહાભૂતોને આત્મસાત કરવાની શકિત જળમા છે તેમ શરીરમા રહેલા બધાયે તત્ત્વોને આત્મસાત કરવાની શકિત તેના મૂત્રમા છે આવા કારણે જ માનવશરીરનુ બગડેલુ સ્વાસ્થ્ય પાછુ સપાદન કરવાને જીવમાત્ર માટે તેનુ પોતાનુ મૂત્ર કુદરતી બક્ષિસ છે

જે સત્ય માનવદેહને લાગુ પડે તે સત્ય જીવમાત્રના દેહને લાગુ પડે જ. ઉપરના સિદ્ધાંત અનુસાર આ મૂત્ર દ્રવ્યને હું સાધારણ ઔષધ નથી ગણતો. હું એને જીવનનુ અમૃત ગણુ છુ મારી આ વાત ઘણાઓને મૂર્ખાઈભરેલી અને વિચિત્ર લાગે છે પેનેસિલિન, જેમા માનવદેહને નુકશાન કરનારા અનેક તત્ત્વો છે એવુ હવે સાબિત થયુ છે, તેને નવજીવન દાતા તરીકે આવકારતા થાકતા નહી, તેવા વૈજ્ઞાનિક

વહેમીઓને આ જીવનના અમૃતનો અનુભવ કરવા હું નીનવું છું. અને તેમને ખાતરી આપું છું કે તેમને તેવા કર્તવ્ય માટે પશ્ચાત્તાપ નહીં કરવો પડે, કારણ કે કોઈ પણ દરદીને તેના યોગ્ય વપરાશથી નુકશાન તો નથી જ થતું અને ફાયદો અચૂક થાય છે.

છતાં કોઇપણ કારણે પૂર્વગ્રહ દાખલ થઈ ગયો હોય તેને કેમ ટાળી શકાય? આ યુગની દાકતરી પદ્ધતિ એમ કહે છે કે મૂત્ર તો શરીરનો બગાડ છે અને તેમાં શરીરને નુકશાન કરે તેવાં તત્ત્વો હોય છે. તેનો ઉપયોગ કરવાથી શરીરને નુકશાન જ થાય છે. આ દેશમાં નૈસર્ગિક ઉપચાર પણ પાશ્ચાત્ય વિચારસરણીની પેદાશ છે. એ કારણે સામાન્ય આમજનતા તેનો લાભ લઈ શકતી નથી. દાકતરો અને નૈસર્ગિક ચિકિત્સાના પ્રવર્તકો એમ માનતા જણાય છે કે મૂત્ર શરીરના બગાડનું અંગ હોવાથી તેને પાછું લેવામાં શરીરને નુકશાન છે. આવું માનવામાં તેઓ દોષ કરે છે એવું મારું કહેવું નથી, પણ દરેક વાતને વિજ્ઞાનની કસોટીએ ચઢાવવાની વાત કરનારા દાકતરો કે વૈજ્ઞાનિકોએ સ્વમૂત્ર શરીરને નુકશાનકર્તા છે એવું શાસ્ત્રીય રીતે સાબિત કર્યું છે?

સ્વાનુભવ થાય અને પછી એને અનેકોના અનુભવનું સમર્થન મળે તે કરતાં વધારે વૈજ્ઞાનિક શું હોય?

ચામડી ઉપર તેજાબ નાખવાથી ચામડી બળી જાય છે એવો અનુભવ બે ચાર અખતરામાં થાય તો પછી તે શાસ્ત્રીય રીતે સિદ્ધ થયેલું ગણાય કે નહીં? તેજાબ ચામડી ઉપર પડવાથી ચામડી બળી જાય એ માટે સર્વાનુભવ કરવાની જરૂર ખરી કે? તે પ્રમાણે મૂત્રનો ઉપયોગ અનાદિકાળથી થતો આવે છે, તેને માટે પૂર્વગ્રહ હોવા છતાં તેનાથી લગભગ સર્વને રાહત મળી છે. હું મારી જાણની વાત કરું તો સેંકડો ઉપચાર મારી જાણમાં થયા છે. અને તેમાં કોઈનેય તે નુકશાનકારક નીવડ્યો નથી. અલબત્ત સર્વને ફાયદો જ થયો છે. આ પ્રયોગો કરનાર સૂચવેલી પરેજી ન પાળે, કે વિજાતીય દ્રવ્ય પ્રયોગના સમયમાં લે તો તેને નુકશાન થવાનો સંભવ છે. આમ અનુભવ

હોવા છતા એમ કહેવુ કે મૂત્ર શરીરમાથી નીકળેલુ નુકશાનકારક દ્રવ્ય છે અને તે શરીરમા પાછું જવાને સર્જાયેલુ નથી, એ વાતને વહેમ નહી તો બીજૂ શુ કહેવાય? જાતે અનુભવ્યુ ન હોય અગર બીજા કોઈનો એવો અનુભવ જોયો ન હોય, છતા પૂર્વગ્રહથી એમ માન્યા જ કરવુ એનું જ નામ વહેમ.

ડોકટર ફ્રેગેને સ્વસ્થ માણસોના પેશાબમા કયા કયા દ્રવ્યો કેટકેટલા છે તેની વિગત પોતાના વિશ્વપ્રસિદ્ધ પુસ્તક 'Introduction to Bio chemistry' (જીવરસાયણશાસ્ત્રનો પરિચય)મા જણાવી છે. તેમા એકદરે આશરે ૩૪૦૦ મીલીગ્રામ પૈકી ૧૪૫૯ મીલીગ્રામ યુરિયા નામનો ક્ષાર હોય છે, જે માનવશરીર માટે બહુ પોષક છે. તે યુરિયા શરીરમાથી પેશાબ વાટે જતો રહે તો તેને બદલે બનાવટી—રાસાયણિક બનાવટનો-યુરિયા ડોક્ટરો શરીરમા નાખે છે અને શરીરની સ્વસ્થતા ટકાવી રાખે છે. જો મૂત્ર શરીરને નુકશાનકર્તા હોય તો તેમાનુ વધારેમા વધારે તત્ત્વ-યુરિયા-શરીરનુ સ્વાસ્થ્ય સાચવવા માટે દાક્તરો કેમ આપે છે?

રાસાયણિક યુરિયા તો આયાના દૂધ જેવુ. જો આયાનુ દૂધ શરીરને લાભદાયક હોય તો પોતાની માના દૂધ જેવો પોતાનો પેશાબ શરીરને આપવામા નુકશાન શી રીતે થાય? આવી બધી માન્યતામા પૂર્વગ્રહ અને વહેમ વિના બીજુ કાંઈ નથી.

ઉપરની હકીકત લખીને હુ એમ કહેવા માગુ છુ કે સ્વમૂત્ર શરીરને નુકશાનકર્તા છે એવો અભિપ્રાય સત્યથી વેગળો છે, તેમા કાંઈ વજૂદ નથી બલ્કે સ્વમૂત્ર વૈદકીય દૃષ્ટિએ પણ સજીવ દ્રાવણ living solution છે તેમા માસ, લોહી અને નિર્જીવ ગ્રથિઓને રચવાના, વધારવાના અને સજીવન કરવાના તત્ત્વો છે. જગતભરમા એવી કોઈ પણ પ્રયોગશાળા નથી, કે જે મૂત્ર જેવુ શુદ્ધ, વિપઘ્ન અને નિર્દોષ દ્રવ્ય બનાવી શકે. તે તો કુદરતે ઘડેલા દેહમા જ બનાવી શકાય

ઉપરની મારી સમજ મૂત્રના મળ સિદ્ધાતના પરિપાકરૂપે છે અને

સામાન્ય સમજને આધારે બગડેલા શરીરસ્વાસ્થ્યને પાછું પ્રાપ્ત કરવાને મૂત્રની મદદમાં જુદી જુદી રીતે કયાં કયાં દ્રવ્યોને તેના સહાયક તરીકે લઈ શકાય તેનો વિચાર અને સૂઝ્યો છે. પંચમહાભૂતોનું બનેલું શરીર અસ્વસ્થ થયું હોય તો તેને સ્વસ્થ કરવામાં પંચમહાભૂતોની મદદ લેવી એવી જ તેની મર્યાદા હોઈ શકે. તે મર્યાદા ચૂકીએ તો તે કુદરતી ક્ષેત્ર વટાવીને વૈજ્ઞાનિક ક્ષેત્રમાં જઈ પડીએ, જેનું પરિણામ તો આપણે જે હાલ ભોગવીએ છીએ તેમાં વધારો થાય. માટે મૂત્રપ્રયોગોમાં નીચેની સારવાર અપનાવીએ તો આપણે તેની મર્યાદામાં રહી શકીએ.

૧. પેશાબનું પાન.
૨. પેશાબનું માલિસ.
૩. પેશાબનાં પોતાં મૂકવાં.
૪. પેશાબ સાથે અગ્નિનો ઉપયોગ કરવો.
૫. પેશાબથી શેક કરવો.
૬. પેશાબને અને દરદીને સૂર્યનાં કિરણો આપવાં.
૭. પેશાબને હવામાં હલાવીને તેની ગુંજનશ વધારવી અને તેનો ઉપયોગ કરવો.
૮. પેશાબનો નાસ લેવો.
૯. પેશાબ અને પાણીના મિશ્રણનું વરાળ સ્નાન કરવું.
૧૦. ગોરમટી પેશાબમાં પલાળી તેની થેપલીનો પેટ ઉપર, પેઢા ઉપર કે માથા ઉપર ઉપયોગ કરવો.
૧૧. જરૂર પડે તો પેશાબ અને પાણીના મિશ્રણનો એનિમા લેવો.

દરદીની પ્રકૃતિ, વય, શારીરિક બંધારણ, દરદનો પ્રકાર વગેરે લક્ષમાં લઈ ઉપરનાં સાધનોનો ઉપયોગ કરવો. સંભવ છે કે ઉપરની જુદી જુદી રીતો ઉપરાંત બીજું સાધન હોય, પણ મૂળ મર્યાદા ચૂકવી નહીં.

કેટલાક દિલસોજ તબીબી મિત્રો અને સૂચવે છે કે મૂત્રનાં ગંધ

અને સ્વાદમાં કાંઈ રુચિકર ફેરફાર થાય તો ઘણી સુગમતા થાય. જો તેમ થાય તો મને વાંધો નથી. પણ દ્રવ્ય-મૂત્રની મૂળ શકિત કાયમ રહેવી જોઇએ. હું માનું છું કે મૂત્રનો સ્વાદ અને ગંધ બદલવા સાથે મૂત્રની શકિતનો પણ નાશ થવાનો પૂરો સંભવ છે.

કેટલાક આયુર્વેદિક મિત્રો કહે છે કે, મૂત્ર સાથે કેટલાંક વનસ્પતિ દ્રવ્યો અનુપાન તરીકે લેવાય તો બહુ લાભદાયક થાય.

એમાં પણ હું સંમત નથી. કારણ કે તેના મિશ્રણથી જે લાભ થયો તે કયા દ્રવ્યના પ્રતાપે? તેનો શું નિર્ણય? અને પછી તો બુદ્ધિની સાઠમારી ચાલે, અને આ દૈવી દ્રવ્ય પૈસા પેદા કરવાનું સાધન થઈ પડે. આપણે તો તેને લોકભોગ્ય કરવું છે. તે ઘરેઘરનું સાધન બનવું જોઇએ. અને તે જેવું છે તેવું જ રાખવામાં લોકભોગ્ય બને અને ઘરેઘરનું દ્રવ્ય થાય. જ્યારથી વૈદ્યનો ધંધો ધનપ્રાપ્તિનો વ્યવસાય થયો, દુકાનદારી થઈ, ત્યારથી માનવજાતની પીડા વધી પડી છે. તે પીડા ટાળવી હોય તો મૂત્રને સટોડિયાઓના બજારમાં નહીં મૂકવું એમાં જ લોકકલ્યાણ છે.

## ૬

## એ જાતે જ વિજ્ઞાન છે

ચારેક માસ પર એક મોટરમાં હું બે સ્નેહીઓ સાથે બેઠો હતો. મારી હાલની મૂત્ર ઉપચારની પ્રવૃત્તિ અંગે વાત નીકળી. તે અંગે બે પૈકી એક બોલી ઊઠયા: 'રાવજીભાઈ, પેશાબનું વૈજ્ઞાનિક સંશોધન તો કરાવવું જોઈએ ને?"

એ સાંભળી પાસે બેઠેલા સ્નેહી બોલી ઊઠયા: "કપાળનું સંશોધન? જે જાતે જ વિજ્ઞાન છે તેનું સંશોધન શાનું કરવાનું?"

હું આ નિશ્ચયાત્મક જવાબ સાંભળી ચોંકી ઊઠયો. "વિજ્ઞાન"

વૈજ્ઞાનિક છે કે નહીં તેનું સંશોધન કરનાર "વિજ્ઞાન"ને સમજતા નથી એવો એનો અર્થ થયો. ઉપરનો જવાબ એક વિચારવંત અને જવાબદાર વ્યક્તિના દિલનો હતો. "મૂત્ર" દ્રવ્યમાં તે વ્યક્તિને કેટલો વિશ્વાસ છે તેનો મને ખ્યાલ આવ્યો. હું એ જવાબથી ઉત્સાહિત બન્યો એટલું જ નહીં પણ મારાં માટે તે મનનો પ્રશ્ન થઈ પડયો. જીવનની બોંતેર શરદ ઋતુઓ વીત્યા બાદ હું નવો વિદ્યાર્થી થઈ બેઠો છું. મારી પાસે મૂત્ર અંગેનું કોઈ સાહિત્ય તો છે નહીં. જે થોડુંઘણું મળ્યું તેમાંથી મને આ કાર્યની પ્રેરણા મળી. હું માનું છું કે આયુર્વેદના જનાં પુસ્તકોમાંથી ઘણું મળી શકે તેમ છે, પણ આયુર્વેદના જાણકારો અને અભ્યાસીઓ પણ આધુનિક વિજ્ઞાનમાં ફસાયાં છે અગર તેની વિરુદ્ધ પોતાનો વિચાર પ્રદર્શિત કરવાનું તેમનું ગજું નથી. ગમે તેમ હોય પણ અગ્નિ પર જેમ રાખ ઢંકાઈ જાય તેમ સત્ય વાત પર "વૈજ્ઞાનિક વહેમ"નો કાળો પરદો પડી ગયો છે અને સર્વોત્તમ તથા સર્વશુદ્ધ દ્રવ્યને મેલું, ગંદું, ઝેરી કહી પોતાનાં વિજ્ઞાનનું ટટુ નિભાવ્યા કરે છે.

ભલેને નિભાવે. મને તેનો દ્વેષ નથી. મને જે માનવ જાતના સુખને સારુ ઉત્તમ લાગ્યું છે તેનો ગમે તે જોખમે પ્રચાર કરવા હું ઉત્સુક છું. મારો તે પ્રચાર વૈજ્ઞાનિક હશે અને જ્ઞાનપૂર્વકનો હશે.

એવામાં એક પત્ર મને મળ્યો. રાંદેર (સુરત)ના રહીશ ૮૦ વર્ષના વયોવૃદ્ધ શ્રી. ઝવેરીએ પંચમહાભૂતનાં તત્ત્વોનો ઊંડો અભ્યાસ કર્યો છે. તેના પર તેમણે અંગ્રેજી ભાષામાં એક મોટું પુસ્તક લખ્યું છે તેમ જ ઘણા લેખો લખ્યા છે. તેમણે મારી પ્રવૃત્તિ વિષે જાણીને મને પ્રેમભાવે ઉત્તેજ્યો અને લખ્યું કે "પંચમહાભૂતનાં તત્ત્વોનો વિચાર કરતાં મને ખાતરી થઈ કે સમુદ્ર ન હોય તો પૃથ્વીની હયાતી ન હોય. પણ તમારું 'માનવમૂત્ર' પુસ્તક વાંચતાં હું બીજું સત્ય સમજી શક્યો– જે આજ સુધી હું નહોતો સમજી શક્યો કે " જેમ પૃથ્વીનો આધાર સમુદ્ર છે તેમ માનવશરીર કે કોઈ પણ પ્રાણીના શરીરનો આધાર તેનું મુત્ર છે. સમુદ્ર નહીં તો પૃથ્વી નહીં– મૂત્ર નહીં તો શરીર

નહીં '.'' આ સૂત્ર જાતે વિજ્ઞાન છે. સ્વયંસિદ્ધ છે. જ્ઞાન એટલે પોતાના સ્વાનુભવથી પોતાને જે સમજાયું તે. અને તે જ જ્ઞાન અનેકોના સ્વાનુભવમાં સિદ્ધ થયું તે વિજ્ઞાન. જ્યારે સૂર્ય જેવું સ્પષ્ટ છે કે પૃથ્વીના જીવનમાં સમુદ્રનું જે સ્થાન છે તે જ સ્થાન પ્રાણીના શરીરમાં મુત્રનું છે. તો પછી મુત્ર જાતે જ વિજ્ઞાન નથી એવું કયો વૈજ્ઞાનિક કહી શકશે? આ સૃષ્ટિ પંચમહાભૂતોની બનેલી છે. આકાશ, વાયુ, પૃથ્વી, જળ, અને અગ્નિ, માનવ દેહ પણ તે જ પંચ મહાભૂતોનો બનેલો છે અને બધાએ દેહમાં એ પંચમહાભૂતો સરખા પ્રમાણમાં હોય છે. એ પૈકી જળ તત્ત્વ એવું શકિતશાળી છે કે શરીરના બધાયે ભાગોને આત્મસાત્ કરી શકે છે. જેથી શરીરના હરેકના નાના મોટા આખા શરીરનો આધાર છે. તે તત્ત્વ અવયવ સાથે તેનો સંપર્ક રહ્યા કરે છે. આવા જળ તત્ત્વ પર નિર્જીવ નથી પણ સજીવ છે એટલે કે શરીરના બધા કોશોમાં તેનો સંપર્ક હોઈ તેનું રક્ષણ કરવાની અને તેને વિકસાવવાની તેનામાં શકિત છે, ખરી રીતે કુદરતે આપણા શરીરનું અનેક રોગોથી રક્ષણ કરવાનું તેને સોંપેલું છે. અને તેથી હરેક પ્રાણીના શરીરનો વૈદ તેનો પેશાબ છે.

પણ વિજ્ઞાનને ઓથે રહીને એલોપથીના અનુયાયી અને હવે તો કેટલાક પ્રાકૃતિક ચિકિત્સકો પણ એમ કહે છે કે મત્ર તો શરીરે ફેંકી દીધેલું. તેનું ઝેર છે, તે ત્યાગવા જેવી ચીજ છે. જોકે માનવજાતને કાંઈક મળતો ખોરાક ખાનાર જાનવરોનું મૂત્ર વૈદો કે ડોકટરો દરદીના કેટલાક રોગો મટાડવાને વાપરે છે તેમ કરવુ કેટલે દરજ્જે વૈજ્ઞાનિક કે અવૈજ્ઞાનિક છે તેની ચર્ચામાં અત્યારે હું નહીં ઊતરું પણ જો ગાય, બકરી, ઊંટ કે ગધેડાનું મત્ર દરદીને પાવામાં વાંધો નથી તો પછી માનવમુત્ર માનવીને આપવામાં શો વાંધો એનો જવાબ આપવામાં બધાયે વૈદક ધંધાર્થી એક ઉટાંગ દલીલ એવી કરે જ કે માનવ શરીરનું બગડેલું તત્ત્વ તેના મુત્રમાં હોય છે.

ત્યારે શું ગાય, ઊંટ, બકરી કે ગધેડાના મુત્રમાં તેમના શરીરનું અમૃત તત્વ હોય છે? આખો દિવસ ઓખાર કરતી અને ગંધાતો બગદો ખાનારી રઝળતી ગાય જે ખાળમાં પેશાબ કરે તે ખાળમાં ભેગું થયેલું અસ્વચ્છ અને રગડો મુત્ર દરદીને આપવું તેનાં કરતાં દરદી માણસનું પોતાનું મુત્ર ગુણ કે સ્વચ્છતાની દૃષ્ટિએ હજારોગણું ઉત્તમ છે એવું આયુર્વેદ નિષ્ણાત શ્રી બાપાલાલ વૈદે પોતાના મૂત્રનો પ્રયોગ કર્યા બાદ સ્વાનુભવથી જાહેર કર્યું છે. આમ છતાં જે લોકોને જે ચીજનો બિલકુલ પરિચય ન હોય, જેને સ્વાનુભવ ન હોય, જે તેનાથી દૂર ભાગતા હોય તેઓને પોતાના મૂત્રમાં શરીરનું ઝેર અને બગાડ છે એવું કહેવાનો શો અધિકાર? તેમને કેવા વિદ્વાનો કહેવા?

આમ છતાં આ રીતે કેવળ સમાલોચના કરવાથી કોઇ અર્થ સરતો નથી. માનવમૂત્ર જંતુનાશક હોવા છતાં નિર્દોષ છે. ઘણાં દ્રવ્યો જંતુનાશક છે. દાખલા તરીકે ટરપેન્ટાઈન, ટીંચર એન્જોર્ડિન, એસિડ, છતાં તે નિર્દોષ નથી તેના પીવાથી માણસ મરી જાય છે મૂત્ર પીવામાં તેવું કોઈ જોખમ નથી એટલે જંતુનાશક હોવા છતાં બીજી રીતે જે દ્રવ્યો જોખમકારક છે તેના કરતાં તે મૂત્ર હજાર દરજ્જે ઉત્તમ છે ને?

હવે બીજી વાત. સ્વાસ્થ્યપૂર્ણ શરીર કોઈ પણ કારણે બગડે ત્યારે તેમાં રોગ દાખલ થાય છે. તે રોગ શરીરનું સ્વાસ્થ્ય સાચવનાર તત્ત્વો જે ક્ષારો છે તેને ધક્કો મારી બહાર કાઢી તેનું સ્થાન લે છે. તે ક્ષારો મૂત્ર મારફતે સ્વાસ્થ્યપૂર્ણ શરીરમાંથી બહાર નીકળે છે. તેમાં યુરિયા નામનો ક્ષાર શરીરસ્વાસ્થ્ય માટે બહુ ઉપયોગી છે. તે વધુ પ્રમાણમાં હોય છે. અને તેની સાથે બીજા કયા ક્ષારો કેટલા પ્રમાણમાં પેશાબ મારફત નીકળ્યા તે કોણ કહી શકે? આ રીતે શરીરસ્વાસ્થ્ય માટેનું ઉપયોગી તત્ત્વ મૂત્રમાં બહાર નીકળે છે.

વળી મૂત્રમાં શરીરમાં ઘૂસી ગયેલા રોગને કારણે વિકૃતિ થઈ હોય તેવાં તત્ત્વો પણ નીકળે છે. એ બન્ને તત્ત્વો દરેકાઈ રોગીના

પેશાબમાં હોય છે એટલે રોગી માણસ પોતાનો પેશાબ પોતાના શરીરમાં માલિસ કરીને કે પીને દાખલ કરે તો તેમાં રહેલા શરીરસ્વાસ્થ્યના ઉપયોગી ક્ષારો પોતાની જગા લઈ લે અને તે સાથે રોગના બગાડવાળું તત્ત્વ હોય તે પાછું જવાથી હોમિયોપથીના સિદ્ધાંત પ્રમાણે કે વેકસીનેશનના સિદ્ધાંત અનુસાર એન્ટી બોડી તરીકે કામ કરી રોગને મટાડે છે. હાલ જર્મન ડૉક્ટરો રોગીને પેશાબનાં ઈન્જેકશનો આપે છે. અરે હવે તો રોગીના નર્કમાંથી દ્રવ્ય મેળવી તેનાં ઇન્જકશનો તેને આપવા માંડ્યાં છે. જો આ પદ્ધતિ વૈજ્ઞાનિક ગણાય તો મૂત્રચિકિત્સા વૈજ્ઞાનિક કેમ ન ગણાય? આ બધી ચર્ચામાં એક મુખ્ય મુદ્દો મૂકવો જોઈએ તે એ કે કોઈ પણ રોગીનું મૂત્ર તેના પોતાના રોગની નાબૂદી માટે વાપરવાની વાત છે. ગમે તેવા નીરોગી માણસનું મૂત્ર તેના બીજા માણસને આપવમાં તેને નુકસાન થવાનો સંભવ છે. માટે તેનો નિષેધ છે. આવી પૂરી સમજ સાથે હું એવું સમજ્યો છું કોઈ પણ માનવ કે જાનવરનું મૂત્ર તેના પોતાના માટે સંપૂર્ણ વૈજ્ઞાનિક દ્રવ્ય છે.

## ૭
## અનેક રોગોની એક દવા!!!

આ પુસ્તકમાં મેં વારંવાર ઉલ્લેખ કર્યો છે કે મૂત્ર કોઈ રોગની દવા નથી. પણ બગડેલા સ્વાસ્થ્યને સુધારવાનું કુદરતી સાધન છે. એટલા માટે આ–પુસ્તકનું નામ ' માનવમૂત્ર—અનેક રોગોની એક દવા ' એવું નથી આપ્યુ. મે તો પ્રથમથી સમજપૂર્વક સ્પષ્ટતા કરી છે કે, ' શારીરિક તંદુરસ્તી માટેનો કુદરતી ઉપચાર.' પણ કેટલાક પૂર્વગ્રહથી પીડાતા લોકો એવો પ્રશ્ન પૂછે છે કે, "સેંકડો રોગોની એક દવા હોતી હશે?" રોગો ઉલટાસુલટી ગુણદોષવાળા હોય. કફ, વાયુ અને પિત્તથી થયેલાં દરદો તેના નાશ કરનાર દ્રવ્યોથી મટે. અને મૂત્રમાં એ

ત્રણેય પ્રકૃતિને મિટાવનાર તત્ત્વ શી રીતે સંભવે ! એમાં સામ સામું ઘર્ષણ થાય અને શારીરિક પ્રકૃતિ ઊલટી જોખમમાં આવી પડે. ઉપરનો પ્રશ્ન સામાન્ય માણસો કે જેમને વૈદકની સામાન્ય સમજ ન હોય તે કરતા હોય ત્યારે તે સમજી શકાય. પણ વૈદકનો ધંધો કરનારા ડિગ્રીઓ લઈને મોટા ડોક્ટર હોવાનો દાવો કરનારા આવા પ્રશ્નો કરે ત્યારે એવો ભાસ થાય એ સ્વાભાવિક છે કે, તે પોતે જાણીબૂજીને મૂત્ર ઉપચારનો વિરોધ કરવા ખાતર અને તેનો પ્રચાર આગળ ન વધે માટે આમજનતાના દિલમાં વસવસો પેદા કરવા ખાતર એવો ખોટો પ્રચાર કરે છે – અગર તો તે મોટા દાક્તર હોવા છતાં સાચી વસ્તુસ્થિતિનું તેમને ભાન નથી. તેમણે આ વાતને સમજવાનો જ પ્રયત્ન કર્યો નથી. અનેક રોગોની એક જ દવા હોઈ ન શકે. હું તો એમ કહેવાની હિંમત કરું છું કે ગાયના મૂત્રથી કેટલાક રોગ મટે છે અને તે વૈદો વાપરે છે. તેવી જ રીતે આયુર્વેદમા આઠ કે નવ જાનવરોનાં મૂત્ર દવા તરીકે વાપરવાનો ઉલ્લેખ છે તે ભલે હોય. તેનો જેટલો લાભ લેવાય તેટલો ભલે લેવાય. પણ તેને શાસ્ત્રીય-વૈજ્ઞાનિક નહીં કહેવાય. કોઈ પણ જાનવરનું મૂત્ર તેના પોતા માટે શ્રેયસ્કર હોઈ તે વૈજ્ઞાનિક છે. પણ ગમે તેવા તંદુરસ્ત જાનવરનું મૂત્ર પણ રોગી જાનવર કે રોગી પુરુષ માટે ખાતરીભર્યું શ્રેયસ્કર નથી અને તેથી તે શાસ્ત્રીય ન કહેવાય. વૈદરાજ બાપાલાલે 'મનુષ્ય મૂત્ર' નામના પોતાના લેખમાં (જે પુસ્તકના પરિશિષ્ટમાં આપેલો છે) પોતાની ઘોડીની ગરદને મોટા ઘા પડ્યો હતો ત્યારે ઘરના માણસોનો પેશાબ એક કૂંડામાં એકઠો કરી તેમાં રાખ નાખી વારંવાર તે પર છાંટવાથી ઘા મટી ગયો તેવો ઉલ્લેખ કર્યો છે.

જેવી રીતે ગાયના કે બકરીના કે ઊંટના મૂત્રથી માણસના અમુક રોગો મટે છે તેવી જ રીતે માણસના પેશાબથી તે ઘોડીનો ઘા રુઝાઈ ગયો. કારણ કે માણસ અને જે જાનવરોનો ખોરાક લગભગ એકસરખો હોય તેમના મૂત્રમાં કેટલાંક તત્ત્વો એકસરખાં હોય છે. એટલે કેટલાક

ક્ષેત્રોમાં તે લાભદાયક થાય છે. વળી તે સાથે હું ખાતરીપૂર્વક કહી શકીશ કે તે ઘોડીનું પોતાનું મૂત્ર શ્રી બાપાલાલ વૈદે વાપર્યું હોત તો વધારે સત્વરે સારો લાભ થાત. પણ તે જ ઘોડીનું મૂત્ર એકાએક શી રીતે મેળવે? એટલે તેમણે માનવમૂત્ર વાપર્યું. જાનવરનું પોતાનું મૂત્ર તેના રોગના નિવારણ માટે વપરાય તો તે વધારે લાભદાયક થાય. ઘણા વૈદો માનવમૂત્રની ઉપયોગિતા સમજે છે પણ સમાજમાં તેના પ્રત્યે જે ધૃણા ઊભી થઈ છે તેનો સામનો તેમનાથી થતો નથી અને તેમનાથી ખુલ્લી રીતે એમ કહી શકાતું નથી કે માનવમૂત્ર લાભદાયક છે. તે પણ હજી સમજતા નથી કે દરદીના પોતાના મૂત્રના ઉપયોગની આ વાત છે. તેથી આયુર્વેદના ગ્રંથમાં જણાવેલાં આઠ પશુઓના મૂત્રના ગુણદોષ આપ્યા છે જેથી માનવીના કોઈ રોગ માટે તેનો અનુકૂળ ઉપયોગ કરી શકાય. પણ જે તે જાનવરનું પોતાનું મૂત્ર પોતાના સ્વાસ્થ્ય માટે કેવું છે તે કોણ કહી શકે? એ તો જે તે જાનવર તેનો અનુભવ કહે ત્યારે સાચી વાત સમજાય. તે બિચારાં મૂંગે મોંએ પોતાની બીમારી વખતે તેનો ઉપયોગ કરીને સાજાં થાય છે. ભૂખ્યા રહેવું અને પોતાનું મૂત્ર ચાટયા કરવું. એ જાનવર પોતે કહે કે તેનું મૂત્ર પોતા માટે ઉષ્ણ, પિત્તકર્તા કે વાયુ કરનાર છે તો તે સાચી વાત ગણાય. પણ તેમના મૂત્રનો ઉપયોગ માનવો પોતા માટે કરીને તેને દૂષિત ગણે તે વાજબી છે? મારી વાતમાં તે જાનવરોનું કે માનવીનું મૂત્ર કોઈ બીજા માટે શ્રેયસ્કર છે એવું ક્યાંયે કહેવામાં આવ્યું નથી. હું તો માનું છું અને આ માનવમૂત્રનો સિદ્ધાંત જ એ છે કે દરદીનું પોતાનું જ મૂત્ર તેના સ્વાસ્થ્ય માટે વપરાય. બીજા ગમે તેવા નીરોગી માણસનું મૂત્ર દરદીને આપવાનો નિષેધ છે તેવું જ જાનવરના મૂત્રના ઉપયોગ માટે હોઈ શકે.

ઉપરની વાતની સ્પષ્ટતા બાદ હવે આપણે સમજી શકીશું કે 'મૂત્ર" બધા રોગની દવા નથી પણ રોગીનું મૂત્ર તેના પોતાના રોગની દવા છે. જો આમ છે તો પછી એમ શી રીતે કોઈપણ બુદ્ધિવાળો માણસ પ્રશ્ન કરી શકે કે મૂત્ર એ અનેક રોગોની દવા છે? હરેક

માણુસના મૂત્રમાં તેના શરીરની પ્રકૃતિ પ્રમાણે દ્રવ્યો હોય. તે તેને જ લાગુ પડે, બીજાને લાગુ ન પડે કદાચ બીજાને નુકશાન પણ કરે તેમ કરવાથી બીજાનો રોગ તેનામાં દાખલ થવાનો ભય છે. તેથી પોતાનું મૂત્ર તેના માટે શ્રેયસ્કર છે અને વૈજ્ઞાનિક છે. આવી સ્પષ્ટ સૂર્યના પ્રકાશ જેવી વાત જે ન સમજે કે ન સ્વીકારે તેને માટે મારે વિશેષણ આપવાની જરૂર નથી.

ઉપરના નિરૂપણ પછી હવે હું એ જ પ્રશ્ન પૂછીશ કે આને અનેક રોગોની એક જ દવા કહેવાય? જેટલા જીવ તેટલી દવા ગણાય? કુદરતે દરેક જીવને તેના શરીરના સ્વાસ્થ્ય માટે અમૃતકૂપી આપી જ મૂકી છે. તે કૂપીમાંનું દ્રવ્ય એકસરખું નહીં જ હોય. દરેકમાં કાંઈ ને કાંઈ ફેર હશે જ. એટલે એનો અર્થ એવો થયો કે જેટલા જીવ તેટલી દવાની કૂપીઓ. દરેક જીવ પાસે પોતાનું ભાથું તૈયાર જ છે. તેને પોતાના જુદા જુદા દરદ પર ક્યારે, કેટલા પ્રમાણમાં અને કેવી રીતે વાપરવું તેની પદ્ધતિ જે કાળના ઘસારામાં ભૂસાઈ ગઈ છે તેનું સંશોધન કરી અનેક દરદીઓના અનુભવથી નક્કી કરવાનું કામ આપણે કરવાનું છે. વૈદ કે દાક્તર જેને એમ વસી ગયું હોય કે તેની ફરજ દરદીનું સ્વાસ્થ્ય સુધારવાની છે તેઓ સદ્ભાવથી અને સેવાભાવે આ કાર્ય હાથ ધરે તો સંસારની ભારે સેવા થઈ શકે.

ઉપરની સ્પષ્ટતા કર્યા પછી અને તે વાંચ્યા પછી હવે કોઈ કૃપા કરીને મૂત્રોપચાર અંગે ખોટો પ્રચાર ન કરે.

## ૮

# મૂત્રપ્રયોગનાં ભયસ્થાનો

મૂત્રપ્રયોગ કરતાં તેની ક્રિયાવિક્રિયા થાય છે તે અંગે મેં આ પુસ્તકમા સૂચના તો આપી છે જ, છતા ઘણા દરદીઓ તે અંગે મને વારંવાર પુછે છે આપણને કોઈ કાર્ય એકાગ્રતાથી કરવાની ટેવ હવે રહી નથી. ચોકસાઈથી વાંચવા ની પણ ટેવ નથી. જેથી પુસ્તકો વાંચ્યા છતા અને તેમની શંકાઓના ખુલાસા પુસ્તકમા હોવા છતા મને પુછ્યા કરે છે. જેથી આ પુસ્તકનું કદ મારે વધારવાનું નથી છતા આ પ્રકરણમા આ પ્રયોગના ભયસ્થાનો છે, તેની હકીકત આપવી યોગ્ય ધારું છું.

૧. પેશાબના માલિસની શરૂઆત થવા બાદ પાંચ સાત દિવસ બાદ શરીરે ખંજવાળ આવે છે પણ તે ખંજવાળ માલિસથી જ શમી જશે.

૨. કેટલીક વખત ગરમી નીકળે છે. અને સફેદ મોવાળી લાલ ફોલ્લીઓ શરીર પર ફૂટી નીકળે છે. લોહીમા જે પ્રમાણમા ખોટી ગરમી હોય તે પ્રમાણમા પેશાબના માલિસથી તે ખોટી ગરમી ઓછાવત્તા પ્રમાણમા ફુટી નીકળે. તે મૂત્રના પ્રયોગથી શરીરશુદ્ધિ થવાનુ ચિહ્ન છે. માટે તેથી ગભરાવુ નહીં તે ફોલ્લીઓના મોં ભાગી જાય, અને તેમાં મૂત્ર ઊતરે એ રીતે ભાર હાથે માલિસ કરવુ અને ત્યાર બાદ દોઢ બે કલાકે હસેકા પાણીએ નાહી નાખવુ. નહાતી વખતે સાબુ વગેરે કાંઈક લગાડવુ નહી

૩. શરીરના રોગ જે બગાડથી હોય તે બગાડ શરીરમાથી નીકળે તો જ રોગ નિર્મૂળ થાય તે બગાડને બહાર નીકળવાના ત્રણ રસ્તા છે મોં વાટે ઊલટીથી, ગુદા વાટે ઝાડાથી કે શરીરના છિદ્રો દ્વારા

ગરમીથી. મૂત્રપ્રયોગમાં આ ત્રણ પ્રતિક્રિયાઓ થવાનો સંભવ છે. ઉધરસ દ્વારા કફ ધીમે ધીમે છૂટો થાય અને નીકળે તો ઊલટીઓ ન પણ થાય. વારંવાર જાજરૂ જવાથી તેની મારફત બગાડ નીકળી જાય તો તેને ઝાડા પણ ન થાય. પણ જો તે ન નીકળે તો પ્રયોગના ઉપવાસના દિવસોમાં ઝાડા અને ઊલટી થવાનો પૂરો સંભવ છે. આમ થાય તો તેથી ગભરાવું નહીં, કુદરતને તેનું કામ કરવા દેવું. તે સારા માટે જ થાય છે કોઈની સલાહ માનીને તે બંધ કરવાને કોઈ પણ પ્રકારની દવા કે ઈંજેકશન લેવાં નહીં. તેમ કરવાથી ભારે નુકશાન થશે. આ પ્રયોગથી જ તે આપોઆપ શમી જશે. કેટલાકનાં શરીરનું બંધારણ એવું હોય, પ્રકૃતિ એવી હોય, કે જેને કારણે ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રક્રિયા ન થાય, તેથી પણ મૂંઝાવું નહીં.

૪. કેટલાક મુખ્ય રોગને ઘણા ટેકેદાર રોગ હોય છે, તે વખતે કાળજી રાખવાની. એક દૃષ્ટાંત આપું. અમદાવાદ 'ગુજરાત સમાચાર'ના ચીફ રિપોર્ટર શ્રી શાંતિલાલ શાહને મસા થયેલા અને તેને કારણે ગુદાના કોમળ ભાગ ઉપર ચીરા પડેલા. તેને કારણે દુઃખ અને બળતરા અસહ્ય થાય. તેમણે આ પ્રયોગ શરૂ કર્યો. માલિસથી શરુઆત કરી, પણ તેમનું શરીર એલર્જિક (શીળસ વારંવાર થવું તે) હતું. જેથી પગે માલિસ શરુ કરતાં મોં ઉપર ઢીમણાં ઊપડી આવ્યાં. તે ગભરાયા મને ફોન કર્યો. મેં માલિસ બંધ કરવાની સૂચના આપી અને ફક્ત દિવસમાં બે ત્રણ વખત પીવાની સલાહ આપી. તે પ્રમાણે કરવાથી એક અઠવાડિયામાં મસાનું દરદ મટી ગયું. હવે શીળસનું દરદ રહ્યું તે પણ દરદ છે, અને કબજિયાતને કારણે જ થાય છે. તેને પણ કાઢવું જ રહ્યું. તેમને મૂત્ર પીવાનો કાર્યક્રમ ચાલુ રાખવાની સલાહ આપી: તેમણે તેમ કર્યું. પરિણામે પેટનો બધો બગાડ ટળવાથી, તથા હમેશાં પેટ સાફ રહેવાથી એલર્જિક સ્થિતિ (શીળસ) પણ નાબૂદ થઈ.

ખેડા જિલ્લા ગ્રામરક્ષક દળના વ્યવસ્થાપક શ્રી શામળભાઈને નાક ઉપર દરાજ થયેલી. તેમનું નાક લાલ થઈ ગયું. તેમણે મૂત્ર-

પ્રયોગ આરંભ્યો. તેમને આખે શરીરે દરાજ હતી. ઉપરાંત શરીર ભારે એલર્જિક સ્થિતિવાળું હતુ-વળી તેમને મધુપ્રમેહનો રોગ હતો. આ બધો ખ્યાલ તેમને રહ્યો નહીં તેમણે માહિતિ મેળવ્યા વિના પ્રયોગ કરવા માંડયો તે સાથે ચામાં સેકેરિન લેતા હતા તે પણ ચાલુ રાખી. પરેજી તો પાળી જ નહીં. બે ત્રણ દિવસમાં આખા શરીરે શીળસ છવાઈ ગયું, અને ફોલ્લા પણ થયા. મને બારસદથી એકાએક ખબર આપી. મેં તુરત તેમને જણાવ્યું કે ધીરજ ધરજો. કોઈ દવા કે ઈંજેકશન લેશો નહીં. પણ મૂત્રથી જ ભાર દઈ માલિસ કરી ફોલ્લા જવા ફૂટી દો. તે પ્રમાણે કરવાથી બે જ દિવસમાં તેમને રાહત મળી. પણ દુઃખી થયા. મૂત્ર રસાયન છે. સેકેરિન પણ રાસાયણિક બનાવટ. વિજાતીય તત્ત્વોનો મેળ શી રીતે જામે? અંતે પરિણામ સારું આવ્યું. પણ શ્રી શામળભાઈ દુઃખી થયા.

ઉપરનાં બે દષ્ટાંતો પૂરતાં છે, તે પ્રયોગ કરનારાઓને સાવચેતી પૂરતાં આપ્યાં છે.

## ૯

## કેટલીક ગંભીર ચેતવણી

મૂત્ર પ્રયોગ કરનારાઓ! કૃપા કરી ધ્યાનમાં રાખો કે,

૧. આ દૈવી સાધન કોઇ રોગની દવા નથી પણ પોતાના શરીર-સ્વાસ્થ્યને સાચવી રાખવાનુ અને ખોવાયેલા સ્વાસ્થ્યને પાછું મેળવી લેવા માટેનું કુદરતી સાધન છે

૨. આ સાધનનો ઉપયોગ કરનારે પ્રથમ તો પોતાના શરીરના ચિકિત્સક પોતે જ બનવુ જોઈએ. પોતાના શરીરની આદત, તેની ગુંજાશ, તેની પ્રકૃતિ અને કુદરતી હવાપાણી તેણે સમજી લેવાં જોઈએ. જે આ બધી વાત ન સમજે તેવાઓને આ પ્રયોગ પૂરો લાભદાયક ન પણ થાય લાભ ન થાય તેનો દોષ સાધનનો નથી.

૩. કોઈએ અતિ ઉત્સાહમાં આવી જઈ એકાએક પૂરો પ્રયોગ કરવાને ન મંડી જવું. આજ સુધી રોગને મટાડવાના હેતુથી અનેક જાતનાં સારાં કે માઠાં તત્ત્વોવાળાં દ્રવ્યો તમે તમારા શરીરમાં દવા કે ઈન્જેકશન દ્વારા નાખ્યા છે તેનો પણ વિચાર કરજો. તે બધાં તમારા શરીરની અંદર છુપાઈને બેઠેલાં જ છે અને તેને લીધે તમારું શરીર અમૂક રીતે જ ટેવાયેલું છે તે બધાં બૂરાં તત્ત્વોને ધીરજપૂર્વક કાઢવાં જોઈએ તેમ જ તમારા શરીરને-ખાસિયતને કેળવવી જોઈએ. માટે તમે નવો પ્રયોગ શરૂ કરો તે સામે તમારું મન તથા શરીર બંડ ન કરે તે રીતે ધીરજથી તમારે આ પ્રયોગ શરૂ કરવો જોઈએ. તમને એવી શ્રદ્ધા હોવી જોઈએ કે તમારું પોતાનું મૂત્ર તમારા શરીરનું પોષક અંગ છે. તે તમારું હિતકર્તા છે, તેનાથી કદીયે તમારું અહિત નહીં થાય. તમારે તેનો ઉપયોગ પદ્ધતિસર અને વિવેકપૂર્ણ કરવો જોઈએ.

૪. મૂત્રપ્રયોગ જે શરૂ કરે તેણે પોતે જે બીજી દવા કરતા હોય તે ત્યાગ કર્યા બાદ ક્રમમાં ક્રમ ચાર દિવસ પછી મૂત્રપ્રયોગની શરૂઆત કરવી. **મૂત્ર એ રસાયણ છે. બીજાં** અકુદરતી તત્ત્વો સાથે નભશે નહીં, ઊલટું નુકસાન કરશે. માટે મૂત્રપ્રયોગ શરૂ કર્યા અગાઉ કોઈ પણ દવા બંધ થવી જોઈએ. મૂત્રપ્રયોગ ચાલતો હોય ત્યારે કોઈ પણ દવા લેવી નહીં. અને મૂત્રપ્રયોગ બંધ કરી બીજી દવા લેવી હોય તો પ્રયોગ બંધ કર્યા બાદ ચાર દિવસે લેવાની શરૂ કરવી. આ સ્પષ્ટ ચેતવણી સમજી લેવી.

૫. મૂત્રપ્રયોગ કરનારે પુસ્તકમાં આપેલી સૂચના કે દૃષ્ટાંતને અનુસરીને, કે કોઈ અનુભવવાળા હોય તેમની સલાહ મેળવીને મૂત્રને નિયમિત રીતે, પ્રમાણસર, અનુભવે ચોકક્સ થયેલા ધોરણ અનુસાર લેવું અને તે સાથે તેની પરહેજી સંપૂર્ણપણે પાળશે તો જરૂર તેનું હિત સધાશે. પણ વિના શ્રદ્ધાએ, વિના ચોકસાઈએ પરહેજી પાળવામાં બેકાળજી રાખીને, 'વાગ્યું તો તીર નહિ તો ટપ્પો' એવી અધકચરી મનોદશાથી જે કોઈ પ્રયોગ કરશે તેને ફાયદો નહીં થાય, કદાચ નુકસાન પણ થાય અને એ ઉપરાંત આ માનવહિતકારી પ્રયોગને વગોવી

માનવજાતની કુસેવા થશે, માટે તમે કૃપા કરી માનવજાતની તેવી કુસેવા કરશો નહી જેને લોહીનુ દબાણ જોઈએ તે કરતા નીચુ હોય અગર હૃદયની નબળાઈનો રોગ હોય તેણે આ મૂત્રપ્રયોગમા ઉપવાસ કરવા નહી શરીરની શક્તિ સાચવીને આ પ્રયોગ કરવો, એટલે શક્તિ સચવાઇ રહે તેટલો-જરૂર એક વખત મુકરર કરેનો ખોરાક લઈ આ પ્રયોગ કરવો, જેના પરિણામે સ્વાસ્થ્ય સુધરશે એટલુ જ કે પ્રયોગની સંપૂર્ણ સફળતા માટે વિલંબ થશે, છતા સહીસલામતીથી આ પ્રયોગ કરવો એ જ હિતકર છે ઉપવાસ કરતા કરતા એટલી નબળાઈ વધી જાય કે સૂતા સૂતા પાસુ ફેરવતા અંધારા આવે, અમ ઝણ જેવું થાય તો વધારે ઉપવાસ ન કરતા પરહેજી સાથેનો નક્કી કરેનો પથ્ય ખોરાક એક ટંક ખાઈને પ્રયોગ ચાલુ રાખવો પણ ઉતાવળા થવુ નહી. વરસોથી કે મહિનાથી તમે સારવાર કરતા જ આવ્યા છો તો થોડા દિવસ વધુ વિલંબ થશે

૬ કેટલાક માણસો ઉપવાસ એટલે અન્ન ન ખાવુ પણ ફળ તો ખવાય એવુ સમજે છે એ ખોટુ છે અન્ન કે ફળ કે ફળનો રસ કાંઈ ન લેવુ આ પ્રયોગમા ઉપવાસ એટલે ચોવીસેય કલાકનો પેશાબ અને જરૂર પડે તરસ લાગે અને પાણી પીવાની ઈચ્છા થાય તો પાણી પીવુ તે સિવાય બીજું કાઈ ન લેવાય

૭ આધુ વૈદ્યકીય પદ્ધતિએ આપણી સંયમ વૃત્તિનો નાશ કર્યો છે, તેના કારણે વૈદ્યકના ધંધાને લાભ થયો છે પણ તે આપણા શરીર સ્વાસ્થ્યના ભોગે આ પ્રયોગમા એવી ગાઈ પણ મર્યાદા ઓળંગવી નહી. જેનાથી પૂરે સંયમ રાખી પરહેજી ન પળાય, જેનાથી પ્રયોગ પ્રત્યે એકનિષ્ઠ ન રહેવાય, તેણે કૃપા કરી આ પ્રયોગ બંધ કરવો અને પોતે જે કરતા હોય તે કર્યા કરવુ

૮ આ પુસ્તકની પ્રથમ આવૃત્તિમા મે મૂત્રપ્રયોગ વિષે દર્શાવેલો ભય સાચો ઠર્યો છે અને ચોકકસ માહિતી મળી છે કે કેટલાક વૈદ્ય-દાકતર દરદીને તેના જ મૂત્રના સાધનથી તેનુ દરદ મટાડીને લક્ષ્મી અને યશ પ્રાપ્ત કરતા થઈ ગયા છે એવા કેટલાક દાખલા મારી પાસે આવ્યા

છે. આ પાપકર્મ છે. તેઓ તેમને બુદ્ધિ આપનાર પરમેશ્વરના દ્રોહી છે. ભગવાન તેમનું ભલું કરે!. પણ કોઈ દરદી આવી વાતમાં ફસાય નહીં. એક વૈદ્યરાજે આમવાતના એક દરદીને તેના પોતાના પેશાબ સાથે ભસ્મની પડીકીઓ આપી,–એવું કહીને કે તે રત્નની ભસ્મ છે અને ૭૦૦–૮૦૦રૂપિયે એક તોલાની કિંમતની છે. તે પડીકી દરરોજ પેશાબ સાથે એક વખત લેવાની કહી. દરેક પડીકીના ચાર રૂપિયા કિંમત લેતા. દરદીને લગભગ સારું થવા લાગ્યું તેવામાં 'જન્મભૂમિ'ના અઠવાડિક અંકમાં 'માનવમૂત્ર' પુસ્તકમાંથી લીધેલા કેટલાક ઉતારા વાંચીને પેલા દરદીએ તેનું મૂળ જાણ્યું અને મારી પાસે તે દરદી આવ્યો. મને બધી હકીકત કહી. પેલી ભસ્મની પડીકી બતાવી. ખરેખર તે ભસ્મ શાની હતી તે તો વૈદ્ય જાણે. પેલા દરદીએ સત્ય હકીકત જાણીને તેની પાસેની બીજી પડીકીઓ મારી રૂબરૂમાં ફેંકી દીધી અને હાલ મુત્રનો નિર્ભેળ પ્રયોગ કરી સશક્ત થયા છે. કૃપા કરીને કોઈ પણ વૈદ્યકીય ધંધાદારી આવી રીતે પવિત્ર સેવાના આ યજ્ઞને ધનપ્રાપ્તિનો અખાડો બનાવી તેને અભડાવે નહીં. આ પવિત્ર કુદરતી બક્ષિસનો ઉપયોગ કોઈ ધનપ્રાપ્તિ માટે ન કરે. ગરીબ અને પીડિત જનતાને ફરેબ આપી આ શુદ્ધ કાર્યને અશુદ્ધ ન કરે, એવી મારી નમ્ર વિનંતી છે.

૯. આ પ્રયોગમાં કોઈ પણ દરદીએ સફળતા મેળવીને એવું ન માનવું કે સાજા થયા પછી પોતાને સ્વચ્છંદે વર્તવાનો પરવાનો મળી ગયો. સારું સ્વાસ્થ્ય જે કારણે બગડયું તે બગડેલા સ્વાસ્થ્યને સુધાર્યા પછી પણ અપથ્ય, અયુક્ત અને અતિશય ખોરાક ખાવાથી પાછું શરીર બગડવાનું; માટે શરીરસ્વાસ્થ્યના સામાન્ય નિયમો તો હમેશાં પાળવા જ જોઈએ. ભગવાન પણ તેમાંથી કોઈને મુક્તિ નહીં આપી શકે.

૧૦. અને છેલ્લી વિનંતી છે કે, જેણે પોતાના કોઈ પણ ગંભીર દરદ પર આ પ્રયોગ સફળતાપૂર્વક કર્યો હોય તેઓ પોતાના દરદનું નિદાન, તે માટે લીધેલી વૈદ્યકીય સારવારની ચોક્કસ હકીકત અને

મુત્રપ્રયોગ કરતા થયેલી ક્રિયાપ્રક્રિયા વગેરેનો વિગતવાર અને ચોક્કસ હેવાલ એટલે કે પ્રયોગની મુદત, માલિસ, મૂત્રપાન, તેની મુદત વગેરે મને મોકલી આપે આ પ્રયોગની જે વૈજ્ઞાનિક પદ્ધતિ આપણે ઊભી કરવાની છે, તે અનેકોના અનુભવ પરથી નિશ્ચિત થઈ શકે એ કાર્યમાં આવા બધી જાતના અનુભવની સાચી હકીકત મદદગાર નીવડશે, માટે લોકહિતાર્થે આવી વિગત આ પ્રયોગના અનુભવીઓ મને મોકલી આપશે તો તેમા માનવસેવા છે અને હુ તેમનો આભારી થઈશ.

## ૧૦

## મૂત્રના ગુણદોષનું પૃથક્કરણ

આગળના પ્રકરણોમા મે મૂત્રના કેવળ ગુણ જ ગાયા છે પણ મારી એ વાત બધાના માન્યામા આવવી જ જોઈએ એમ માનવાનો મને શો હક ? મને કાઈ જીવશાસ્ત્રનો, શરીરશાસ્ત્રનો, રસાયણશાસ્ત્રનો કે વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ નથી. છતા એ પણ હું જાણુ છુ કે જીવશાસ્ત્રીઓ કે શરીરશાસ્ત્રીઓના અભ્યાસનો હજી કાઈ છેવટનો નિર્ણય આવી શકયો નથી. શરીરશાસ્ત્રીઓ અવનવુ શેધી કાઢે છે અને જગતને મનાવે છે કે તેમની શોધ છેવટની છે થોડાક વરસમા છેવટની મનાતી શોધને કાઢી દેતી બીજી શોધ બીજા શરીરશાસ્ત્રી કરે છે અને જૂની શોધનુ નામનિશાન નથી રહેતુ અને નવી શોધને સપૂર્ણ શોધનુ બિરુદ અપાય છે. આવુ જ રસાયણશાસ્ત્રી અને વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધનુ છે જે દ્રવ્ય ગઈ કાલે સર્વોત્તમ અને સસારને કલ્યાણકારી લાગ્યુ, તે દ્રવ્ય આજે નકામુ અને પ્રતિષ્ઠા વિનાનુ થઈ પડયુ છે અને આજે જે ઉત્તમ અને પ્રતિષ્ઠાપાત્ર ગણાય છે એની આવતી કાલે દયાજનક દશા થવાની છે, એ ચોક્કસ છે, પણ મૂત્રનુ એવુ નથી એ તો સનાતન અને અવ્યય છે. જેમ કિરતાર સંપૂર્ણ છે, તેમ તેની કુદરત પણ સપૂર્ણ છે. અને મૂત્ર

એ કિરતારની સંપૂર્ણ કરામત જે માનવશરીર, તેના સ્વાસ્થ્ય માટે એણે બક્ષેલું સાધન છે. તેને શરીરસ્વાસ્થ્ય માટેનાસાધન તરીકે હું સંપૂર્ણ માનું છું. કિરતાર અને કુદરત પ્રત્યેની શ્રદ્ધાની વાત છે. બુદ્ધિ પર રચાયેલા વિજ્ઞાનની આ વાત નથી. મૂત્રના આટલા બધા ગુણ ગાવા પણ તેનો એકેય દોષ મને જણાયો નથી, એટલે દોષ ક્યાંથી લખું ? રસાયણ શાસ્ત્રીઓ તેના ગુણ અને દોષ બન્ને ગાય છે; જોકે તેઓ પણ તેમાં એકમત નથી જ. સૌ સૌની બુદ્ધિમત્તાનાં ગુણગાન ગાય છે. દુનિયાને નવી શોધ આપી માનવીની ઉત્તમ સેવા બજાવ્યા બદલ પારિતોષિક મેળવે છે. પણ થોડા જ સમયમાં પછી એ શોધ જૂની વજૂદવિનાની થાય છે. જેમ નાઈટ્રોજન ગોળ્ળ હવે હાઈટ્રોજન ગોળ્ળ આગળ વજૂદ વિનાનો થઈ પડયો છે તેમ; પણ જે વસ્તુ સત્ય છે તે કદી જૂની કે વજૂદ વગરની થઈ પડતી નથી. સત્ય જૂનું નહીં થાય, પ્રેમતત્વ જૂનું નહીં થાય, આત્મનત્વ જૂનું નહીં થાય, શ્રદ્ધાતત્વ જૂનું નહીં થાય; કારણ કે તે શોધવાની કે વર્ણન કરવાની વસ્તુ નથી પણ સ્વાનુભવ કરવાની વસ્તુ છે. અને તત્વ પરની શ્રદ્ધા સિવાય સ્વાનુભવ થઈ શકતો નથી. શ્રદ્ધાને અંધશ્રદ્ધાનું, અજ્ઞાનતાનું વિશેષણ અપાય છે. પણ શ્રદ્ધા એટલે શ્રદ્ધા. તેને વિશેષણ ન હોય. અંધશ્રદ્ધા શબ્દ જ ખોટો છે. તેને આપણે વહેમ કહીએ. તેને અજ્ઞાનતા કહીએ. જે પ્રેમમાં સંયમ નથી, શ્રેય નથી તેની પ્રેયસ ભાવના માટે મોહ શબ્દનો પ્રયોગ કરવો તે જ યોગ્ય છે. એટલે મૂત્રના ગુણ પ્રત્યેની મારી શ્રદ્ધા એ તર્કસિદ્ધ, અનુભવસિદ્ધ અને બુદ્ધિગમ્ય છે. તેના પરિણામમાં કાંઈ ન્યુનતા જણાય તો તે મૂત્ર દ્રવ્યમાં નથી પણ તેના અયોગ્ય કે અશાસ્ત્રીય ઉપયોગમાં છે એમ હું માનતો થયો છું.

એ તો મૂત્રને કુદરતી બક્ષિસ માનીને તેના પ્રત્યેની મારી શ્રદ્ધાની દૃષ્ટિએ મારી માન્યતા થઈ. પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ તેમાં શું તત્વ છે તે પણ જાણવું જોઈએ. ડૉ. ફેરોને સ્વસ્થ માણસોના પેશાબમાં સ્વાભાવિક સ્વરૂપે ક્યાં ક્યાં દ્રવ્યો કેટકેટલાં છે તેની વિગત આપતાં

પોતાના વિશ્વપ્રસિદ્ધ પુસ્તક Introduction to Bio-Chemistry (જીવરસાયનશાસ્ત્રનો પરિચય)માં જણાવ્યું છે કે ૧૦૦ સી. સી. એટલે ૪ ઔંસ પેશાબમાં નીચેનાં દ્રવ્યો નીચે પ્રમાણે સરેરાશ મીલીગ્રામમાં હોય છે:

| | | | |
|---|---|---|---|
| | મીલીગ્રામ | | મીલીગ્રામ |
| યુરિયા એન. (નાઈટ્રોજન) | ૬૮૨.૦૦ | કેલ્શિયમ | ૧૯.૫૦ |
| યુરિયા | ૧૪૫૯.૦૦ | મેગ્નેશિયમ | ૧૧.૩૦ |
| ક્રીએટીનીન એન. | ૮૬.૦૦ | ક્લોરાઈડ | ૩૧૪.૦૦ |
| ક્રીએટીનીન | ૯૭.૨૦ | ટોટલ સલ્ફેટ | ૯૧.૦૦ |
| યુરિક એસિડ એન. | ૧૨.૩૦ | ઈનઓર્ગેનિક સલ્ફેટ | ૮૩.૦૦ |
| યુરિક એસિડ | ૩૬.૯૦ | ઈનઓર્ગેનિક ફોસ્ફેટ | ૧૨૭.૦૦ |
| એમીનો એન. | ૯ ૭૦ | pH | ૬-૪૦ |
| | મીલીગ્રામ | | મીલીગ્રામ |
| એમોનિયા એન | ૫૭.૦૦ | ટોટલ એસડીટી એઝ | |
| સોડિયમ | ૨૧૨ ૦૦ | સી સી. એન./૧૦એસિડ | ૨૭ ૮૦ |
| પોટાશિયમ | ૧૩૭ ૦૦ | | |

ઉપર પ્રમાણે એક તંદુરસ્ત માણસના પેશાબમાં રહેલા બધાયે ક્ષારો માનવશરીરના સ્વાસ્થ્ય માટે કીમતી છે પણ એક તંદુરસ્ત માણુસના પેશાબમાં બધી વખત એક જ પ્રમાણમાં ક્ષારો હોય છે એવું નથી. તંદુરસ્ત માણસ પણ અયુક્ત ખોરાક ખાય તો તે પ્રમાણે તેના પેશાબમાં આ ખનીજ પદાર્થોમાં ફેરફાર થાય છે. 'Water of Life' (જીવનનું જળ) નામના પુસ્તકના લેખક જેણે આખુ જીવન મૂત્રચિકિત્સાના પ્રયોગોથી હજારો દરદીઓનાં દરદ મટાડયાં છે તે શ્રી જોન આર્મસ્ટ્રોંગે પોતે પોતાના શરીર પર અખતરો કરી સાબિત કર્યું કે કેટલીક વખત કોઈક માણસના પેશાબમાં વધારે પડતી ખાડનું પ્રમાણુ દેખાય છતાં તે માણસને મધુપ્રમેહનું દરદ ન પણ હોય, શ્રી આર્મસ્ટ્રોંગે પોતે એક દિવસ ખાંડની બનાવટનો ખોરાક ખૂબ

ખાધો અને તે સાથે ગળપણવાળાં ઠંડા પીણા પણ ખૂબ પીધાં. ચૌદ કલાક પછી તેમના પેશાબમાં ખાંડનો ખૂબ જથ્થો જણાયો અને ડોકટરે કહ્યું કે, તમને મધુપ્રમેહનો રોગ છે. પણ ખરી રીતે તો તેમને તેવો રોગ ન હતો. આવું ઘણી વખત બને છે. એનો, અર્થ એવો નથી કે જેના પેશાબમાં ખાંડનો ભાગ હોય તેને મધુપ્રમેહ રોગ હોય; એ માન્યતા ખોટી છે. ઉપરનો દાખલો એટલા માટે તે ગૃહસ્થે ટાંકયો કે પેશાબનાં તત્ત્વોનો આધાર માણસના ખોરાક પર ઘણો રહે છે. ગળપણ ખાવાની, ઠંડા પીણાં પીવાની જેને વધારે આદત હોય તેને મધુપ્રમેહ જલદી થાય અને રોગ ન મટે ત્યાં સુધી તેના પેશાબમાં ખાંડ હોય છે. કેટલાક દરદીના લોહીમાં ખાંડ ભળી ગયેલી હોઈ પેશાબમાં નથી જણાતી. એટલે અયુક્ત ખોરાકથી તાત્કાલિક થયેલા ફેરફાર પરથી પેશાબના દ્રવ્યોનું પૃથક્કરણ ઘણી વખત ડોકટરોને પણ ભૂલમાં નાખે છે. ઋતુના ફેરફારથી પણ પેશાબનાં દ્રવ્યોનાં પ્રમાણમાં વધઘટ થાય છે; એ મેં જાતે અનુભવ્યું છે. કેટલાક ડોકટરો એમ કહે છે કે, પેશાબમાં શરીરમાંથી જે દ્રવ્યો બહાર નીકળે તે નકામાં અને શરીરને નુકશાનકર્તા હોય છે. એ અભિપ્રાય કેટલો અજ્ઞાનસૂચક છે તે પેશાબમાં રહેલાં તત્ત્વોના ઉપરના પૃથક્કરણથી સમજાશે. તે બધાં દ્રવ્યો શરીર માટે ઉત્તમ છે. તેમ ન હોય તો ડોકટરો તે જ દ્રવ્યો દવા મારફતે શરીરમાં પાછાં શા માટે દાખલ કરે છે? રાસાયણિક ક્રિયાથી બનાવેલાં ખનીજ દ્રવ્યો શરીર-સ્વાસ્થ્ય માટે ઉત્તમ માની ડોકટરો દવા મારફત દરદીને આપે છે. તેવાં દ્રવ્યો જે કુદરતે માનવ શરીરમાં પેદા કરેલાં છે તે શરીરને નુકશાનકારક નીવડે છે એવી ડોકટરોની કપોલકલ્પિત, સત્ય હકીકતથી વેગળી દલીલ સમજી શકાય તેમ નથી. હું એ દલીલનો અર્થ એવો માનું છું કે ડોકટરી પ્રમાણપત્રના ઓઠા નીચે સાચુજૂઠું કોઈ પણ નિવેદન કે દલીલ જનતા પાસે તેઓ રજૂ કરી શકવાની હિંમત કરી શકે છે. સાચી વાત તો એ છે કે, વૈદકીય દૃષ્ટિએ પણ

**પેશાબ નિર્જીવ વસ્તુ નથી પણ સજીવ દ્રાવણ (લીવિંગ સોલ્યુશન) છે. તેમાં માંસ, લોહી અને નિર્જીવ ગ્રંથિઓને પણ અનુક્રમે રચવાનાં, વધારવાનાં અને સજીવન કરવાનાં તત્ત્વો છે એવું સાબિત થયું છે.**

મૂત્રમાં એક એવો દોષ જણાવવામાં આવે છે કે તેનો સ્વાદ એટલો વિચિત્ર છે કે તેમાં પાસે ધરતાં ધ્રૂજારી છૂટે છે. આ દલીલ મોટે ભાગે જેણે એવો કોઈ પણ પ્રયત્ન કર્યો ન હોય તેવાઓની હશે. મને પોતાને તો જાતઅનુભવ છે કે મેં દવાખાનામાં કેટલીયે દવાઓ એવી પીધી છે કે જે પીવાથી ધ્રુજારી છૂટે. વિટાજ્જેન નામની દવા, જે જમવાનું પચાવવા માટે જમ્યા પછી તુરત મને આપતા તે એવી ખરાબ, બેસ્વાદ અને દુર્ગંધ મારતી કે મને દવા આપનારને તેની ગંધથી ઊબકા આવે. તો મારી શી દશા થતી હશે? છતાં તે નિયમિત રીતે દિવસમાં બે વખત પીવાથી મને કોઠે પડી ગઈ. મૂત્રનો સ્વાદ ખાસ કાંઈ વિચિત્ર નથી. વિલાયતી મીઠું પીનારને મૂત્ર પીતાં સહેજ પણ બેસ્વાદ ન લાગે, તંદુરસ્ત શરીરનો પેશાબ, જેનું સ્વરૂપ વરસાદના તાજા પાણી જેવું હોય છે તેમાં સહેજ ખારાશ હોય છે. ગરમીના વાતાવરણમા ઓછો પેશાબ થાય ત્યારે તેમાં પેશાબના પ્રમાણમા દ્રવ્યો વધારે ઘટ્ટ હોવાથી પેશાબ વધારે પીળાશ પડતો હોય. તેવો પેશાબ સ્વાદમાં કંઈક આકરો લાગે ખરો. તમા ખારાશ, તેમા ખટાશ, તૂરાશ અને કડવાશ પણ હોવાથી તે પીતાં સહેજ વસમો લાગે ખરો; છતાં આપણે દવાખાનાની ઘણી દવાઓ પીએ છીએ તેનાથી વધારે બેસ્વાદ તો હોતો નથી. સ્વાદ તો જીભનો વિષય છે. તે જીભલડીને બહેકાવીને આપણે આપણા શરીરનો નાશ નોતરી રહ્યા છીએ. એમ ન થાય તે આપણા હિતની વાત છે. જીભને એક ક્ષણ સમજાવીને ગળે ઉતારેલી વસ્તુ આખા શરીરને ગુણ કરતી હોય તો તે વસ્તુને અવગણવામાં આપણા પોતાના શરીરનો દ્રોહ છે. એવી જ દલીલ મૂત્રની ગંધ વિશે છે. પહેલી વાત તો

એ કે જે ન્યાય જીભને માટે નક્કી કર્યો તે જ ન્યાય નાકને આપવો રહ્યો. ગંધ એ વ્યક્તિગત ઘ્રાણેન્દ્રિયનો વિષય છે. કોઈ ચીનાને નરકની ગંધ નહીં લાગે; કારણ કે તેનો સદુપયોગ કરવામાં નરકની ગંધથી તે ટેવાઈ ગયો છે. મને પોતાને ગુલાબના ફૂલની ગંધની ખબર નથી પડતી, પણ મોગરો કે ચંપાની સુગંધ સારી રીતે અનુભવી શકું છું. દક્ષિણ આફ્રિકાની ઝૂલુ બાઈ આપણને સુગંધ આપતું ઠરેલુ ઘી સૂંઘીને 'નુગાગાબી'—ખરાબ ગંધાય છે એમ કહી નાક ચડાવે છે. પણ તે જ ઝૂલુ બાઈ રાતદિવસ દિવેલમાં તરબોળ કરેલું કાપડ કે ચામડાનો ઘાઘરો પહેરે અને ઉનાળાના પરસેવામાં તેની પાસે પણ ઊભા રહેવાનું મન ન થાય એવી ગંધ મારે; તો પછી સુગંધ, દુર્ગંધ, કોને કહેવી! એટલે તે પણ ઘ્રાણેન્દ્રિયની રોજબરોજની આદતનો વિષય છે. ઘ્રાણેન્દ્રિયને પણ આપણે કહી શકીએ કે આખા શરીરના શ્રેય ખાતર તું તારી સારી કે બૂરી આદતનો ભોગ આપ.

મૂત્ર માનવમાત્રના શરીરસ્વાસ્થ્ય માટે કુદરતી બક્ષિસ છે, એવા મારા મુદ્દા સામે એક દલીલ એવી કરી શકાય કે તો પછી માણસના જન્મ સાથે તેનો ઉપયોગ કરવાની તેનામાં કુદરતી પ્રેરણા કેમ ન મૂકી? મારો જવાબ એ છે કે, "જીવમાત્રમાં એ પ્રેરણા મૂકેલી જ છે. જાનવરો પોતાના રોગ માટે એ જ પ્રેરણાથી પ્રેરાઈને તેનો ઉપયોગ કરે છે. જાનવરોમાં બીજી પણ પ્રેરણા છે કે તે બીમાર પડે કે તુરત ખાવાનું ત્યજશે. ગમે તેવી સારી વસ્તુ તેના મોં આગળ મૂકી હશે પણ તે તેને અડકશે નહીં. તેની બીમારી મટયા પછી જ તે ખાશે. પણ કુદરતે માણસને સારાસારનો વિવેક કરવાની બુદ્ધિ આપી છે, તેથી કુદરતે આપેલી પ્રેરણા પ્રમાણે તે નથી વર્તતો અને ઇંદ્રિયોને વશ થયેલા મનથી સંચાલિત બુદ્ધિ તેને કુદરતથી દૂર ધકેલ્યા કરે છે. દારૂડિયાને દારૂના પ્રથમ પ્રસંગથી તો ઘૃણા છૂટે છે. તે ઘૃણા તેની કુદરતી પ્રેરણા જ. પણ મન અને મનથી સંચાલિત બુદ્ધિના જોરે તેની કુદરતી ઘૃણા ધીમે ધીમે ઓછી થતી જાય છે અને પરિણામે

તે અઠંગ દારૂડિયો બને છે. એ જ રીતે બુદ્ધિના બળે માનવે વનસ્પતિનાં વૈજ્ઞાનિક દ્રવ્યો શોધી કાઢયાં. તેમાં કાંઈક સુગમતા લાગી હોય ને ઇન્દ્રિયોને અનુકૂળ લાગ્યાં હોય. એટલે પ્રેરણાને વિસારી દીધી અને વિજ્ઞાનની ગડમથલમાં પડયા. અને હવે તો માનવજાત વિજ્ઞાનની નાગચૂડમાં ભચડાઈ પડી છે."

બીજી બાજુ વૈજ્ઞાનિકો જે દલીલ મૂત્રના ઉપયોગ વિરુદ્ધ કરે છે. તે જ વૈજ્ઞાનિકો વનસ્પતિશાસ્ત્રમાં તે દલીલને અવલંબે છે. ખેતીમાં અનાજનો વધારે સારો પાક થાય તે માટે કોઈ પણ વૈજ્ઞાનિક ખાતર કરતાં વનસ્પતિ કે ધાન્યના ખોરાકવાળાં જાનવરોનું છાણ વધારે ઉત્તમ ગણે છે. વળી તે કરતાં બારે માસ લીલું ઘાસ ખાતા ઊંટના મળમૂત્ર વધારે કીમતી ગણાય છે. મને એક સ્મરણ તાજું થયું. સંવત ૧૯૫૬ના દુષ્કાળમાં હું અગિયાર બાર વરસનો હોઈશ ત્યારે ઊંટ બેસાડેલા મારા એક ખેતરમાં કુવેતર બાજરી કરી હતી. બાજરી કરી હતી. એક જગ્યાએ જ્યાં ઊંટના મળ અને મૂત્ર વધારે પડેલાં ત્યાં બાજરીનો એક છોડ ઊગેલો. તેને ૧૦૫ ડૂંડાં મેં જાતે ગણ્યાં છે. અત્યારે પણ ખેતીશાસ્ત્રના નવા અખતરામાં લીલું ખાતર અને કમ્પોસ્ટ ખાતર વધારે કીમતી ગણાય છે. કોઈ પણ ફળઝાડનાં સુકાંલીલાં પાન તે ઝાડના થડમાં દાટયાં હોય તો તેના ખાતરથી તે ઝાડનાં ફળ વધારે જથ્થામાં, મોટાં અને વધારે મીઠાં થાય છે એ સિદ્ધ થયેલી બીના છે. કુદરતનો નિયમ તો કુદરતનાં બધાંયે અંગોને સરખી રીતે લાગુ પડે છે, તો પેશાબ જે શરીરનું પોષક તત્ત્વ છે તેને પાછું શરીરમાં નાખવાથી શરીરને નુકસાન થાય છે એવી દાક્તરોની દલિલ વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ કેટલી હાસ્યાસ્પદ છે? કુદરતનું અંગ બુદ્ધિને આશ્રયે જઈ પોતાની જાત સામે મોરચો માંડે છે તે બદલ તેને સહન કર્યે જ છૂટકો. વર્તમાનકાળમાં માનવજીવનમાં શરીરસ્વાસ્થ્ય સંબંધે આપણે કુદરતનો જેટલે અંશે અનાદર કરીએ છીએ તેટલે અંશે તેનાં માઠાં ફળ આપણે ભોગવ્યે

જ છૂટકો છે.

મરહૂમ જોન આર્મસ્ટ્રોંગે તો ઘણો અનુભવ લીધો છે અને મને પણ તેવો જ સ્વાનુભવ થયો કે, મૂત્ર પીવાથી તે શરીરની બધી ગ્રંથિઓમાં (ટિસ્યૂમાં) પસાર થઈ ગળાય છે અને જેમ જેમ વધારે ગળાય છે તેમ તેમ વધારે સ્વચ્છ થાય છે. નળના પાણી અને મૂત્ર સાથેના એક દિવસના ઉપવાસમાં પણ હરકોઈને એ અનુભવ થશે. પ્રથમ તે શરીરને સ્વચ્છ કરે છે અને પછી જ્યાં શરીરમાં અવરોધ જામી ગયો હોય તે દૂર કરે છે. અને છેવટે દરદના હુમલાથી શરીરનો જે આવશ્યક ભાગ કે ઈન્દ્રિય છિન્નભિન્ન થયાં હોય તેને પુનર્જીવન આપે છે. સત્ય વાત કહીએ તો તે કેવળ ફેફસાં, પિત્તાશય, જઠરાગ્નિ, મગજ, હૃદય વગેરે દુરસ્ત કરે છે, એટલું જ નહીં પણ અનેક અસાધ્ય રોગો પણ મટાડે છે. ટૂંકમાં મૂત્ર અને નળના પાણીના ઉપવાસથી જે અદ્‌ભુત પરિણામ આપણે મેળવી શકીએ છીએ તે નૈસર્ગોપચારકો પાણી અને ફળના રસ સાથેના ઉપવાસોથી કદી મેળવી શકતા નથી. આ સત્ય હકીકત, આ પુસ્તકનાં પાછલાં પ્રકરણો કે જેમાં સ્વ. આર્મસ્ટ્રોંગે સુધારેલા દર્દોના અનેક કેસો પૈકી થોડાકનો અને અહીં ગુજરાતમાં તેવાં દર્દો સુધર્યાનાં જે દૃષ્ટાંત છે તેનો, સત્ય અહેવાલ આપ્યો છે તે વાંચવાથી વાચકવર્ગને માલૂમ પડશે.

## ૧૧
## મૂત્ર પ્રયોગની પદ્ધતિ

મૂત્રના માહાત્મ્ય વિષે વધારે લખવાની જરૂર નથી. આજ સુધીના જીવનમાં મૂત્ર વિષે આપણા મનમાં જે પૂર્વગ્રહ ભરાઈ બેઠો છે તેને દૂર કરવા માટે મેં આટલો પ્રયત્ન કર્યો, પણ મૂત્રપ્રયોગથી કેવા અદ્‌ભુત લાભ આપણને થાય છે તેનાં અનુભવસિદ્ધ દૃષ્ટાંતો જે હું હવે પછી

રજૂ કરવાનો છું, તેનાથી ગમે તેવા વહેમ કે પુર્વગ્રહના પહાડોના પણ ભાંગીને ભુક્કા થઈ જશે. લાખો મણ દલીલો કરતાં એક અધોળ અનુભવ વધારે કીમતી છે. એટલે હવે હું તેની શરૂઆત કરું. તે પહેલાં મૂત્રપ્રયોગની પદ્ધતિ વિષે મારે વિગતે લખવું જોઈએ.

કોઈ પણ દરદ માટે પેશાબનો પ્રયોગ કરવાની ચાર રીત છેઃ

૧. પેશાબ વતી શરીર પર માલિશ કરવું.

૨. પેશાબનું પાન કરવું.

૩. માત્ર પેશાબ અને સ્વચ્છ પાણી એ બે સાથે ઉપવાસ કરવા.

૪. દરદ વાળી જગાએ પેશાબનાં પોતાં મૂકી દરદ શમાવવું.

ઉપરની ચાર રીતે આ પ્રયોગ કરવાનો છે. અંગ્રેજી પુસ્તક 'વૉટર ઑફ લાઈફ' ના લેખક અને નિષ્ણાત અનુભવી સ્વ. જોન આર્મસ્ટ્રૉંગે પોતાના પુસ્તકમાં જુદા જુદા સ્થળે પેશાબના પ્રયોગની જે સ્પષ્ટતા આપી છે તે એકત્રિત કરીને હું અહીં આપીશ. વળી તેમાં મને તેમ જ બીજાઓને જે અનુભવ થયો છે તે પણ જણાવીશ.

**પેશાબ માલિસ કરવાની પદ્ધતિ:** મોટાં ગામડાં, ચામડીના સોજા અગર કેન્સર જેવા રોગથી શરીર પર ઊપસેલાં પાકઠાં, ઘાવાં તથા દાઝવાથી થતાં દરદ સિવાયનાં અન્ય સર્વે દરદોની સારવાર કરતાં પ્રથમ પેશાબથી શરીર પર માલિસ કરવાની શરૂઆત કરવી. માલિસ કરવા માટે જૂનો પેશાબ વધારે અસરકારક જણાય છે. 'શિવામ્બુકલ્પ' માં ૩૬ કલાકનો જૂનો પેશાબ વાપરવાનું લખ્યું છે, જ્યારે અંગ્રેજ લેખકે પાંચ સાત દિવસનો જૂનો પેશાબ વાપરવાની સલાહ આપી છે. આ છેલ્લી સલાહ વધારે લાભદાયક છે એવું હું એવા કારણે સમજ્યો છું કે પાંચ સાત દિવસના પેશાબમાં એમોનિયા નામનું દ્રવ્ય વધારે પ્રમાણમાં જામે, તેની ગંધ વધારે તીવ્ર હોય પણ તે સાથે તેમાં વિશેષ ફાયદો પણ થાય છે. એટલે એમોનિયાને કારણે આપણા શરીરનાં છિદ્રોમાં પેશાબ જલદીથી વધારે પ્રમાણમાં [illegible] છે, આ માલિસની શરૂઆત કરતાં પહેલાં ત્રણ [illegible] દિવસનો પેશાબ

જુદી જુદી શીશીઓમાં ભરી મૂકવો. શીશીમાં ભરી તેને બંધ કરવી કે જેથી અંદર જીવજંતુ પડીને મરી ન જાય. પેશાબ જાતે જ જીવનાશક છે, એટલે તેમાં જીવતાં જીવજંતુ હોય જ નહીં. દરરોજ સામાન્ય કદના માણસને માલિસ માટે આઠ દસ ઔંસ પેશાબ જોઈએ. તે હિસાબે સાત દિવસનો જૂનો પેશાબ વપરાશ પૂરતો માલિસ વખતે મળી રહે એવા હિસાબે પેશાબની સિલક રાખવી. માલિસ શરૂ કરતાં પહેલાં પેશાબને ગરમ કરવો અને ઊકળે તે પહેલાં લઈને એનેમલની સપાટ થાળીમાં નાખવો. દરરોજ બે કલાક માલિસના રાખવા. બે વખત થઈને માલિસ કરો તો દરેક વખતે સવા કલાક રાખવો અગર સામટા બે કલાક રાખવા. માલિસનું કામ ગમે ત્યાંથી શરૂ કરો. છેક પગને તળિયેથી અગર છેક માથેથી. બધોય પેશાબ થાળીમાં ન નાખવો પણ અડધો નાખવો; કારણ કે માલિસ કરતાં કરતાં તેમાં મેલ વધી જાય છે એટલે પગના તળિયેથી માલિસ શરૂ કરી પેટ અને પેઢા સુધી વપરાય એટલો પેશાબ પ્રથમ નાખવો. ત્યાર પછી કચરાવાળો પેશાબ કાઢી નાખી સ્વચ્છ પેશાબ નાખી મોં, માથું અને ગળાના ભાગથી માલિસ શરૂ કરવું. આમ શરીરના બધા ભાગમાં બહુ ભારથી નહીં દરદી સહન કરી શકે અને તેને સહેજ પણ તકલીફ ન પડે તેવી રીતે માલિશ કરવું. માલિસ કરવામાં ચઢતા–ઊતરતા હાથે માલિસ કરવું. માલિસમાં પગનાં તળિયાં અને માથું, ગળું અને મોં એ અંગો પર વધારે માલિશ કરવું. એટલે કે એકંદરે બે કલાક માલિસ થાય તેમાં ૧૫ મિનિટ પગના તળિયા પર અને ૩૦ મિનિટ માથું, મોં અને ગળું–એમ ૪૫ મિનિટ તે ભાગ માટે રાખવી કોઈ પણ રોગમાં માલિસથી શરૂઆત કરવાથી પહેલા જ અઠવાડિયામાં તેનો લાભ જણાશે. સંભવ છે કે પાંચેક દિવસના માલિસના પરિણામે શરીરની ખોટી ગરમી બહાર નીકળવા માંડશે, શરીર પર ચેળ આવશે, અને કદાચ સફેદ મોઢાની નાની નાની ફોલ્લીઓ દેખાવા માંડશે; પણ તેથી ગભરાવું નહીં. તેની બીજી કાંઈ દવા કરવા લક્ષ-

ચાલુ નહી પેશાબથી જ તે ફોલની પર ભાગથી માલિસ કરવુ માલિસથી શરીરના છિદ્રો મારફત પેશાબ અંદર ગયો એટને નાના રોગો ભાગવા માડે છે. તેની આ પ્રથમ પ્રક્રિયા છે શરીરની ચામડીના ખસ, લીતુ ખરજવુ, દરાજ વગેરે અને શરીરની અંદરના સામાન્ય રોગો કેવળ દસ પંદર દિવસના માલિસથી જ ભાગવા માડશે પણ ગંભીર દર્દ હોય, ઘણા દિવસન ઘર કરીને એકુ હોય, દવાના પડીકા કે દવાના ઘૂંટડા કે અનેક જાતના ઈન્જેકશનો લઈને નાજુક શરીરને ઝેરી દ્રવ્યોથી ભરી દીધુ હોય તો તે મટાડવા માટે પેશાબ અને નિર્દોષ પાણી લઈને ઉપવાસ કરવા સિવાય છૂટકો નથી માલિસ કરવાની બાબતમા એક અગત્યની સૂચના એ છે કે, માલિસ કર્યા બાદ ત્રણથી દોઢ કલાક પછી નાહવુ, નાહવામા કોઈ પણ પ્રકારને સાબુ વાપરવો નહી અને દર્દીને અનુકૂળ હોય તેવા ઠંડા નવસેકા ગરમ પાણીથી નાહવુ

શરીર પર પેશાબ ચોળવા સબધે શ્રી આર્મસ્ટ્રોગ બહુ ચોકસાઈથી લખ્યુ છે આ પ્રયોગને એમણે બહુ અગત્યનું અંગ ગણ્યુ છે પેશાબ અને પાણી લઈને ગમે તેટલા ઉપવાસ કર્યા હોય છતા શરીર પર પેશાબથી નિયમિત માલિસ ન થતુ હોય તો ઉપવાસની અસર મારી જાય છે અને જોઈતા સુધારો થતો નથી કોઈ પણ બે વસ્તુનુ ઘર્ષણ ઉષ્મા પેદા કરે છે અને માલિસ કરવાથી જે ઉષ્મા પેદા થાય તેથી શરીરની ચામડીના છિદ્રો ઉઘડે છે કોઈ એમ દલીલ કરે કે પાણી વડે પણ શરીર પર માલિસ કરવાથી ઉષ્મા પેદા થાય અને ચામડીના છિદ્રો પણ ઉઘડે તો પછી પેશાબથી જ માલિસ કરવાનો શો અર્થ? તેનો જવાબ બહુ સ્પષ્ટ છે પેશાબ સાથેના ઉપવાસમા પેશાબ પીધા પછી હૃદયને અને મૂત્રપિંડ (મૂત્રપિંડ)ને વધુ કાર્ય કરવુ પડે છે તેથી હૃદયના ધબકારા વધે છે શ્રી આર્મસ્ટ્રોગને તેનો અનુભવ પહેલા ઉપવાસમા થયો પેશાબ લીધા પછી હૃદયના ધબકારા વધી પડયા અને તે ધબકારા લગભગ બમણા થયા પેશાબને અપનાવી લેવા માટે હૃદયને વધારે કામ કરવુ

જોઈએ અને વધારે કામ કરતાં લોહીની ગતિ વધવી જોઈએ. લોહીની ગતિ ન વધે તો જેમ પમ્પમાં પાણી ન આવતું હોય તો એન્જિનની ગતિ વધે અને પાણી પાઇપ વધારે અવાજ કરે તેમ હૃદયના ધબકારા વધી પડે. આ પ્રસંગે શ્રી આર્મસ્ટ્રોંગના ચિંતનમાં ધર્મપુસ્તક' બાઈબલનું નીચેનું સૂત્ર યાદ આવ્યું: "જ્યારે તું ઉપવાસ કરે ત્યારે તારા માથાને ચોપડ અને તારા મોંને ધોયા કર." (નવો કરાર, મેથ્યુ, ૬-૧૭) એ સૂત્ર વાંચતાં તેનો એવો જ અર્થ ઘટાવ્યો કે તેમણે પોતાના માથામાં, મોં પર અને ગળા પર પેશાબથી માલિસ કરવું. જોકે મરડી મચડીને એવો અર્થ ઘટાવ્યો એમ કહેવાય, તેમ છતાં પરિણામે તે અર્થ સાચો ઠર્યો. તેમ કરવાથી એટલે કે પેશાબથી માથા પર, મોં પર, ગળા પર અને આખા શરીર પર માલિસ કરવાથી લોહીની ગતિ વધી અને પરિણામે હૃદયના ધબકારા ઓછા થયા એટલું જ નહીં પણ ઉપવાસના દિવસોમાં માલિસને કારણે નિત્યનો કાર્યક્રમ તે નિયમિત કરી શકતા. વિશેષમાં પેશાબના માલિસમાં ચામડીને જોઈતું પોષણ મળવાથી ચામડી રોગહીન, સુંવાળી અને તેજસ્વી થઈ.

**અગત્યની સૂચના:** આ પ્રયોગમાં પેશાબ પીવાનો હોય તો પોતાના જ પેશાબનો ઉપયોગ થવો જોઈએ. પીવામાં બીજાના પેશાબનો ઉપયોગ ન થવો જોઈએ. અને ઉપવાસમાં દિનભરનો એટલે ચોવીસ કલાકનો ટીપેટીપું પેશાબ પીવાનો છે. એને કારણે માલિસ માટે એટલે શરીરે ચોળવા માટે પોતાનો પેશાબ ન જ હોય ત્યારે કોઈ તંદુરસ્ત માણસનો પેશાબ શરીર પર ચોળવાના ઉપયોગમાં લેવાનો કાંઈ વાંધો નથી.

**ઉપવાસ કરવાની રીત:** ઉપર પ્રમાણે માલિસ કરતાં જ આપોઆપ ખબર પડશે કે દરદીનું દરદ ઊંડું અને ગંભીર પ્રકારનું છે અને કેવળ માલિસ કરવાથી તે નાબૂદ નહીં થાય, પણ ઉપવાસ કરવા પડશે, ઉપવાસ કરવામાં મુખ્યત્વે પેશાબ પીવાનો હોય છે. પેશાબ પ્રત્યે સમાજમાં ઘૃણા હોવાને કારણે તેમ જ તેના સ્વાદ અને ગંધ

પ્રત્યે આપણા મનમાં પૂર્વગ્રહ વસી ગયેલો હોવાથી કેટલાકને તે કાર્ય વસમુ લાગે છે. આ તો પેલા ભક્ત પ્રીતમ કવિએ ગાયું છે તેમ થયું.

"સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડયા મરજીવા જોને;
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને."-

એવી વાત છે. જેણે હિંમતથી, સમભાવથી, શ્રેય સમજીને શરૂ કર્યું તેને મન કાંઈ નથી. દૂર જે એહા એહા નાક ચઢાવે છે તેમને કમકમાં છૂટે છે. છતાંય કલ્યાણ સાધવું હોય તો બીજો રસ્તો નથી. તેણે માલિસના દિવસોમાં ટેવાઈ જવું જોઈએ. દાંત ધોવાથી કે પેશાબના કોગળા કરવાથી શરૂઆત કરવી, તેથી દાંત હાલતા હશે તો બંધ મજબૂત થશે અને બીજી સૂગ પણ જતી રહેશે. પછી દિવસમાં એક વખત સવારે ઊઠી મોં સાફ કરીને ચાર અધોળ પેશાબ પીવો. પણ જે મોંમાં નાખ્યો તેગળે ઊતારી જવો; પછી જગ જીત્યાં.બીજી વખત તમને વસમુ લાગશે નહી. આમ શરૂઆત થાય કે નિયમિત ઉપવાસ કરવાનો નિર્ણય કરવો. ઉપવાસની સાથે સાથે રોજના નિયમ પ્રમાણે માલિસ તો કરવું જોઈએ. માલિસ વિનાના ઉપવાસ નકામા જાય છે. ઉપવાસ માટે પેશાબ તાજો જોઈએ. દિવસનો બધો પેશાબ એટલે રાત્રિ અને દિવસ એમ ચોવીસેય કલાકનો જેટલો પેશાબ થાય તે ટીપેટીપું પી જવો. રાત્રિદિવસનો પેશાબ ન પીવો હોય અને ફક્ત દિવસનો પેશાબ પીવાનો રાખો તો તેમાં હરકત નથી, પણ તે પૂરતો ઉપવાસની મુદતમાં વધારો કરવો પડશે. એ રીતે કરતાં રાત્રિનો પોતાનો પેશાબ માલિસના ઉપયોગમાં લેવો. પેશાબ પીધા પછી તુરત કે પાછળ જ્યારે જરૂર પડે ત્યારે અગર જ્યારે તરસ લાગે ત્યારે પાણી પીવું. પાણી નળનું અગર જે કુવાનું પાણી દોષરહિત અને પીવા યોગ્ય છે એવો અભિપ્રાય હોય તે પીવું. સંભવ છે કે કેટલાકને પેશાબ પીતાં પીતાં ઊબકો આવે. ઊબકો આવે તો તે શમાવી દઈ, બે ચાર ક્ષણો થોભી બાકીનો પી જવો. પેશાબ લઈને ઉપવાસ કરવાથી હૃદયના ધબકારા વધે છે અને નાડી જોરથી ચાલે છે; પણ તેથી ગભરાવું નહીં. તે આપમેળે શમી જશે. માલિશ કરવામાં ખામી નહીં આવે તો હૃદયના ધબકારા વધશે

પણ નહીં. પેશાબ સાથે ઉપવાસ કર્યાથી દરદીને બહુ અશક્તિ નહીં લાગે; કારણ કે ખોરાકમાં રહેલા જે ક્ષારોથી આપણા શરીરનું પોષણ થાય છે. તે ક્ષારો તેના સાચા સ્વરૂપમાં પેશાબમાં હોવાથી દરદીનું પોષણ થાય છે અને તેને ભૂખની અશક્તિ લાગતી નથી. જેમ પેશાબ વધારે લેવાય તેમ તેને ખોરાક વધારે મળે.

પણ આ ઉપવાસના દિવસોમાં દરદીએ કાળજી અને ધીરજ રાખવાની હોય છે. શરીરમાં જામેલો કચરો કે નુકશાનકારક દ્રવ્યોનાં પંડ કે આંતરડામાં વળગી રહેલો નુકશાનકારક પદાર્થ, છાતીમાં, પેટમાં અને ફેફસાં વગેરે અંગોમાં જામી ગયેલો કફ અને અન્ય અટકાવો–એ બધાને શોધી શોધીને બહાર કાઢવાનું કામ મૂત્રને શરીરમાં કરવાનું હોય છે. એટલે ઉપવાસમાં ઝાડા, ઊલટી વગેરે જે જે ક્રિયા પ્રક્રિયા થાય તેથી ગભરાવું નહીં. તે શરીરની સફાઈ માટે જ થાય છે એવું માની લેવું. તેને શમાવવા કોઈ દવા કે અન્ય પ્રકારની વસ્તુ શરીરમાં નાખવી નહીં. આ વાત સમજાય અને તેના ખરાપણા વિષે વિશ્વાસ બેસે એ ખાતર એક અનુભવેલું દૃષ્ટાંત આપું.

મોરી એક પુત્રવધૂને દસબાર વરસથી ભારે દમ હતો. ઘણી સારવારોથી પણ તે મટયો નહીં. આ પ્રયોગ કર્યો. ચાર દિવસના માલિસ પછી આઠ દિવસના ઉપવાસ કર્યા. ઉપવાસના ત્રીજા અને અને ચોથા દિવસોમાં ઝાડા થયા. એકંદરે બાર ચૌદ ઝાડા થયા. એ દ્વાર પેટનો અને આંતરડાંનો બગાડ તથા જૂનો કફ નીકળી ગયો. ચોથે દિવસે સાંજે ઝાડા આપોઆપ બંધ થયા. પાચમા અને છઠ્ઠા દિવસે ઉલટીઓ થઈ તેમાં નર્યો કફ નીકળ્યા કર્યો. તે ઊલટીઓ પણ છઠ્ઠા દિવસની સાંજે આપોઆપ બંધ થઈ. એ રીતે છાતી, પાંસાં વગેરે ભાગનો કફ નીકળી ગયો. સાતમા દિવસે સવારે છીંકો આવવા માંડી. મને લાગ્યું કે શરદીની છીંકો આવી કે શું? પણ તે છીંકો શરદીની નહોતી. અજાયબ રીતે તે છીંકોથી ગળાની

ઉપરના ભાગમાં જે કફ હશે તે છૂટો થઈ મોં મારફતે નીકળી ગયો. આઠમા. દિવસની સાંજે શરીર હળવું અને દરદમુક્ત લાગ્યું અને નવમા દિવસે સવારે ઉપવાસ છોડયો. ત્યાર પછી આ વર્ષાઋતુની શરદીમાં પણ તેનો દમ જણાતો નથી. હવે તો તે સાવચેતી ખાતર પેશાબ પીતી નથી તેમ જ અઠવાડિયાનો એક ઉપવાસ પણ કરતી નથી. એ રીતે બે વખત ચોમાસાં અને એક વખત શિયાળો વીતી ગયો છતાં તેને દમની સહેજ પણ અસર નથી અને શરીર તેજસ્વી છે.

ઉપરનું દષ્ટાંત દસ બાર-વરસના જૂના દમનું આપ્યું. તે પ્રમાણે ઓછી. કે વધારે ગંભીરતાવાળા દરેક દરદના દરદીને ઉપવાસ કરતાં આવા અનુભવ થવાના; છતાં ગભરાવું નહીં. જાણે સ્થિતપ્રજ્ઞ દશા ધારણ કરી હોય. તેમ તે બધી ક્રિયાપ્રક્રિયાને જોયા કરવી કુદરતને તેનું કામ કરવા દેવું. **દરદીએ ગભરાઈને બહારનું કોઈ દ્રવ્ય અંદર નાખવું નહીં. દઢતા ના રહે, વિશ્વાસ ઊઠી જાય તો પ્રયોગ બંધ કર્યા પછી જે કરવું હોય તે ભલે કરો;** પણ માલિસના અને ઉપવાસના પ્રયોગ દરમ્યાન કોઈ દવા અજમાવવી નહીં.

**ઉપવાસ કરતાં જેટલી કાળજી રાખવાની છે તેથી વધારે કાળજી ઉપવાસ છોડયા પછી એક અઠવાડિયા સુધી રાખવી જોઈએ.** આઠ દસ કે વીસ ઉપવાસ પછી પારણું કરવામાં કાળજી રાખવી. **જેટલા વધારે ઉપવાસ તેટલા પ્રમાણમાં વધારે દિવસ ખાવાપીવામાં સંભાળ રાખવી.** સામાન્ય રીતે ઉપવાસ મોસંબીનો રસ પીને છોડવાની પ્રણાલી છે. પણ મોસંબી કમોસમી હોય અને સહેજ પણ ખાટી હોય તો તેનો રસ ન લેવો. પણ મધુપ્રમેહ સિવાયના અન્ય દરદીઓએ તેને બદલે ખજૂરની પાંચ પેશીઓને અગર નવટાંક કાળી દ્રાક્ષને રાત્રે ફોલીને કાચના વાસણમાં પલાળી મૂકી સવારે તેને મસળી સ્વચ્છ લૂગડે ગાળી આઠ અધોળ પાણી લેવું. બપોરે ફળ અને તેનો રસ લેવો. સાંજે પપૈયું વગેરે.

લેવાં. બીજે દિવસે સવારે પહેલાં દિવસના કરતાં વધારે પ્રમાણમાં તે જ ચીજો લેવી. ત્રીજે દિવસે મોસંબીનો રસ, બપોરે સહેજ મીઠાવાળું મગનું પાણી, સાંજે ગાયનું દૂધ, એ રીતે રુચિ પ્રમાણે ખોરાકમાં આગળ વધવું. સંભવ છે કે દસેક કે વધારે દિવસના અલૂણા ખોરાક પછી મીઠું ખાવાથી મોં પર સહેજ સોજો જણાશે, પણ તેથી ગભરાવું નહિ; આપમેળે તે બેસી જશે. ખોરાક માટેની જે સામાન્ય ચેતવણી છે તે ચીજો જેવી કે મેંદાની કોઈ બનાવટ,- ખાંડ, મશીનથી પોલિશ કરેલા ચોખા, પેશ્ચ્યુરાઇઝડ દૂધ, ટિનમાં બંધ કરેલાં ફળ કે ખોરાક, તળેલી વાનીઓ. મરીમસાલાવાળો ખોરાક પ્રયોગના સમયમાં કે તે પછી દરદીએ ખાવો નહીં. શરીર સાચવનાર માણસે આવા ખોરાકથી દૂર રહેવું, ઉપરાંત તમાકુનું વ્યસન-ખાવાનું પીવાનું કે સૂંઘવાનું —ત્યજવું જોઈએ. તેમ જ અન્ય કેફી ચીજોનું વ્યસન પણ ત્યજવું જોઇએ. વનસ્પતિ ઘી વાપરવું નહીં.

**અગત્યની ચેતવણી :** કોઈ પણ પ્રયોગમાં ઉપવાસ કરવાની જરૂર તો હોય છે. પણ ઘણી વખત ઉપવાસ કરવાનું દરદી માટે જોખમકારક થઈ પડે છે; માટે જાતઅનુભવથી હું આ પ્રયોગ કરનારને ચેતવણી આપું છું કે, જેને લોહીનું દબાણ ઓછું હોય અને જેનું હૃદય નબળું હોય એટલે બરાબર કામ ન આપી શકતું હોય તેવા દરદીએ ઉપવાસ કરવા નહીં. તેમાં જોખમ છે. તેવો દરદી ઉપવાસ કરે તો તેનું લોહીનું દબાણ વધારે ઓછું થતું જાય અને જેમ જેમ લોહીનું દબાણ જોઈએ તેના કરતાં ઓછું થતું જાય તેમ તેમ દરદીની અશક્તિ વધતી જાય છે, તેના હૃદય પર તેની માઠી અસર થાય છે; માટે એવા દરદીએ ઉપવાસ કરવા નહીં પણ માલિસ તથા જેટલો પચી શકે તેટલો પેશાબ પીવા સાથે એક ટંક હળવો -પથ્ય ખોરાક લઈને પોતાની શક્તિ જાળવી રાખવી. આમ કરવાથી દરદીને વધારે સમય આ ઉપચાર કરવો પડશે એટલે કે ઉપવાસ

સાથેના ઉપચારથી પંદર દિવસમાં આરામ થાય તો વિના ઉપવાસથી પ્રયોગ ચાલુ રાખતાં એક દોઢ માસ થશે, અને તેને સંપૂર્ણ આરામ થશે; માટે લોહીના ઓછા દબાણવાળા તેમજ હૃદય નબળું હોય તેવા દરદીએ ઉપવાસ કરવા નહીં.

**પેશાબનાં પોતાં મુકવાની રીત :** મૂત્રપ્રયોગમાં ત્રીજી રીત પેશાબનાં પોતાં મૂકવાની છે. શરીરના ભાગ પર એવી પીડા હોય કે જ્યાં માલિસ ન થઈ શકે; જેમ કે મોટાં ગૂમડાં, મોટાં નાના ઘાયા, દાઝવાથી થયેલા ફોલ્લા કે શરીરનો બળી ગયેલો ભાગ, સોજા અને કેન્સરના કારણે શરીરનો કોઈ ઉપસી આવેલો ભાગ. શરીરના તેવા ભાગ પર ઉપવાસના દિવસોમાં અગર ઉપવાસ ન હોય ત્યારે પણ સ્વચ્છ કપડાને ચોવડું કરી પેશાબમાં પલાળીને દરદવાળા ભાગ પર મૂકવું અને વારંવાર તેના પર પેશાબનાં ટીપાં નાંખી ભીંજાવેલું રાખવું. આ ક્રિયા જરૂર લાગે તો સતત ચાલુ રાખવી. આમ કરવાથી મૂત્રમાંનાં રોગનાશક તત્ત્વો દરદીના શરીરમાં તે પોતાં મારફતે દાખલ થઈ દરદીને અંદરથી અને બહારથી ફાયદો કરશે આમ પોતાં મૂકવામાં અને તેને સતત ભીંજાયેલાં રાખવામાં મૂત્રનો જથ્થો વધારે જોઈએ અને દરદીને તેટલો પેશાબ ન થતો હોય તો પુરુષના દરદ પર સારા નીરોગી પુરુષનું મૂત્ર અને સ્ત્રીનાં દરદ પર સ્ત્રીનું મૂત્ર વાપરવામાં વાંધો નથી. માલિસ કરવામા પણ જો દરદીનો પોતાનો પેશાબ પૂરતો ન હોય તો બીજા નીરોગી સ્ત્રી–પુરુષનો પેશાબ વાપરવામાં વાંધો નથી; પણ પીવામાં બીજાનો પેશાબ વાપરવો નહીં, તેમાં તો દરદીનો પોતાનો જ પેશાબ જોઈએ. જોકે અંગ્રેજ લેખક આર્મસ્ટ્રોંગે પોતાનો પેશાબ એક ગંભીર દરદી કે જેને પોતાનો પેશાબ બિલકુલ થતો ન હતો તેને શરૂમાં આપેલો કે જેથી પેલા દરદીને પેશાબ થાય; પણ એ કાર્ય પૂરતો જ.

શરીરના સોજા મોટે ભાગે પૂરતો પેશાબ નહીં થવાથી થાય છે. આ દરદીને પેડા પર પેશાબનાં પોતાં, જણાવ્યા પ્રમાણે, સતત

# માનવમૂત્ર

ભાગ ૨

## મૂત્રચિકિત્સાનું પુનરુત્થાન

મૂત્ર પ્રયોગના નિષ્ણાત અને પ્રચારક
સ્વ. આર્મસ્ટ્રૉંગના વિવિધ
પ્રયોગો.

મૂકવાથી પેશાબ વધવાનો પૂરો સંભવ છે.

હરસ થયા હોય તો તેના પર પેશાબનાં પોતાં મૂકવાથી તે ફઝતા હશે તો લોહી બંધ થઈ મટી જશે.

આંખ સૂજી ગઈ હોય તો પણ વારંવાર તાજા પેશાબથી આંખ ધોઈ, (આંખ ધોવાની પ્યાલી આવે છે તેમાં પેશાબ ભરી તેમાં આંખને બંધબેસતી કરી આંખનો ડોળો ફેરવ્યા કરવો). તેના પર પોતાં મૂકવાથી સોજો ઊતરી જશે અને દુખાવો મટી જશે; પણ મોતિયો કાચો કે પાકો દૂર કરવામાં આંખ ઉપર પેશાબનાં પોતાં મૂકવા સાથે પેશાબ સાથેના લાંબા ઉપવાસની જરૂર છે.

આ કુદરતી પ્રયોગ કરનારે—

૧. લેખમાં જણાવ્યા પ્રમાણે શાસ્ત્રીય ઢબે પ્રયોગ કરવો.

૨. પ્રયોગના સમયમાં ડૉકટરે આપેલી કે વૈદ્યે આપેલી કોઈ પણ દવાનો ઉપયોગ કરવો નહીં.

૩. પ્રયોગમાં કુદરતની જરૂરી ક્રિયાપ્રતિક્રિયા (શરીરમાં કેટલીક વખત આપણને ખ્યાલ ન હોય તેવી થાય છે)–જેવી કે ઝાડા થવા, ઊલટી થવી વગેરે–થાય તો તેથી ગભરાવું નહીં, સમજી લેવું કે શરીરની અંદર જે સાફસૂફી થાય તે પૈકીની એ આવકદાયક ક્રિયા છે. તેની જરૂર હશે તેટલો સમય રહીને આપોઆપ તે પોતાની મેળે વિરમશે. આવે સમયે ગભરાઈ જઈ કોઈ જાતની બહારની દવા કે તત્ત્વ શરીરમાં નાખવું નહીં, હિંમત કે દૃઢતા ન રહે તો પ્રયોગ બંધ કરવો. પણ બહારની દવા લેવી નહીં.

૪. તમાકુ, દારૂ, અગર એવું કોઈ વ્યસન હોય તે ત્યજ્યા પછીથી જ આ પ્રયોગ કરવો.

૫. મરીમસાલાવાળો અને તળેલો ખોરાક ત્યજવો.

૬. સફેદ ખાંડ–જેને આપણે રિફાઇન્ડ સુગર કહીએ છીએ એ–ત્યજવી, ગોળ વાપરવો.

૭. મેંદા અને તેની બનાવટનો કોઈ ખોરાક લેવો નહીં.

૮. ટિનમાં પેક કરી સંઘરી રાખેલાં ફળ કે ખોરાક લેવાં નહીં.

૯. મશીનમાં પૉલિશ કરેલા ચોખા લેવા નહીં. કોદરી કે હાથછડના ચોખાનો જ ઉપયોગ કરવો.

૧૦. પેશ્ચુરાઇઝડ દૂધ વાપરવું નહીં.

૧૧. ડાલડા ઘી (વનસ્પતિ ઘી) વાપરવું નહીં.

૧૨. વધારે ખાટા, ખારા અને તીખા પદાર્થ ખાવા નહીં.

ઉપરના નિયમો સાથે શ્રદ્ધા પૂર્વક જે આ પ્રયોગ કરશે તેને કુદરત આપોઆપ મદદ કરશે, એવી મને પૂર્ણ શ્રદ્ધા છે.

૧

# અંતીમ તબક્કાનો ક્ષય
# (આર્મસ્ટ્રૉંગનો જાત પ્રયોગ)

આધુનિક કાળમાં મૂત્રપ્રયોગના નિષ્ણાત સ્વ. જૉન આર્મસ્ટ્રાંગની જીવનકથા મળવી મુશ્કેલ છે. જેમ બીજા લેખકોને પોતાને વિષે જાહેરાત કરવાની સ્વાભાવિક ઈચ્છા હોય છે તેવી ઈચ્છા તેમને નહોતી. તેમણે પોતાને જે હિતકર લાગ્યું તે પોતાના શરીર પર અજમાવીને પછી હજારો દરદીઓનાં દુઃખ દૂર કર્યાં છતાં તેવો પોતાનો અનુભવ પુસ્તકરૂપે જાહેર કરવાની પણ તેમને તાલાવેલી નહોતી. પણ અનેકોના દબાણથી પુસ્તકરૂપે લખ્યું. પુસ્તક વાંચતાં ખબર પડે છે કે ગમે તેવી ગંભીર વાતનું પણ ઓછામાં ઓછા શબ્દોમાં વર્ણન કર્યું છે. એટલે મૂત્રપ્રયોગના સાહિત્યમાં તેમનું 'વૉટર ઓફ લાઈફ' પુસ્તક સૂત્રરૂપે છે. તેથી તેમની વાતને સારી રીતે સમજવાને જેમ વધારેવાંચીએ તેમ તેમની વાત વધારે સ્પષ્ટ સમજી શકાય. તેમણે હજારો દરદીઓને મૂત્રપ્રયોગ દ્વારા રાહત આપી. કુષ્ટરોગ ઈંગ્લંડમાં જવલ્લે જ હોય છે. એટલે તે રોગ સિવાયના બધા રોગીઓ તેમની સેવા લેવા ગયા અને તે બધાને મૂત્રપ્રયોગથી જ આરામ થયો. તેઓ એક સાધારણ સ્થિતિવાળાં માબાપનાં ફરજંદ હતા. તેમના પુસ્તકમાંથી એવું મળી આવે છે કે તેમના પિતા ઘણી વખત ગાય, ઘોડા, કૂતરા વગેરે જાનવરોના દરદો તે જાનવરોના મૂત્રના પ્રયોગથી મટાડતા. તેમનો એ વ્યવસાય નહોતો. પણ તેમને એવો શોખ હતો. ગાય કે ઘોડાને તેનો પેશાબ પાવો હોય ત્યારે આપણે વાંસની નાળ વાપરીએ છીએ તેને બદલે તે શીંગડું વાપરતા. પોતાના પિતાની એ પ્રવૃત્તિની સ્મૃતિ પર નિર્ભર

રહી, શ્રી આર્મસ્ટ્રોંગે જાનવર અને પક્ષીઓનાં દરદો મટાડયાનું વર્ણન પણ પોતાના પુસ્તકમાં આપેલું છે.

શ્રી આર્મસ્ટ્રોંગે આ પ્રયોગ શરૂ કરવામાં અને શરૂ કર્યા પછી તેમાં સફળતા મેળવવામાં જે સમભાવ, ધીરજ, નૈતિક હિંમત, કુદરત પ્રત્યેની અડગ શ્રદ્ધા, તેમ જ ધન કે પ્રતિષ્ઠા પ્રત્યેની નિસ્પૃહ વૃત્તિ દાખવ્યાં છે અને તે ઉપરાંત તેમના ઉપચારોમાં દરેક ક્ષણે ધર્મ પ્રત્યેની શ્રદ્ધા વ્યક્ત થઈ છે તે જોતાં એક સામાન્ય કક્ષાના જણાતા માણસમાં સાધુતાની અને યોગીની જે અજબ શક્તિ હતી તેનો સહજ ખ્યાલ આવે છે. ઉપરાંત તેમના સામાન્ય જ્ઞાનભંડારના તો પુસ્તકને પાને પાને તેનાં દર્શન થાય છે. હું માનું છું કે આ પુરુષના જીવનપ્રસંગો પ્રાપ્ત થાય તો કોઈ પણ સમાજને માટે હિતકર નીવડે. પણ હાલ તો આટલેથી જ આ વાત પતાવવી રહી.

શ્રી આર્મસ્ટ્રોંગે મૂત્રપ્રયોગ પ્રથમ પોતાની જાત પર અજમાવ્યો. તેમનો છેવટની શ્રેણીનો ક્ષય નાબૂદ થયો તેના વર્ણનનું પ્રકરણ તેમના જ શબ્દોમાં—તેમના વર્ણનનો ભાવ કાયમ રહે તેવા ગુજરાતી અનુવાદમાં હું નીચે આપું છું:

"આ પુસ્તકની અંદર રહેલા પહેલો પુરુષ સર્વનામ (મારા નામ) નો ઉપયોગ ટાળવાનું હું ઈચ્છતો હોવા છતાં મને એમ લાગે છે કે તેમ કર્યા સિવાય છૂટકો નથી; કારણ કે અખતરાના સ્વાનુભવનું વર્ણન હજારો દલીલો કરતા વધુ અસરકારક છે.

મારો પ્રથમ દરદી હું જાતે જ બન્યો. એવું બન્યું કે છેલ્લા વિશ્વયુદ્ધ (એટલે કે સને ૧૯૧૪ના અરસામાં) મારી ૩૪ વરસની ઉંમરે સૈનિકો ભરતી માટેની ડર્બીયોજના અનુસાર હું તબીબી પરીક્ષકો પાસે મારી જાતને સૈનિક તરીકે યોગ્ય ઠરાવવા ગયો. પણ તપાસનારા ચાર તબીબી અમલદારોએ ક્ષયનું દર્દ લાગુ પડેલું છે એવું કારણ આપી મને લશ્કરી સિપાહી તરીકે નાપસંદ કર્યો. વધુમાં કોઈ હોશિયાર ડૉક્ટરની સારવાર લેવાની

સૂચના મને કરવામાં આવી. એમની સૂચના અનુસાર મેં ક્ષયના એક નિષ્ણાત ડૉક્ટરની સલાહ લીધી. તેમને મારી સ્થિતિ કાંઈ એટલી બધી ચિંતાજનક લાગી નહીં, અને મને કહ્યું કે તમને ક્ષય જેવું કાંઈ નથી. પણ સળેષ્મ શરદીનો વ્યાધિ છે. તેથી તેમણે મને સલાહ આપી કે, મારે એવા સ્થળે રહેવું કે જ્યાં ખૂબ તાજી હવા મળે, પૂરતો સૂર્યપ્રકાશ મળે અને પૌષ્ટિક ખોરાક મળે. મેં તે નિષ્ણાત ડૉક્ટરની સૂચનાનો અમલ કર્યો. અને એક વરસમાં મારું વજન ૨૮ રતલ વધ્યું. છતાં મારા શરીરની સ્થિતિથી મને સંતોષ નહિ થવાથી મેં ક્ષયના બીજા નિષ્ણાત ડૉક્ટરની સલાહ લીધી. તેમણે તો એવું કહ્યું કે મારાં બને ફેફસાંને ક્ષય લાગુ પડયો છે અને પહેલા નિષ્ણાતે ગમે તે કહ્યું હોય પણ મને ક્ષય જ થયો છે. તેથી મારે ખાંડ અને સ્ટાર્ચથી ભરપુર ખોરાક લઈને મારા શરીરની શક્તિ સંઘરી રાખવી જોઈએ. પરિણામે મધુપ્રમેહ મારા શરીરમાં દાખલ થયો. તેમાંથી મુક્ત થવા માટે મારે આકરા પ્રયોગમાં મુકાવું પડયું. તે પ્રયોગ એવો હતો કે અઠવાડિયામાં ચાર દિવસ દરરોજ દસદસ ઔંસ ઠંડા પાણીના ૭ પ્યાલા પાણી ધીમે ધીમે પીને રહેવું અને બાકીના ત્રણ દિવસ જેનાથી મારો જઠરાગ્નિ સહેજ તેજ થાય એવો થોડો મુકરર ખોરાક આપવામાં આવ્યો. હું તેનો દરેક કોળિયો સૂચનાનુસાર ચાવી ચાવીને ખાતો હતો પણ તેને પરિણામે મોઢાની અંદર ચાંદીઓ પડી. દાંતમાં દરદ થવા માંડયું. મોઢાનાં પેઢાં સુજી ગયાં અને જીભને સોજો આવી ગયો. આ દુઃખમાં વળી વધારો એ થયો કે મને અનિદ્રા અને અજંપો પેદા થયો. મારા જ્ઞાનતંતુઓ ક્ષીણ થયા અને મારું મગજ વારંવાર ઉશ્કેરાઈ જતું. આવી પરિસ્થિતિ સોળ અઠવાડિયાં કાયમ રહી. જો કે મારી ઉધરસ, મારી શરદી, દુઃખદાયક ગૂંગળામણ જેનાથી હું પીડાતો હતો તે બધું મટી ગયું. તેમ છતાં રામ જાણે શાથી તેની રાહત મને તે દરદો કરતાંય વધારે આકરી લાગી. છેવટનો અંજામ એ થયો કે બે વરસની મારી આ સારવારને અંતે [illegible]

પ્રત્યેની મારી શ્રદ્ધા નષ્ટ થઈ અને તેમની સલાહ અને સાવચેતી વિરુદ્ધ વર્તી મે મારી જાત પર અખતરા કરવા માંડ્યા

હવે હું આ નાની નાની વિગતો આપીને આ વાતને લંબાવીશ નહીં. એટલું જ કહેવું બસ છે કે જ્યારે હું ઘણો અશક્ત અને બીમાર થઈ પડ્યો ત્યારે મને પવિત્ર બાઈબલના પાંચમા અધ્યાયની આજ્ઞાની સ્મૃતિ થઇ આવી. તે આજ્ઞા એ છે કે, **'તું તારા પોતાના શરીરની બહાર નીકળતાં પાણી પી.'** આ આજ્ઞાની યાદ આવતા મને એક કિસ્સો યાદ આવ્યો કે એક નાની છોકરી ગળામા શ્વાસની નળીના સોજાના રોગથી પીડાતી હતી ત્યારે તેના પિતાએ તેનો પેશાબ પીવા આપ્યો હતો. તેને પરિણામે તે ત્રણ દિવસમા રોગમુક્ત થઈ હતી. એવી જ રીતે કમળાથી પીડાતા માણસનુ દરદ પણ એ જ સાધનથી મટી ગયું હતુ, એટલાથી બધું પત્યુ નહી મને બીજી હકીકતો પણ યાદ આવી મારા ડૉક્ટરે થોડા વરસ પર મારો પેશાબ તપાસ્યો પેશાબ તપાસ્યા પછી તેણે મને જણાવેલું કે મારા ફેફસા અને માસગ્રંથિઓ બગડેલા છે અને દિનપ્રતિદિન ગળતા જાય છે ડૉક્ટરનુ આ નિદાન સાભળી તે વખતે મે અજ્ઞાનભાવે તેને પ્રશ્ન કરેલો કે, **"જો હું પેશાબ દ્વારા મારા શરીરની અગત્યની આંતગ્રંથિઓ અને ખાંડનુ તત્ત્વ ગુમાવતો હોઉં તો મારે તે જ દ્રવ્યોને મારે પેશાબ પીને શરીરમાં પાછાં કેમ ન નાંખવા જોઇએ?"** મારા આ પ્રશ્નના જવાબમા તેમણે કહ્યું કે, "શરીર આવા મૃત દ્રવ્યોને આત્મસાત નહી કરી શકે," ડૉક્ટરનો આ જવાબ કેવળ કપોળકલ્પિત અને સત્યથી વેગળો હતો ખરી રીતે એમણે આવો જવાબ આપી ગપ જ ઠોકી હતી

હવે આપણે મૂળ વાત પર આવીએ હું સ્વીકારુ છું કે ઉપર ટાંકેલા ધર્મપુસ્તક બાઈબલના સૂત્રનો અમુક અર્થ હોવો જોઈએ એવો દાવો કરવો એ ડહાપણભર્યું નથી, કારણકે ઘણા માણસોને બાઈબલમાથી

પોતાની ભાવના પ્રમાણે જે જોઈતું હોય છે તે પણ મળી રહે છે. તેમ છતાં હું માનતો હતો, અને હજી પણ માનું છું કે, જે સૂત્ર મેં ટાંક્યું છે તે અને બીજાં અનેક સૂત્રોનો ઉલ્લેખ આપણા પોતાના શરીરમાંથી નીકળતા કીમતી પ્રવાહી ઝરણાને જ ઉદ્દેશી ને છે, તેવી દૃઢ માન્યતા સાથે હું તે પ્રમાણે વર્ત્યો. અને અંતે મને ખાતરી થઈ કે તે જ મારા શરીરનું મુક્તિદાતા નીવડયું. આ રીતે ધર્મપુસ્તકમાંના સૂત્રોનો મારો અર્થ સાચો જ છે એવી શ્રદ્ધાના કિલ્લાથી રક્ષાયેલા મેં કેવળ મારા મૂત્ર અને નળના પાણી પર નભીને **પીસ્તાળીસ દીવસના ઉપવાસ કર્યા** જોકે ડોક્ટરોનો એવો સ્પષ્ટ અભિપ્રાય હતો કે માણસનું શરીર ખોરાક વિના અગિયાર દિવસથી વધારે નભે જ નહીં. છતાં તે અભિપ્રાયની અવગણના કરીને મેં તે ઉપવાસ કર્યા. ઉપરાંત મેં મારા શરીર પર મારા પેશાબથી માલિસ કર્યું. આ પ્રયોગમાં આ ક્રિયા પણ ઘણી અગત્યની છે. (જેને વિષે પાછલા પ્રકરણમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.) પિસ્તાળીસ દિવસના મારા ઉપવાસો મેં અપક્વ માંસ લઈને છોડયા. જોકે તેનાથી મને આકરી ભૂખ સિવાય બીજી કાંઈ અવકળા જણાઈ નહીં. કેટલીક મુદ્દત સુધી ખોરાક લેવામાં હું સાવચેત રહ્યો અને મારું પોતાનું મૂત્ર પીવાનું ચાલું રાખ્યું. તે પીતાં પીતાં તેના જથ્થામાં, સ્વાદમાં, દેખાવમા વગેરે જે ફેરફાર થયા તેનો ઠીક ઠીક અનુભવ મને થયો. મૂત્રમાં આવો ફેરફાર મુખ્યત્વે કરીને હું જે ખોરાક ખાતો, જે પીણું પીતો અને જે પ્રમાણમાં શ્રમ કરતો તેના હિસાબે થતો.

આ પ્રયોગને અંતે મને લાગ્યું કે જાણે મને નવજીવન મળ્યું. મારું વજન ૧૪૦ રતલ થયું હતું. હું ચેતનાથી ભરેલો હતો. મારી ખરેખર ઉંમર હતી તેનાથી ૧૧ વર્ષ નાનો હોઉં એવો હું દેખાતો હતો. મારી ચામડી નાની છોકરીની ચામડી જેવી સુંવાળી અને તેજસ્વી થઈ હતી. મારી ઉંમર તે વખતે ૩૬ વર્ષની હતી, અને આ પ્રકરણ લખું છું ત્યારે ૬૦ કરતાં વધારે ઉંમરનો છું. પણ મારા પેશાબનું ટીંપેટીંપું પીવાથી, તે સાથે શુદ્ધ ખોરાક ખાવાથી અને

શરીરને જોઈએ તે કરતાં વધુ ખોરાક કદી નહીં ખાવાથી મારી ઉંમરના માણસો કરતાં ઘણી નાની ઉંમરનો હોઉં તેવો હું દેખાઉં છું અને મને તેવું લાગે છે. ઉપરાંત શરીરને લાગું પડતી નાની કે મોટી બીમારીમાંથી મારી જાતને, હું મુક્ત રાખી શકું છું.

મારા ક્ષયના દરદમાંથી હું શી રીતે મુક્ત થયો અને તે મુક્તિ શી રીતે સાચવી શક્યો તેની સત્ય વિગત આપ્યા પછી હું એટલું જ કહેવા માગું છું કે, આપણને મળેલું જ્ઞાન સ્વાર્થવૃત્તિથી પીપમાં પૂરી નહીં રાખતાં માનવજાતના ખાતર બીજાઓને પણ તેમાં ભાગીદાર બનાવવા જોઈએ. આવી પ્રતીતિ મને થવાથી મેં જે રસ્તે મારું સ્વાસ્થ્ય મેળવ્યું તે જ રસ્તે મૂત્રચિકિત્સાથી બીજા પણ પોતાનું સ્વાસ્થ્ય મેળવે એવા હેતુથી બીજાઓને મેં તેવી સલાહ આપવા માંડી, એટલું જ નહીં પણ તેમના પ્રયોગ પર જરૂરી દેખરેખ રાખવા માંડી. આવા કારણે આ પુસ્તકના બાકીના ભાગમાં જે જે દર્દીઓ જુદાં જુદાં દરદોથી પીડાતા હતા, તેમાં આ પ્રયોગથી શું શું પરિણામ આવ્યું તેની વિગત આપવામાં આવી છે, જેમાં ડૉક્ટરોએ કૅન્સરના દરદીનું નિદાન કરેલું તેનો તથા શરીરના કોઈ ભાગનું નકામું થવું વગેરે દરદો, જેને હાલની તબીબી પદ્ધતિ અસાધ્ય રોગ તરીકે વર્ણવે છે તેવાં દરદોનો પણ સમાવેશ થાય છે."

## ૨

## ( ગેન્ગ્રીન મૃત અંગોનો રોગ )

સ્વ. આર્મસ્ટ્રોંગ પોતાની જાત પર મૂત્ર પ્રયોગ કરી પોતાના શરીરમાં જામી ગયેલા ક્ષયના દરદને નાબૂદ કર્યા પછી સ્વાનુભવથી પોતાને થયેલું જ્ઞાન અન્યને આપવાના તેમના મિત્રોના આગ્રહને વશ થઈ તેમણે તેનો પ્રચાર કરવા માંડ્યો, એટલું જ નહીં પણ પોતે સારવારનું કાર્ય ઉપાડી લીધું તેમ જ દોરવણી પણ આપી. પોતે સારવાર કરીને જે દરદોને નાબૂદ કર્યા તેનાં કેટલાંક દષ્ટાંતો વાચક-વર્ગને બહુ ઉપયોગી થઈ પડશે. દરદોનાં અંગ્રેજી નામો માટે

ગુજરાતી ભાષામાં એક શબ્દ યોજાયેલા નહીં જણાતા હોવાથી કોઈએ યોજ્યો હોય તો તે ગુજરાતી ભાષામાં પ્રચલિત નહીં હો કેટલાંક પ્રકરણોના મથાળે દરદોનાં અંગ્રેજી નામો મૂકયાં છે.

V ગેન્ગ્રીન એ વૈદકની દૃષ્ટિએ કેટલાંક અસાધ્ય દરદો પૈકીનો ગણાય છે. શરીરનો જ્હરાગ્નિ મંદ થઈ જવાને કારણે શરી કોઈ છેવટના અંગને લોહીનું પોષણ નહીં પહોંચી શકવાથ ભાગ લોહી વિનાનો મૃત–નિર્જીવ થઈ સુકાઈ જાય છે અ સડવા માંડે છે. તેના દરદને ગેન્ગ્રીન કહે છે. તેવો દરદી ભાગ્યે બચે છે. તે દરદનું મૂળ ઊંડું હોય છે. પગનો અંગૂઠો નિર્જીવ ગયો હોય તો તેને કાપવાથી પતી જતું નથી. તેને કાપ્યા છ પગની નિર્જીવતા વધતી જાય છે અને છેવટે અસાધ્ય થઈ પડે આ ભયંકર રોગના મૂળ સાથી તરીકે બીજા રોગો સંકળાયે હોય છે. (૧) શીતળાની રસી મૂકાવ્યા પછી પક્ષઘાતના દરદમાં ગેન્ગ્રીનનું દરદ થાય છે. (૨) મધુપ્રમેહના રોગ સાથે તે સંકળાયે હોય છે. (૩) શરીરનો કોઈ ભાગ ભારે વજનના ઘાથી કચડાયે હોય તો તેમાંથી આ રોગ પેદા થાય છે (૪) કોઈ માણસના લોહી પાણી થતું હોવાથી ' એનીમિક ' દશા થાય તેમાંથી પણ ગેન્ગ્રી લાગુ પડે છે. (૫) હાથપગનો કોઈ ભાગ કપાઈ ગ પછી શરીર અંદરના કોઈ દરદના કારણે પણ તે ભાગ ગેન્ગ્રીન લાગુ પડે છે. (૬) ક્ષયવાળા દરદીને કેટલીક વખત ગેન્ગ્રી લાગુ પડે છે. (૭) અતિશય ગરમ પ્રવાહી પદાર્થથી દાઝેલા ભાગ પણ કેટલીક સખત ગેન્ગ્રીનનો રોગ લાગુ પડે છે.

આ રોગ ડોક્ટરી આલમમાં અસાધ્ય ગણાય છે. પણ સ્વ આમસ્ટ્રોંગના અનુભવ પ્રમાણે મૂત્રપ્રયોગથી આ રોગના દરદીએ જલદીથી સાજા થઈ ગયા છે. તેની વિગત નીચે પ્રમાણે તે આપે છે

સને ૧૯૨૦ની સાલમાં આ રોગના પહેલા દરદીની તેમણે સારવાર કરી, તે ૫૩ વરસની ઉંમરની બાઈ હતી. તે બાઈ એક ફોર્ડના

પ્રખ્યાત ડૉકટર, જે ઉપવાસ અને યુક્ત ખોરાકના પ્રશ્નમા નિષ્ણાત હતા તેમની ભારવારમાં હતી. એનીમિયા તેના શરીરમાં જામ્યો હતો. ફેફસાની સ્થિતિ પણ ગંભીર હતી. તેનો એક પગ સુકાઈને નિર્જીવ બની ગયો હતો અને બને પગની નીચેના ભાગ પર નાનાં મોટા કદનાં ચાંદાં ઊપસી આવ્યા હતાં વળી તેને કમળો થવાને કારણે જાણે કે તે યુરેઝિયન જાતની હોય તેવો તેના મો અને આંખનો દેખાવ થઈ ગયો હતો તેની સારવાર કરનાર ડૉકટરની તો ઈચ્છા હતી કે એ બાઈના રોગ પર વધારે નહીં તો એક મહિનાની મુદત સુધી મૂત્રનો પ્રયોગ અજમાવવો. પણ આર્મસ્ટ્રોંગને લાગ્યું કે તેની સારવારમાં ઓછામાં ઓછા સાઠથી સિત્તેર દિવસ લાગે જ: છતા આનાકાની સાથે તે કેસ હાથમાં લીધો. મૂત્રપ્રયોગની સારવાર કરવાથી રોગ પર એટલી અસર થઈ કે રોગ જેટલો ભયંકર ગણાય છે તેવો જણાયો નહી. દરદીને તેનો પોતાનો જ પેશાબ પાઈને ઉપવાસ કરાવવા માંડયા. દિવસમાં જેટલો પેશાબ થાય તેટલો પેશાબ અને તરસ લાગે તો નળનું પાણી પાવા માડયુ સાથે સાથે પેશાબથી શરીર પર માલિશ કરવા માડયુ અને દરદવાળા ભાગ પર પેશાબથી ભીંજવેલાં પોતા મૂકયા દસ દિવસને અંતે આતરડા અને મૂત્રપિંડે સારી રીતે કામ આપવા માડયુ. જોકે ઊપસેલા ચાદા શરૂઆતમા વધવા માડયા પણ તેનો દુખાવો ઓછો થવા લાગ્યો, શ્વાસોચ્છ્વાસ સરળ અને નિયમિત થયો અને દરદવાળો ભાગ દુરસ્ત થવાના નિશાન દેખાયા. અઢાર દિવસના ઉપવાસને અંતે પગની સ્થિતિ સ્વાભાવિક થઈ ગઈ. પેશાબે નવી ચામડી બનાવી અને દરદની કોઈ પણ નિશાની પગ પર રહી નહી; એટલું જ નહી, પણ પગ પર ચાદાનુ ચાઠુ પણ રહ્યુ નહી

ઉપરનો દરદી સુધરી જવાથી ગેન્ગ્રીનનો બીજો દરદી આવી ઊભો. તે ૪૦ વરસની ઉંમરની બાઈ હતી. તેનો જમણો પગ એટલે બધો સડેલો હતો કે ડૉકટરોએ તે ભાગને કાપી નાખવાની તેને સલાહ

આપી હતી. આ દરદ પગની ઘૂંટીના સોજાથી શરૂ થયેલું તે બાઈને પોતાનો ધંધો સખત જમીન પર ઘૂંટણિયે પડીને કરવાને કારણે આ રોગ લાગુ પડેલો. તેણે બધા વૈદ્યો અજમાવ્યા; પણ પરિણામે તેનું દરદ વધવા લાગ્યું. તેને સખત બધકોશ હતો, હરસનું દરદ હતું, ખરજવું હતું, પાંડુ રોગ હતો, અનિદ્રાનો વ્યાધિ હતો વગેરે અનેક દરદો હતાં. ઉપરાંત પગના સડામાં ઊંડાં ઘાયાં હતાં. આવી બધી પીડાઓ હોવા છતાં તે બાઈ હિંમતવાન હોવાથી પેશાબ અને પાણી ઉપર ઉપવાસ કરવાનું તેણે સ્વીકાર્યું. દિવસમાં જેટલો પેશાબ થાય તેટલો ટીપેટીપું તે પીતી; તેમ જ દરરોજનું ત્રણ પિન્ટ (પોણાચાર રતલ) પાણી પીતી. પાંચ દિવસના તપથી પગ પરના ચીરા શમી જવા લાગ્યા અને તેના શરીરના બધા ભાગની ચામડીની તંદુરસ્તી દેખવા માંડી. મોં પરનાં ગડગૂમડ તો બીજે જ દિવસે શમી ગયાં. અઠવાડિયાંઓની અનિદ્રા પછી ત્રીજી જ રાત્રે સારી નિદ્રા આવી અને પહેલા અઠવાડિયાને અંતે તેનાં આંતરડાં અને મૂત્રપિંડે સારી રીતે કામ કરવા માંડ્યું. તેના હરસ મટી ગયા. પખવાડિયાને અંતે તો ગેન્ગ્રીનની નિશાની પણ નહોતી રહી અને જ્યાં ઘાયાં હતાં ત્યાં નવી ચામડી આવી ગઈ હતી. દરદવાળો પગ જે સારા પગ કરતાં બમણો જાડો થઈ ગયેલો તે સારા પગ જેવો સમધારણ થઈ ગયો અને આ ભયંકર રોગની એક પણ નિશાની રહી નહીં. પંદર દિવસના ઉપવાસ પછી પ્રથમ અઠવાડિયે દરદીને દ્રાક્ષ, કેળાં અને કાચાં ટામેટાંના ખોરાક પર રાખી, બીજા અઠવાડિયાના ખોરાકમાં પેશ્ચ્યુરાઈઝ્ડ નહીં કરેલું એવું સાદું દૂધ અને ફળનો ઉમેરો કર્યો; અને ત્રીજે અઠવાડિયે તેને સામાન્ય ખોરાક લેવાની રજા આપી.

શ્રી આર્મસ્ટ્રોંગના અનુભવ પ્રમાણે અસાધ્ય અને ભયંકર ગણાતા રોગોમાં આ ગેન્ગ્રીનના રોગ પર મૂત્રપ્રયોગ ઘણો અસરકારક નીવડ્યો અને તે પણ ધાર્યા કરતાં થોડી મુદતમાં. તેનું કારણ વૈદિક દૃષ્ટિએ એ છે કે, મૂત્ર એ નિર્જીવ વસ્તુ નથી પણ સજીવ દ્રાવણ

**(લીવિંગ સોલ્યુશન) છે. જેમાં માંસ, લોહી અને સુડદાલ (ટીસ્યુઓને) ગ્રંથિઓને સજીવ કરીને વિકસાવનારું તત્ત્વ** છે. તેણે આવા ઘણા કેસોની સારવાર કરી. તે બધા રોગીઓને તેમના ડૉક્ટરોએ રોગવાળા ભાગ કપાવી નાખવાની સલાહ આપ્યા પછી મૂત્રપ્રયોગ કરવામાં આવ્યો હતો. આવા જુદાં જુદાં કારણે થયેલા આ રોગવાળા દરદીઓની હકીકત થોડી નીચે આપવામાં આવી છે.

શ્રીમતી ઈ.ને શીતળા ટંકાવ્યા પછી પક્ષઘાત લાગુ પડયો અને તેમાંથી પગે અને અંગૂઠે ગેન્ગ્રીન લાગુ પડયો. ૪૮ દિવસના ઉપવાસ પેશાબ અને પાણી સાથે કર્યા અને બિલકુલ આરામ થયો

શ્રીયુત ડી. નામના ગૃહસ્થને મધુપ્રમેહમાંથી તેમના ડાબા હાથના કાંડાને ગેન્ગ્રીન લાગુ પડયો. ૪૮ દિવસના ઉપવાસ મધુપ્રમેહ માટે કરવા પડયા અને ત્યાર બાદ ૧૮ દિવસમા તેમનો હાથ હતો તેવો સરસ થયો. કોઈ ચિહ્‌ન પણ રહ્યું નહીં.

શ્રી જે. ડબલ્યુ. બી. નામના ૬૦ વર્ષની ઉંમરના ગૃહસ્થને લુહારી કામ કરતાં અંગૂઠા પર હથોડી વાગવાને કારણે અંગૂઠાના પહેલા અને બીજા સાંધાને ગેન્ગ્રીનનો રોગ લાગુ પડયો હતો. અઢાર અઠવાડિયાં સુધી બીજી સારવાર કરાવી પણ છેવટે મૂત્રપ્રયોગથી હાથ પર પેશાબનાં ભીનાં પોતાં મૂકયા કર્યા એક અઠવાડિયામાં આરામ થઈ ગયો.

કુમારી સી. એ. ઉંમર ૧૦ વર્ષ–તેને પાંડુરોગ હતો. પગની બંને પિંડીઓ પર સડાને કારણે ચામડી પરના માંસના લોચા ઉપસી આવ્યા હતા ડૉક્ટરોએ તો ખસ કે ખરજવાળ સમજી દવા કર્યા કરી. તેને ૧૮ દિવસના મૂત્ર સાથે ઉપચારથી બિલકુલ આરામ થયો. પાંડુરોગ ન રહ્યો, ખસ કે ખજવાળ ન રહી કે એક ચાઠું પણ ન રહ્યું. ઉપવાસના દિવસોમા તે છોકરી ૧॥ ઇંચ ઊંચી વધી.

શ્રી જે. આર્ઈ., ઉંમર વર્ષ ૫૪–અંગૂઠો મચ્છીના હાડકાથી કપાઈ ગયેલો. તે ૭ દિવસે ડૉક્ટરે તપાસ્યું. ગેન્ગ્રીન લાગુ પડ્યો

હતો. અંગૂઠો કાપી નંખાવાની સલાહ ડૉક્ટરોએ આપી પણ તે ન માની. ત્યાર બાદ ૧૪ દિવસના પેશાબ સાથે ઉપવાસથી અને પેશાબથી શરીર પરના માલિસથી તેમ જ અંગૂઠા ઉપર જૂના પેશાબના ભીંજવેલા પાટાથી ત્રણ દિવસમાં સુધારો જણાયો અને બાર દિવસ પછી તો તદ્દન આરામ થયો.

શ્રીયુત એન., ૫૫ વરસની ઉંમર. ક્ષયની અસરવાળા તેના બંને પગને ગેન્ગ્રીન લાગુ પડેલો. ડૉક્ટરોએ બંને ભાગોનું ઓપરેશન કરવાનું સૂચવ્યું પણ તેમની પત્નીએ વિરોધ કર્યો. દરદીની સ્થિતિ બહુ કમજોર હતી. બહુ દવાઓ પછી નિરાશા ઊપજેલી. ૪૨ દિવસના ઉપવાસ પછી તે સારા થઈ ગયા.

શ્રીમતી એલ., ૪૮ વરસની ઉંમર. બંને પગ પર ઉકળતા પ્રવાહી પદાર્થથી ભરેલું વાસણ પડવાથી બંને પગ દાઝી ગયેલા. ડૉક્ટરોએ ત્રણ અઠવાડિયાં સુધી પ્લાસ્ટર અને પાટાપિંડી કર્યા પણ દશા વધુ ભયંકર થઈ પડી. અંતે બંને પગોને ગેન્ગ્રીન લાગુ પડેલો તે ૨૮ દિવસના મૂત્રપ્રયોગથી બિલકુલ આરામ થઈ ગયો.

ઉપર પ્રમાણે ગેન્ગ્રીન જેવા ભયંકર રોગનાં ઘણાં દરદીઓને મૂત્રપ્રયોગથી આરામ થયો છે. ઉપર આપેલી હકીકતથી વધારે હકીકત આપવાની મને જરૂર લાગતી નથી. એટલે આપણે હવે કેન્સરના રોગથી પીડાતા રોગીઓને મૂત્રપ્રયોગથી આરામ થયેલો તેવા કેટલાક નમૂના જોઈએ.

## ૩

# ગ્રોથ અને કેન્સર

માનવશરીરનાં બધા દરદ તેના અયુકત ખોરાકમાંથી ઉત્પન્ન થાય છે. માણસ શરીરને પોષક એવો ખોરાક સંયમપૂર્વક લે તો તેને કોઈ પણ દરદનો ભય રાખવાની જરૂર નથી; એટલું જ નહીં પણ તેનું શરીર એટલું પ્રાણવાન હોય છે કે બહારના પ્રચલિત રોગવાવરની અસર પણ તેને થાય નહીં. કેન્સર અનેક પ્રકારનાં છે. શરીરના જુદા જુદા ભાગોમાં તે લાગુ પડે છે. કેન્સર ભયકર અને અસાધ્ય રોગ ગણાય છે. એની ગાંઠ શરીરના ભાગમા થાય છે. તેવી જ ગાંઠ શરીર ઉપર ઊપસી આવે છે તેને ગ્રોથ (ગાંઠ) કહે છે પણ આવી શરીર ઉપર ઊપસી આવેલી બધી ગાંઠો ઝેરી કે અસાધ્ય નથી હોતી. જેમ કે રસોળી, શરીર અંદરની કે શરીર બહારની ઝેરી ગાંઠોના રોગને, જેને ગ્રોથ અને કેન્સર કહે છે તેનાથી તો માનવજાત આ જમાનામાં ત્રાસી ગઈ છે કેન્સર લાગુ પડયો છે એટલે એમ મનાય છે કે, "હવે તો રામ બોલો ભાઈ રામ." ડોકટરોનો એવો અભિપ્રાય છે કે ખોરાકમાં કુદરતી ક્ષારોના અભાવે કેન્સર કે ગાઠ જેવાં દરદો થાય છે. લંડનના એક પ્રખ્યાત ડોકટર ફોર્બ્સ રોસે કેન્સર અંગે પોતાના પુસ્તકમા પોતાના પચીસ વરસના અનુભવ પછી ચોક્કસાઈપુર્વક જાહેર કર્યું છે કે, પોટાશ ક્ષારો કુદરતી રીતે સામેલ હોય એવો ખોરાક આપવાથી કેન્સરનો ભયકર રોગ નાબૂદ થાય છે. આવા સેંકડો દરદીઓને તે ડોકટરે સાજા કરેલા છે. તેની હકીકત તેણે લખેલા 'કેન્સર, તેની ઉત્પત્તિ અને ઉપાય' એ નામના પુસ્તકમા જાહેર કરી છે. અને તેમણે આવાં કેન્સરનાં અનેક દરદો આવા ખોરાકના ફેરફારથી મટાડયાં છે; છતાં દાકતરી ધંધામાં જુનવાણી અને સ્થાપિત હિતો

આવી સત્ય હકીકતને પ્રકાશમાં આવવા દેતાં નથી અને ફક્ત વાઢકાપ અને કિરણો આપવાના રસ્તા સિવાય બીજો કોઈ ઉપાય તે સ્વીકારતાં નથી. વાઢકાપ અને કિરણો આપવાથી કેન્સરના દરદીને આરામ થતો હોય, વધારે નહીં, ૩૦ ટકાને આરામ થતો હોય; તો પણ એમા અસંતોષ રાખવાપણું ન હોય, પણ ગ્રોથ અને કેન્સરના ૫૦૦ દરદીઓનાં જેણે ઓપરેશન કર્યાં હશે એવા બ્રેડફોર્ડના મરહૂમ ડૉક્ટર રાબાગ્લીઆટીએ એવો એકરાર કર્યો છે કે, "કેન્સર અને ગ્રોથના દરદમાં ઓપરેશન કર્યા પછી ભાગ્યે જ કોઈ દરદી બચ્યો હશે." એક અનુભવી નર્સ જેણે આવાં ૫૦ દરદીઓની સારવાર કરેલી, તેને ઝેરી ગાંઠ થઈ અને ડૉક્ટરે ઓપરેશન કરવાનો નિર્ણય કર્યો, ત્યારે તેણે ઘસીને ના પાડી; કારણ કે તેણે એવું નજરે જોયું હતું કે, ગ્રોથ, કેન્સરના દરદમાં ઓપરેશન પહેલાંના દરદ કરતાં ઓપરેશન પછી તે દરદ અનેકગણું વધી જાય છે અને દરદીને પહેલાં કરતાં વધારે પીડા ભોગવવી પડે છે. ઓપરેશન કર્યા પછી કેન્સરની ગાંઠ પછી ફરીથી ઊપસી આવે છે ત્યારે એ બહુ ત્રાસદાયક નીવડે છે. એવા અનેક દાખલા છે. કે કેન્સરનું ઓપરેશન કર્યું કે થોડા દિવસ પછી તે જ દરદીને બીજે ઠેકાણે કેન્સરની ગાંઠ જણાય અને તેનું ઓપરેશન કર્યા પછી ત્રીજે ઠેકાણે જણાય પરિણામે દરદીનો ત્રાસ વધ્યે જ જાય છે. આવી ભારે નિષ્ફળતા કેન્સરની પ્રચલિત સારવારમાં સાબિત થઈ છે, છતાં તે સિવાય બીજી કોઈ સારવાર ડૉક્ટરી આલમમાં માન્ય થતી નથી, એ પણ એક તાજુબી ભરેલી અને નોંધપાત્ર હકીકત છે. કેન્સર અને ઝેરી ગાંઠોના દરદીઓને ઓપરેશન અને અને કિરણોથી સાજા કરવાના પ્રયાસોમાં સાવ નિષ્ફળતા મળી છે. છતાં કેન્સર અંગેનું સંશોધન કેન્દ્ર તેના જૂથ બહારના કોઈ સંશોધક તબીબની નવી અસરકારક પદ્ધતિનો સ્વીકાર કરતું જ

નથી, એવો કેટલાક તબીબ નિષ્ણાતોનો અસંતોષ છે

પણ આ પ્રકરણોની સાથે એ વાતને કાઈ નિસબત નથી. ઝેરી અને કેન્સર જેવા ભયંકર રોગ અંગેની પ્રચલિત માવજતથી શી સ્થિતિ થાય છે એ જણાવવાની ખાતર ઉપરની હકીકત જણાવી. હવે શ્રી આર્મસ્ટ્રોંગે પોતાના પ્રયોગથી આવા અસાધ્ય ગણાતા રોગના દરદીઓનુ દરદ કેવી રીતે નાબૂદ કર્યું તેના કેટલાક દષ્ટાતો જોઈએ

શ્રી આર્મસ્ટ્રોંગ લખે છે કે કેન્સરના દરદીની સારવાર કોઈ અપ્રમાણિક તબીબ હાથ ન ધરી શકે એવો સરકારી કાનૂન હોવાથી પેશાબના પ્રયોગથી કેન્સરનુ દરદ મટયુ હોય છતા તેમનાથી એમ ન કહેવાય કે તેમણે કેન્સરના દરદીની સારવાર કરી હતી પેશાબના પ્રયોગમા કેવુ દરદ છે તેનુ નિદાન કરવાની પણ કાઈ જરૂર હોતી નથી તે કોઈ દરદોનો ઉપચાર નથી પણ સ્વાસ્થ્ય મેળવવાનુ સાધન છે એટલે પ્રમાણિત ડૉકટરો કેન્સરનો સિક્કો મારેલા દરદીઓ બધી બાજુએથી નિરાશ થઈ તેમની પાસે જતા, ત્યારે સામાન્ય દરદી તરીકે તેમને પેશાબનો પ્રયોગ કરાવવામા આવતો અને તેનાથી તેમને સંપૂર્ણ આરામ થતો એવા અનેક દષ્ટાતો શ્રી આર્મસ્ટ્રોંગે આપ્યા છે, ખરેખર કેન્સરનો દરદી હોય, પણ જો તેના પર ડાક્ટરની છાપ ન વાગી હોય તો એવા દરદીનુ દરદ કેન્સર નહી હોય પણ સામાન્ય ગાઠનુ દરદ હશે એવી ગણના થતી આવી સ્થિતિમા પેશાબના સાધનથી કેન્સર કે ગાઠના ભયંકર દરદ નાબૂદ થયા હોય તેવા કેટલાક દષ્ટાતો નીચે પ્રમાણે છે

શ્રીમતી આર, ૪૦ વરસની ઉમર (સન ૧૯૨૩) પાડુરોગ થયો હોય એવુ પીળાશ પડતુ અને ફિક્કુ શરીર ઊંચાઈમા સામાન્યત નીચી, સરેરાશથી ઓછુ વજન. મરઘીના ઈંડાના કદની ગાઠ તેની છાતી પર ઉપસી આવેલી કેન્સરના નિષ્ણાત ડૉકટર રાબાર્ગીઆદીએ કેન્સર હોવાની ચિકિત્સા કરેલી, પણ તેમણે તુરત જ

ઓપરેશન કરવાની સૂચના આપી. દરદીએ મક્કમતાથી ઓપરેશનનો વિરોધ કર્યો. તેણે પેશાબ સાથે ઉપવાસ કર્યા અને દરરોજ આશરે પોણા ચાર શેર પાણી પીધું. તેના ધણીએ પોતાના પેશાબથી દરરોજ બે કલાક પગના તળિયેથી માથા સુધી તેને માલિસ કર્યા કર્યું અને છાતીના બંને ભાગ ઉપર પેશાબથી ભીંજાયેલાં પોતાં રાતદિવસ મૂકયા કર્યાં. દસ દિવસમાં આરામ થયો. અંતે બારમો દિવસે તે દરદી બાઈ ડૉકટર રાબાગ્લીઆટી પાસે ગઈ. ડૉકટરે પોતાની જૂની દરદીને તપાસી અને તેની છાતી પર ગ્રંથિની ગાંઠની કાંઈ નિશાની સરખી પણ જણાઈ નહીં. પાંડુરોગ પણ મટી ગયો અને તે દરદી બાઈ સંપૂર્ણ તંદુરસ્તીમાં આવી ગઈ.

આવો જ બીજો કેસ (૧૯૨૫ માં) મધ્યમ વયની એક બાઈનો છે. બગલની પાસે ગાંઠ ઊપસી આવેલી. બે શસ્ત્રવૈદોએ વાઢકાપ કરવાની સલાહ આપી. પણ તે બાઈની પુત્રીની વિનવણીથી દરદીને થોડા દિવસનો આરામ અને સહેજ શક્તિ આવે એવો ખોરાક આપ્યા પછી શસ્ત્રક્રિયા કરવાનો નિર્ણય થયો. તે પ્રમાણે અઠવાડિયા પછી તેનું ઓપરેશન એક હોસ્પિટલમાં ગોઠવવામાં આવ્યું. પણ દરદીની દીકરીને પેશાબના પ્રયોગનો ઘણો સારો અનુભવ થયેલો હોવાથી પોતાની માને ઓપરેશન થાય તે પહેલાં તેણે તે પ્રયોગ કરવાને સમજાવી અને પ્રયોગ શરૂ કર્યો. પાંચ જ દિવસમાં ઊપસેલી ગાંઠના નિશાની પણ ન રહી. એ દિવસ પછી તો દરદીને ઓપરેશન માટે દવાખાનામાં દાખલ થવાનું હતું. કુટુંબના તબીબે તેને બોલાવી; અને તબીબે પોતે કરેલી ગોઠવણ કોરે મૂકીને દરદીએ સ્વતંત્ર રીતે જે વર્તન કર્યું તે માટે ગુસ્સે થયો. પણ જ્યારે તેણે પોતાના દરદીને સંભાળપૂર્વક તપાસતાં તેની શારીરિક સ્થિતિ સારી રીતે તંદુરસ્ત જણાઈ ત્યારે તેને કાંઈ કહેવાનું રહ્યું નહીં; એટલું જ નહીં પણ ઓપરેશન કરનારા સાથી ડૉકટરોને બોલાવ્યા. તેઓ પણ દરદીને જોઈને આશ્ચર્ય પામ્યા. લેખક પોતાનું

પુસ્તક સને ૧૯૪૪ ની સાલમા લખ્યુ. તે વખતે ૨૭ વર્ષ સુધી તો તે બાઈ તદ્દન ત દુરસ્ત દશામા જીવતી હતી

એક કેસ, એક દરદી બાઈનો, લેખક ટાકે છે ને સન ૧૯૨૭મા લેખક પાસે ગઈ તે એટલા માટે જાણવા યોગ્ય છે કે ઓપરેશનથી ફક્ત દરદની અસર નષ્ટ થાય છે પણ દરદનુ મૂળ જતુ નથી અને દરદનુ કારણ નષ્ટ થતુ નથી દરદી બાઈ ૪૫ વર્ષની મજબૂત બાધાની હતી તેની ડાબી છાતીમા ગાઠ ઊપરથી આવેલી આવી જ ગાઠ બે વર્ષ પર તેની જમણી છાતી ઉપર હતી તે ઓપરેશનથી કાઢી નાખવામા આવી હતી તે બાઈએ બીજી વખત ઓપરેશન નહી કરાવતા પેશાબનો પ્રયોગ કર્યો ૧૯ દિવસના ઉપવાસ તથા માલિસથી તે ગાઠ સદ તર નાબૂદ થઈ ગાઠ નાબૂદ થઈ પણ તેના શરીરે મેદ બહુ હતો શ્રી આર્મસ્ટ્રોગે તેને ઉપવાસ ચાલુ રાખવાનુ કહ્યુ ૨૮ દિવસને અતે તપાસવામા આવતા તેના દરદની નીશાની પણ રહી નહી તેમ જ તેનુ શરીર સામાન્ય બાધાનુ અને સુદર દેખાવનુ થયુ

નીચે ના કેસનો હેવાન નોધપાત્ર છે જુદા જુદા દરદો એક દરદીને લાગુ પડતા હોય, જેને એકબીજા સાથે કાઈ સ બધ ન હોય તે પણ પેશાબના પ્રયોગથી સાથે સાથે સુધરે છે એક યુવતી જમણી બાજુ સૂજી ગએલી છાતી પર વચ્ચે ખરાબ અને શકા ર.તા ગુમડા સાથે લેખક પાસ ગઈ તે સાથે તેની બગલમા પણ બે મોટા ગૂમડા હતા જેના કુટુબના દાકતરે આના શાસ્ત્રીય તપાસ માટે દવાખાનમા જવાનુ સૂચવ્યુ, પણ તેણે ના પાડી કારણ કે તેની માતાને આના જ દરદ માટે શસ્ત્રક્રિયા એ જ ડૉકટરે કરી હતી અને પરિણામે તેને માગીમા દાટવી પડી હતી વળી આ બાઈને તો વધારામા જુનો ઉદરગુહાસોથ (Peritonities )નો રોગ હતો તેણે એપેન્ડિક્સનુ ઓપરેશન પણ કરાવેલુ પણ દુખાવાના કાઈ સુધારો થયો ન હતો આ બાઈએ પેશાબ સાથે ઉપવાસ શરૂ કર્યા પણ તેના સ્વજનોના આગ્રહથી ચાર દિવસ પછી ઉપવાસ તોડચા પણ પોતે નિશ્ચયી

હોવાથી પોતાનાં સ્વજનોને સમજાવી પાછા ઉપવાસ શરૂ કર્યા. તેણે ૧૯ દિવસના ઉપવાસ કર્યા. ૧૦ દિવસના ઉપવાસમાં જ દેખીતો સુધારો થયો અને ઓગણીસ દિવસને અંતે નો છાતી ઉપરની કે બગલની અંદરની ગાંઠોની અસર સરખી પણ રહી નહીં. પણ એપેન્ડિકસના ઓપરેશનની કોઈ ક્ચાશને લીધે આંતરડાનું દરદ તો હતું તેવું રહ્યું. એટલે તે બાઈએ બીજા પાંત્રીસ ઉપવાસ કર્યા. એનાથી તેને સંપૂર્ણ આરામ થયો. આ કેસની હકીકતથી એમ સાબિત થાય છે કે કહેવાતાં વૈજ્ઞાનિક સાધનો કરતાં કુદરતી, દરદો મટાડવામાં વધારે અસરકારક અને નિપુણ છે. લેખકની સૂચના છે કે કોઈ પણ માણસને શરીરના કોઈ પણ ભાગ પર શંકા પડતું ગૂમડું, કે ગાંઠ કે સોજો ઊપસી આવ્યા હોય તો સમય વિતાવ્યા વિના તુરત પેશાબની કુદરતી પદ્ધતિ અખત્યાર કરવાથી તેને મટાડવામાં કુદરત નિષ્ફળ નહીં નીવડે. પણ લાંબી મુદત રાહ જોયા પછી છેલ્લી ઘડીએ પેશાબનો પ્રયોગ કરશે..તો વધારે સમય પ્રાયશ્ચિત્ત કરવું પડશે.

ઉપરના કેસેનું વિગતે વર્ણન કર્યા પછી હવે તેને તે વર્ણન વારંવાર કરવાની જરૂર નથી. એટલે બીજા અનેક કેસો પૈકી થોડા અહીં હું ટાંકું છું કે જે જાણવાથી આપણને ખાતરી થાય.

એક ૨૮ વરસના યુવાનને મુત્રેન્દ્રિયનો રોગ અથવા અન્નનળીને કેન્સર હોવાનો દાક્તરી અભિપ્રાય હતો ત્રણ દિવસમાં તેના મૃત્યુ માટે મુદત આપવામાં આવી હતી. તેને બિલકુલ આરામ થઈ ગયો અને ત્યાર પછી તે ઘણાં વરસ જીવ્યો

૬૨ વરસની એક વૃદ્ધ બાઈને આંતરડાનું કેન્સર હતું. દાક્તરી ધંધાએ વાઢકાપની સલાહ આપી હતી. પણ તે બાઈએ માન્યુ. નહીં. તે બાઈનું વજન ૮૪ રતલ સુધી હતું અને દિન પ્રતિદિન ઘટતું જતું હતું. ત્રણ અઠવાડિયામાં આરામ થયો અને ૮૪ વરસની ઉંમર સુધી તે જીવતી હતી.

૪૨ વરસની ઉમરની બાઈને છાતીનું કેન્સર હતું શસ્ત્રક્રિયા થવી જોઈએ એવી સખત ચેતવણી મળી; છતાં તેથી આરામ થશે કે નહી તેની કાઈ આશા દાક્તર આપી શક્યા નહીં. દર્દીએ વાઢકાપની ક્રિયાની ના પાડી. પેશાબ સાથે ઉપવાસ કરવાના પ્રયોગથી સપૂર્ણ આરામ થયો. ત્યાર પછી ૨૧ વરસ સુધી તો તે દરદી બાઈ જીવતી હતી.

૪૦ વરસની એક દરદી બાઈ. સને ૧૯૩૫ની સાલમા તેને રેપ કેન્સર નામની ગાંઠ ઊપસી આવેલી શસ્ત્રવેદોએ તાત્કાલિક વાઢકાપ કરવા માટે દબાણ કર્યું, પણ તેથી મૂળમાથી દરદ જશે કે કેમ તેની ખાતરી દરદીને મળી નહીં. એટલું જ નહી પણ એવું કહેવામાં આવ્યું કે કેન્સરના ઑપરેશન પછી ફરીથી કેન્સર થવું અને ગાંઠનું વધવું એ સામાન્યતઃ અનિવાર્ય ગણાય છે. આ દરદીએ ઑપરેશન કરાવ્યું, પણ મૂત્રપ્રયોગથી ત્રીસ દિવસમાં તેને સંપૂર્ણ આરામ થયો. તે ૫૭ વરસની થઈ ત્યા સુધી જીવતી હતી, એટલુ જ નહી પણ પ્રમાણમા જુવાન અને સુદર દેખાતી હતી.

હવે આટલા દૃષ્ટાંતોથી વધારે આપવાની કાઈ જરૂર નથી; પણ આ રોગના દર્દીઓ મૂત્રપ્રયોગથી સાજા થયા તે અંગે ડો. ગબાગીઆટી જેવા સમર્થ ધંધાર્થીઓ કે જેમણે કેન્સરના સેંકડો ઑપરેશન કર્યા હતા તેમણે કેન્સર ને ગ્રાથ જેવા ભયંકર રોગથી પીડાતાં દર્દીઓને મૂત્રપ્રયોગથી સપૂર્ણ આરામ થયો, તે સબધે જે જાહેર એકરાર કર્યો છે તેનો સાર આપણને આનદપ્રદ નીવડશે

"મેં એવી ઘણી સ્ત્રીઓને તપાસી છે કે જેઓના પ્રચલિત દાક્તરી સારવાર પ્રમાણે તો એક અગર બને સ્તનોને કાઢી નાખવામા આવ્યા હોય આ ભલી અને ભાગ્યશાળી બાઈઓએ મારી સલાહની અવગણના કરવાની હિંમત કરી અને મૂત્રચિકિત્સાની સારવાર અપનાવી. પછી તેઓ મારી પાસે આવ્યા ત્યારે મે જોયું કે જ્યા અસાધ્ય ઝેરી ગાંઠો હતી તેની જગ્યાએ એક ચાંદું સરખું

પણ નહોતું. કેટલીક સ્ત્રીઓની ગાંઠો એક પખવાડિયામાં જ નાબૂદ થઈ ગઈ હતી. કેટલીક તો ચાર જ દિવસમાં અદૃશ્ય થઈ હતી. આ બધા કેસો ઉપરથી મને શ્રી આર્મસ્ટ્રૉંગનું કહેવું સંભવિત લાગ્યું કે, જે શ્રોથ અર્થાત્ ગાંઠો થાય છે તેમાંથી મોટા ભાગની ગાંઠો જ્યાં સુધી તેને ગમે તેવાં દ્રવ્યો આપીને છરીના કાપ મૂકીને છંછેડી ન હોય ત્યાં સુધી ઝેરી કે અસાધ્ય હોતી નથી. અને તેમાં પ્રાથમિક દશામાં જ તાત્કાલિક અને કાળજીપૂર્વક યોગ્ય સારવાર કરી હોય તો કહેવાતા અસાધ્ય અને ભયંકર દરદોના રાજાને સાધ્ય કરવો મુશ્કેલ નથી. તે યોગ્ય સારવાર એ જ છે કે તે ગાંઠ કે ગૂમડું કે ચાંદા અને કેન્સરરૂપે ઊપસી આવેલા શરીરના ભાગને ઓગાળી દઈને વહેતા લોહીમાં ભેળવી દેવા. ડૉક્ટરી ઉપાધિ વિનાનો કોઈ સામાન્ય માણસ કોઈ પ્રકારના ઉપાયેથી, હજારો દર્દીઓને આરામ પહોંચાડવાનો દાવો કરે, અને સાબિતી પૂરી પાડે, તો પણ મને શંકા છે કે, મારા ધંધાથીઓ (ડૉક્ટરો) તે વસ્તુને કદાપી કબૂલ કરશે નહીં. કેન્સરના દરદીઓની પોતાનાં દરદ મટયાની કબુલાત પણ હસી કાઢવામાં આવે છે. અગર તેની અવજ્ઞા કરવામાં આવે છે. અમારા ધંધા પર એ એક દુઃખદ કલંક છે કે તે રોગો ઉપર જીવે છે તેમ જ વ્યવસ્થા અને અધિકારપૂર્વકના અમાનુષિક પ્રચારથી પ્રગતિ કરે છે; અને આશા નિરાશાની ભૂલભૂલામણીમાં નાખીને રોગીઓનું શોષણ કરે છે.

ઉદાર અને સાનાઓના નિખાલસ ડૉક્ટર રાબાગ્લીઆટીનો ઉપરનો એકરાર સ્પષ્ટ છે. જેને બુદ્ધિ હોય તે સમજે આંખ હોય તે જુએ અને કાન હોય તે સાંભળે!

# ૪

## મૂત્રપિંડના રોગો

આ રોગોને અંગ્રેજીમાં ‘ બ્રાઈટ ડીઝીઝ ’ કહેવાય છે. તે મૂત્ર-પિંડમા થયેલા બગાડને લીધે થાય છે. જલોદર જેવા રોગોનો મૂત્રપિંડના બગાડ સાથે ખાસ સંબંધ છે. કેફ કરનારાં અને શરીરતંત્રને ઉશ્કેરનારાં દ્રવ્યો, સ્કારલેટ ફીવર જેવા ઝેરી તાવ અને ઠંડી તથા ભીનાશના કારણે પણ આ રોગો થાય છે. આવાં દરદો શરીરમાં જોઈતા ક્ષારોવાળા ખોરાકના અભાવથી પેદા થાય છે.

આવા રોગથી પીડાતાં ઘણાં દરદીને મુત્રપ્રયોગથી આરામ થયો છે. તે બધા કેસો અહીં નહીં નોંધું, પણ તે પૈકી જે દરદીઓ માટે ડોક્ટરોએ હાથ ધોઈ નાખેલા અને થોડા જ સમયમાં મૃત્યુ પામશે એવો ચુકાદો આપેલો તેવાં બે ત્રણ દરદીઓને આરામ થયો તેની હકીકત શ્રી આર્મસ્ટ્રોંગે આપેલી છે તેનો સાર નીચે પ્રમાણે છે

એક દરદી બાઈ, શ્રીમતી સી. ૪૦ વરસની ઉંમરની. બે દિવસથી વધારે નહીં જીવે એવો અભિપ્રાય ડોક્ટરોએ આપેલો. સરળતાથી શ્વાસ ન લેવાય, પેશાબ થોડો, રગડા જેવો અને લોહી તથા પરુ-મિશ્રિત થતો હતો. એક વરસ પહેલાં તે બાઈ બહુ તંદુરસ્ત અને દેખાવડી જણાતી હતી, તેની ઊંચાઈના પ્રમાણમાં તેનું વજન ૧૪૪ રતલ હોવું જોઈએ પણ બીમાર પછી તેનું વજન ૨૮૦ રતલના આશરે હતું. ડોક્ટરોએ તો તેને માટે આશા છોડી હતી. પણ શ્રી આર્મસ્ટ્રોંગે તેને જોયા પછી પણ આશા ન છોડી, અલબત્ત તેની શારીરિક સ્થિતિ ઘણી ગંભીર અને દુઃખદાયક હતી. સદ્ભાગ્યે તેની સાથે તેની સારવારમાં જે નર્સો હતી તેમને દવાદારૂથી દરદીઓથી

માવજત કરવાનો પોતાનો વ્યવસાય હોવા છતાં તે સાધનોમાં વિશ્વાસ નહતો. દરદીને એટલી બધી દવાઓ અવળાસવળી અને ઊલટીસૂલટી અપાઈ હતી કે સારવાર કરનાર નર્સોને પણ દવામાંથી વિશ્વાસ ઊઠી ગયેલો અને દવાની શીશીઓની મોટી હાર જોઈને એમ થાય કે એ દરદી પર દવાઓની અજમાયેશ જ કરવામાં આવી હતી. પણ તેની સ્થિતિની ચિકિત્સા કરતાં એમ લાગ્યું કે તેને જલદી સારું થઈ જવું જોઈએ. તેનો ઉપચાર શરૂ કર્યો. પ્રથમ પેશાબ બે ઔંસ થયો. તે ગરમ, ઘટ્ટ, ડહોળાયેલો અને લોહી–પરુ મિશ્ર હતો. પણ તે બે ઔંસ પેશાબ ગમે તેવો ખરાબ અને વિચિત્ર હતો; છતાં તે પીવાથી તેના શરીરમાં એવી અસર થઈ કે ચોવીસ કલાકમાં ૨૦૦ (બસો) ઔંસ પેશાબ તે બાઈને થયો. આ એક નવાઈની વાત છે અને સાચી વાત છે કે પોતાના પેશાબમાં એવી શક્તિ છે કે તે પીવાથી શરીરના કોઈ પણ ભાગમાં નુકશાનકારી દ્રવ્યોના થર જામી ગયા હોય તેને સાફ કરીને બહાર કાઢી નાંખે છે. પછી તો જેમ જેમ તે બાઈને વધારે પેશાબ થવા માંડયો તેમ તેમ તેના પેશાબ સ્વાદરહિત, ગંધરહિત અને વરસાદના તાજા પાણી જેવો, કોઈ પણ પ્રકારે વાંધા પડતો રહ્યો નહીં.

પેશાબ ઉપરાંત તે બાઈને રુચિ પ્રમાણે ઠંડું પાણી ધીમે ધીમે પીવાની રજા આપવામાં આવી હતી. ૨૪ કલાકમાં તેણે ૧૦૮ ઔંસ પાણી પીધું હતું, અને ત્રણ દિવસ પછી તેની તરસ પણ છીપી હતી. ચાર દિવસ પછી તો તે બાઈ માટે ચિંતા કરવાપણું રહ્યું જ નહીં. પેલી બે પરિચારિકાઓએ જ તેને સંભાળી લીધી પણ તેવામ એક મુશ્કેલી આવી ગઈ. ઉપવાસના ત્રેવીસમા દિવસે એક પરિચારિકા બાઈની વિનવણીથી તે દરદી બાઈને એક નાના ગાજરને છીણીને તેનો રસ લીંબુના રસ સાથે આપવામાં આવ્યો. તેના પરિણામે ભારે પ્રત્યાઘાત થયા. બે કલાકમાં તો દરદીના બંને હાથ પર ચકામાં ઊપસી આવ્યાં અને હાથ પર ભારે ખંજવાળ થવા માંડી. વળી

સાથે પેશાબ બંધ થયો અને પેઢા (પેડુ) પર સોજો દેખાયો. તુરત જ એક પરિચારિકાના પેશાબથી ભીંજવેલાં પોતાં પેઢા પર મૂકવા માંડવા અને બંને હાથ પર હળવા હાથે પેશાબ ચોળવા માંડયો. થોડા કલાકમાં પેશાબનાં પોતામાંથી પેઢાએ ભીનાશ ચૂસી લેવાથી પેશાબ શરૂ થયો અને ધીમે ધીમે દરદી બાઈ મૂળ સ્થિતિ પર આવી ગઈ.

પેશાબ ચિકિત્સાનો જરૂરી મુદ્દો એ છે કે, દિવસમાં બે કલાક તેના શરીર પર લાગલાગટ પેશાબ ચોળવો. પણ તેમ કરતાં એટલી કાળજી રાખવી જોઈએ કે દરદી શ્રમ ઉઠાવી શકે તેવી શકિતવાળો હોવો જોઈએ. તે પ્રમાણે આ દરદી બાઈને તેની પરિચારિકા દરરોજ પોતાના (પરિચારિકાના) પેશાબથી માલિસ કરતી. ૪૮ દિવસના ઉપચાર પછી દરદી બાઈ એટલી સારી થઈ હતી કે તેણે બીજે દિવસે મોસંબીનો રસ લઈ પોતાના ઉપવાસ છોડયા અને અઠવાડિયા પછી તેનું વજન ૧૧૯ રતલ થઈ જવાથી એક વરસ પહેલાનાં જૂના વસ્ત્રો પહેરીને તેણે ઓરડામાં ઘૂમવા માંડયું તેને આરામ થઈ ગયો છતાં તેણે પોતાનો પેશાબ પીવાનું અને શરીર પર પેશાબથી માલિસ કરવાનું ચાલુ રાખ્યું. તેનાથી તેની ચામડી વાળ, મુખાકૃતિ અને સામાન્ય દેખાવમાં અજબ જેવો ફેરફાર થઈ ગયો.

આ કેસના સુધરવાથી સામાન્ય આમજનતાનુ ધ્યાન વધારે ખેંચાયું પણ તબીબી ધધાર્થીઓનું રુવુ ફરકયું નહીં છતા આમજનતાનું તો માનસ એવુ હોય છે કે એમને જે માનવુ હોય છે તે માને છે અને નથી માનવુ હોતુ તો ગમે તેવી સાબિતીઓ મૂકો તોપણ માને નહીં, વળી તૂટીફૂટી વિચારશક્તિને લીધે આપણે કોઈ અસાધ્ય કે સાધ્ય દરદથી લાંબા વખતથી પીડાતા દરદીને કહીએ કે તમે મૂત્ર-પ્રયોગથી તમારું દરદ મટાડી શકશો તો તે આપણને હા કહેશે અને પછી તુરત ડૉકટરને ત્યાં જશે અને તેને પૂછશે. ડૉકટર કદી હા કહે ખરો કે? આપણું માનસ પણ એવુ હોય છે કે એક ડાકટરે

કહ્યું કે તમને અમુક દરદ થયું છે. તેમાં તમારે અમુક ખોરાકની પરહેજી પાળવી જોઈએ. તેને પરહેજી પાળીશ એમ કહીને બીજા ડૉકટરને પૂછીએ અને જો તે ડૉકટર એમ કહે કે, "પરહેજી ના પાળો તોપણ ચાલે." એટલે પહેલાની સલાહ લાભદાયક છે, પણ તે પ્રમાણે વર્તીએ નહીં. આપણી મનોદશા આવી કંઈક છે. તેથી ગંભીર પ્રશ્નોની ગંભીરતા સમજી શકતા નથી તેમ જ તે સમજવાનો પ્રયત્ન કરતા નથી તેથી જ્યાં સુધી મૂત્રચિકિત્સા જેવા ભૂંસાઈ ગયેલા વિજ્ઞાન મા કેટલાક સેવાભાવી સેવકો તરફથી દરદીઓમાં અને મુખ્યત્વે ગરીબ દરદીઓમાં રાહતના હેતુથી પૂરતો પ્રચાર અને સક્રિય કામ કરવામ આવે નહીં ત્યાં સુધી આમજનતા આપોઆપ આ વિજ્ઞાનને અપ નાવી લેશે નહીં.

છતાં ઉપરનો શ્રીમતી સી.નો કેસ એટલો જાણીતો થયો કે તેવાં બીજાં અનેક દરદીઓ શ્રી આર્મસ્ટ્રૉંગ પાસે ગયાં. તેમાંના એક બે કેસના અહેવાલ ટૂંકમાં આપવા જેવા છે.

શ્રીયુત બી.ને તીખાંતમતમતાં અને સ્વાદવાળાં એવાં શરીરને પોષણ આપનારાં તત્ત્વોથી રહિત એવો ખોરાક ખાવાની બહુ ખરાબ ટેવ અને સાદા સ્વાદિષ્ટ ખોરાકમાં પણ મરીમસાલો વધારાનો મેળવીને ખાવાનો શોખ. દિવસના આઠદસ પ્યાલા ચા પીએ અને રોજ સરેરાશ પચીસ સિગારેટ પીએ. તે શ્રી આર્મસ્ટ્રૉંગ પાસે બીમાર થઈને સને ૧૯૨૦માં ગયો તે પહેલાં તે બે ડૉકટરોની સારવાર નીચે હતો. તે દરમ્યાન તેનું વજન ૨૮૩ રતલથી વધીને ૩૨૦ રતલ થયું હતું અને ડૉકટરોએ તેને પણ ચુકાદો આપી દીધો હતો કે તમારે હવે બે દિવસમાં રામશરણ થવાનું છે. સને ૧૯૨૦ના જૂન માસમાં તેણે ૪૯ દિવસના ઉપવાસ શરૂ કર્યા. ચોથે જ દિવસે તેમનો પેશાબ સ્વાદરહિત અને વરસાદના જળ જેવો સ્વચ્છ થવા માંડયો અને શરીર પરના સોજા જાદુ થાય તેમ ઝપાટાભેર ઊતરવા

લાગ્યા. તેને પાડુરોગ થયો પણ સાત અઠવાડિયામાં તેનો પાડુરોગ અદૃશ્ય થઈ ગયો હતો અને ઉપવાસને અંતે એનું વજન ૩૨૦ રતલથી ઉતરીને ૧૦૫ રતલ થયું. ભીનારી મટયા પછી વીસ વર્ષ પહેલા જેવો તદુરસ્ત અને જુવાન હતો તેવો દેખાયો. ને ભાઈએ પણ જેમ બીજા દરદીઓએ આ પથમા દીક્ષા લીધી હતી તેવી દીક્ષા લઈ લીધી. **સ્વાદિષ્ટ ખોરાક ખાવાની અને જીભના ભસકાને તાબે થવાની બૂરી ટેવો છોડી દીધી, વ્યસનો છોડી દીધાં અને હમેશાં પોતાનો પેશાબ પીવાનું ચાલુ રાખ્યું, જેનાં સુંદર પરિણામ તેણે જીવનભર ભોગવ્યાં**

હવે આ પ્રકારનો એક વધુ કેસ અહીં નોંધીને આ પ્રકરણ બંધ કરીશ સાઠ વરસની ઉંમરના એક ગૃહસ્થ લાગુનાગટ બે વરસ ડૉકટરની સારવાર નીચે રહ્યા તે સમયમા ડૉકટરોએ તેમના હૃદયરોગની સારવાર કરી હૃદયરોગ તો ન મટયો, પણ તેમાથી જ્વો ન જેવો ભયંકર રોગ ઊભો થયો. છેવટે જૂના એ ડૉકટરોને છોડી દીધા અને નિષ્ણાત ડૉકટરને શરણે ગયા નમણે પોતાના દરદીની આંખો ખેચાતી જોઈ. તેમની જીભ અસાધારણ સૂજી ગઈ હતી અને મોની બહાર નીકળી આવી હતી અને તેના હોઠ સાધારણ હોય તેના કરતા ત્રણ ગણા સૂજી ગયા હતા. નિષ્ણાત ડૉકટરે કહ્યુ કે કેમ મારે આશા રખાય તેમ નથી. જેથી કંઈ કરવાની જરૂર નથી એવો કેસ શ્રી આર્મસ્ટ્રોંગે હાથમા લીધો. આ દરદીને પાચ દિવસમા ચાળીસ પિન્ટ એટલે પચાસ રતલ પેશાબ થયો, સાવ તદુરસ્ત થઈ ગયો અને ૭ અઠવાડિયામા પોતાના ધધે વળગી ગયો

## ૫

# હૃદયરોગ

સામાન્ય રીતે દાક્તારી આલમ એમ માને છે કે હૃદયરોગનો દરદી કાળજીથી પથ્ય ખોરાક સાથે રહે તો તે નેવું વરસથી લાંબું આયુષ્ય ભોગવી શકે પણ હૃદયરોગમાં સુધારો ન થાય; કારણ કે હૃદયરોગ અસાધ્ય છે, પણ શ્રી આર્મસ્ટ્રોંગ પોતાના અનુભવથી હિંમતપૂર્વક કહે છે કે પેશાબ-ચિકિત્સાની પદ્ધતિથી હૃદયરોગ પણ સંપૂર્ણ સુધારી શકાય છે. નીચેના કેસની હકીકત જાણવા જેવી છે.

મધ્યમ વયના શ્રીયુત પી. એક વરસથી હૃદયરોગના દરદી તરીકે - એક ડૉક્ટરની સારવાર નીચે હતા અને ડૂંટીના અગત્યના ભાગ એવા સોલર પ્લેક્સસનું ઑપરેશન કરાવવાના હતા. કેટલીયે વાર લંડનની શેરીઓમાં થઈ પોતાની ઑફિસે જતાં તે રસ્તામાં બેભાન થઈને પડતા અને તેમને વટેમાર્ગુઓ પાસેની કોઈ દવા વેચનારની દુકાને લઈ જતા, જ્યાં તેમને પોતાના ખિસ્સામાં રાખેલી એક જાતની ટીકડીઓ આપવામાં આવતી હતી. તેમના પોશાક પર હંમેશાં એક કાગળની પટ્ટી લગાડેલી કાયમ રહેતી. તેમાં સૂચવેલું હતું કે હૃદયરોગના હુમલાથી કોઈ તેમને રસ્તામાં બેભાન પડેલા જુએ તો તે લોકોએ શું કરવું. પાછળથી તેમને હૃદયરોગના હુમલા વારંવાર થવા લાગ્યા, તેમને કારણે શહેરના તે ભાગમાં તો 'બિચારા મિસ્ટર પી.' એ નામે તે જાણીતા હતા.

આ સ્થિતિમાં તેઓ શ્રી આર્મસ્ટ્રોંગ પાસે ગયા. પહેલી વાત તેમને એ કરવામાં આવી કે તે જેટલો પેશાબ કરે તેટલો બધો પીવો. પ્રથમ તો તેને તે વાત વિચિત્ર અને કમકમાટી ઉપજાવે તેવી લાગી. વળી તે

સાથે કેવી રીતે પેશાબથી શરીર માલિસ કરવું તે સમજાવ્યું. એટલું જ નહીં પણ બે કલાક સુધી આર્મસ્ટ્રોંગે પોતાના જ પેશાબથી તેના શરીરને માલિસ કર્યું. માલિસ કરવામાં પગનાં તળિયાં, મોં અને માથું બહુ અગત્યનાં છે. તેમા વધારે સમય લેવો જોઈએ. પછી તેને ગરમ પાણીથી નવડાવ્યો. બીજે દિવસે પણ તે જ સારવાર ચાલુ રહી. તે ભાઈએ નર્સિંગ હોમમાં જવાનું અને ઑપરેશન કરાવવાનું માંડી વાળ્યું. રાત-દિવસનો જેટલો પેશાબ થાય તે પીવા સાથે દિવસમાં એક ટંક ખોરાક પણ તેને આપવા માંડયો. તે ખોરાક હળવો અને સાદો હતો. એક માસ સુધીની આવી સારવારથી તેની શારીરિક સ્થિતિ એવી સારી થઈ કે પોતાની ઑફિસે તે જઈ શકતો. બાર અઠવાડિયાંમાં તેને સંપૂર્ણ આરામ થયો અને હૃદય રોગની તેમ જ હૃદયના ભાગ પર શંકાશીલ ગૂમડા જેવી કોઈ પણ નિશાની રહી નહીં. તેના ડૉકટરોએ પણ તેને તપાસીને આ હકીકતની ખાતરી કરી જોઈ અને વિના આનાકાનીએ હૃદયરોગ સંપૂર્ણ મટી ગયો એવું સ્વીકાર્યું. તેણે આ પ્રયોગ શરૂ કર્યો ત્યાર પછી કોઈ દિવસ તેને હૃદયનું દરદ થયું નથી અને તે એટલો બેફિકર થયો કે હૃદયરોગ માટે તેની પાસે જે ટીકડીઓ હતી તે બધી તેણે અગ્નિને સ્વાધીન કરી દીધી.

શ્રી આર્મસ્ટ્રોંગના મૂત્રપ્રયોગથી હૃદયરોગથી પીડાતા બીજા દરદીને આરામ થયેલો તેની હકીકત જાણવા જેવી છે. તે દરદીની સારવાર તેમણે પોતે નહોતી કરી, પણ બીજા એક નૈસર્ગિક વૈદ્યે કરી હતી. શ્રી આર. નામના ગૃહસ્થને જલોદર સાથે હૃદયનો રોગ હતો. તેના પગ અને પેઢુ સૂજી ગયેલાં. હૃદય બહુ વધેલું. ડૉકટરે આ સ્થિતિને બહુ ગંભીર ગણી દરદીને પરખાવી દીધું કે, હવે તારે એક મહિનો જ જીવવાનું છે. તે દરદી એક પ્રખ્યાત નૈસર્ગિક ઉપચાર કેન્દ્રમાં દાખલ થવા લલચાવ્યો ત્યાંનો ઉપચાર એટલો બધો નિષ્ફળ નીવડયો અને દરદી એવી કફોડી દશામાં આવી પડ્યો કે તેને ત્યાંથી વિદાય કરવામાં આવ્યો. એવી શંકાથી વિદાય કરવામાં આવ્યો કે એક પખવાડિયામાં તે રામશરણ

થશે. ત્યાર બાદ દરદી શ્રી આર. ડેરા શહેરના શ્રી ઑલિવર વૉરનૉક ફિલ્ડન નામના હિંમતવાન નૈસર્ગિક વૈદ્ય પાસે ગયો, જેણે મૂત્રચિકિત્સાના પ્રયોગથી ૭ અઠવાડિયાંમાં તે દરદીને સાજો કર્યો. તેનું વજન પહેલાં ૧૬૮ રતલ હતું તે ઉપવાસના સમય દરમ્યાન ઘટીને ૧૦૯ા રતલ થયું. દરદી બહુ સિગારેટ પીનારો હતો. તેણે સારવારના સમય દરમ્યાન પણ કેટલીક વખત બીડી પીવાનું ચાલુ રાખેલું. તેને કારણે આરામ થતાં વિલંબ થયો. તેના જૂના ડૉક્ટરો તેને સંપૂર્ણ આરામ થયો છે તે જાણી આશ્ચર્ય પામેલા. હાલ લોકોમાં એવી પરિસ્થિતિ પ્રવર્તે છે કે પોતાનો પેશાબ પીવાના જેવું સામાન્ય ચાલુ માન્યતાથી વિરુદ્ધનું વર્તન કરવામાં લોકોની ટીકાથી ઘણા ડરે છે. આવું બીકણપણું સમજી શકાય નહીં તેવું છે, એટલું જ નહીં પણ પીડાતી માનવજાતને રાહત આપનારી મૂત્રચિકિત્સાના પ્રચારને આડખીલીરૂપે છે. આ પ્રકરણ બંધ કરતાં શ્રી આર્મસ્ટ્રૉંગ કહે છે કે હૃદયરોગ થવાના મૂળમાં કેટલાંક ઝેરી દ્રવ્યોનાં ઈન્જેક્શનો અને શીતળાની રસી છે.

## ૬

## વિવિધ પ્રકારના તાવ

તાવના ઘણા પ્રકાર છે. મોટે ભાગે તાવ આવકારદાયક ગણાવો જોઈએ. માણસની અયુક્ત ખોરાક ખાવાની આદતને કારણે શરીરમાં પેદા થયેલા ઝેરને શરીર બહાર કાઢવાને ખાતર માણસને તાવ આવે છે. શરીરનાં ઝેર નિવારવાની તે એક કુદરતી પ્રક્રિયા છે. તે તાવને કુદરતી રીતે નિવારવો જોઈએ. એટલા માટે જ અનુભવી આયુર્વેદે તાવમાં લાંઘણ-ઉપવાસ કરવાનું સૂચવ્યું છે. જે મહેમાન આપણા ઘરની સાફસૂફી કરવા આવે છે તેને ઝાડુ મારીને કાઢવો નહીં. પણ સાફસૂફી કરી રહે એટલે એ વધુ વખત ન રહે એવી તરકીબથી કાઢવો અને તેનો એક જ

ઉપાય છે. તે ઉપવાસ છે. પણ ધન લક્ષી વૈદ્યો અને ડૉકટરને તે રસ્તો પાલવે નહીં. એમને પણ પેટ છે એવું તે કહે છે એટલે તે બગલાને ડહોળે પાર. દરદીનું દરદ જેટલું લંબાય તેટલો તેમને લાભ. એવી વૃત્તિ રાખનારા વૈદ્ય–ડૉકટરોનો પાક આજકાલ આપણા સમાજમાં બહુ પાકે છે એટલે જ સામાન્ય તાવ શરીરની સાફસૂફી માટે આવ્યો હોય અને તેને કેવળ એક બે ઉપવાસની સાફસૂફીના કચરા સાથે કાઢી શકાય તેને બદલે બીજી રીતે શરીરને નુકસાન કરે તેવાં તીવ્ર દ્રવ્યો, દવાઓ, ગોળીઓ, ઈન્જેકશનો વગેરે આપીને સામાન્ય તાવને દબાવવાના ઉપાય થાય. પરિણામે તાવ દબાય છે ખરો. આપેલાં દ્રવ્યોના પરિબળે તે થોડો સમય સુષુપ્ત રહે છે; પણ આપેલાં વૈજ્ઞાનિક દ્રવ્યોની ઝેરી અસરથી તે સાદો તાવ વધુ ભયંકર થઈને હુમલો કરે છે. તેવાં અનેક દાખલા છે કે સાદો તાવ કુદરતી રીતે ઈન્જેકશન કે કવિનાઈનના ડોઝ વિના ઉપવાસથી તરત મટયો છે, અને તેની વિરુદ્ધ તીવ્ર દ્રવ્યોથી તેને છંછેડવાથી તે વિષમ થઈ પડયો છે. દાખલા તરીકે અમુક અદ્દભુત દવાથી ન્યૂમોનિયા તાવને તાત્કાલિક ઉતારી દેવાના ઘણા બનાવોથી આપણે વિસ્મય પામીએ છીએ. પણ તે જ દવાની અસરથી તે જ તાવના દરદીઓને હૃદયરોગ લાગુ પડવાના કારણે દરદીઓ મૃત્યુ પામેલાના બનાવોની આપણની ખબર પડતી નથી. એક દુઃખદ દાખલો આપું:

અમદાવાદમા એક બાઈને સાધારણ શરદી અને તેને લીધે તાવ પણ અવારનવાર આવે. તેના કુટુંબના ડૉકટરે તેને વિષમ જ્વરને દબાવે તેવાં ઈન્જેકશનોનો કોર્સ આપ્યા જ કર્યો અને તેને પરિણામે તે બાઈને શરદી તો ન ગઈ, પણ લોહીનું દબાણ વધવા માંડયું. ૭ માસની સતત આવી સારવારથી થાકીને અન્ય ડૉકટરોને બતાવવામાં આવ્યું. તપાસ્યું અને ચાલીસ પિસ્તાળીસ વર્ષની તે બાઈને ૨૮૦ લોહીનું દબાણ જણાયું. ગજબ કહેવાય ! આમ શી રીતે થયું ? પછી કારણ સમજાયું. આમ ઘણી વખત હાલની તબીબી પદ્ધતિ રજનું

ગજ કરી નાખે છે. અને તાવનું તો એ રીતે ઘણા કેસોમાં બને છે. તાવ વિષે આટલી સામાન્ય વાત લખ્યા પછી હવે હું શ્રી આર્મસ્ટ્રોંગ ગમે તેવા ઝેરી તાવને મૂત્રપ્રયોગની કુદરતી બક્ષિસથી શી રીતે નિર્મૂળ કર્યા તેના કેટલાક કેસો પોતાના પુસ્તકમાં આપ્યા છે, તેમાંથી એકાદ બે કેસો આપીશ.

દરદી એક સત્તર વર્ષની યુવતી તાવમાં સપડાયેલી. બહુ અશક્ત. ૧૦૫ ડિગ્રી તાવ. એક એમ. ડી. ડૉક્ટરને બોલાવ્યો. તેમણે કહ્યું કે જો તેને કર્મસંજોગે મટે તોપણ દરદી છ માસ તો બીમાર રહેશે અને ત્યાર બાદ નવ માસ માંદા જેવી દશા રહેશે. દરદીનો પિતા મૂત્ર-ચિકિત્સામાં માનનારો હતો. તેણે શ્રી આર્મસ્ટ્રોંગને બોલાવ્યા. પ્રથમ તો દરદી સાથે કામ પાડવું મુશ્કેલ લાગ્યું; પણ છેવટે તેણે પેશાબ અને પાણી સાથે ઉપવાસ કરવાનું સ્વીકાર્યું. તે બાઈને તાવ લાગુ પડયો. તે પછી છ દિવસને અંતે પણ તેને ૧૦૫ ડિગ્રી તાવ હતો. અને દિનપ્રતિદિન તે ક્ષીણ થતી જતી હતી. તેનો પેશાબ બહુ ઘટ્ટ, ગંદો અને મિશ્ર હતો; પણ મૂત્રપ્રયોગ શરૂ થયાને ચોવીસ કલાક પૂરા થયા એટલામાં તેનો તાવ ૧૦૫ ડિગ્રીથી ઉતરીને ૧૦૧ ડિગ્રી પર આવી ગયો અને પેશાબ સ્વચ્છ થવા માંડયો. ત્રણ દિવસમાં ટેમ્પરેચર ૯૭ ડિગ્રી અને પાંચ દિવસમાં ૯૫ ડિગ્રી થયું. દરદી બાઈ તેજસ્વી અને સુંદર દેખાવા લાગી. ડૉક્ટરો તો આવા જાદુઈ ફેરફારથી મુંઝાયા. અઢાર દિવસના અંતે ઉપવાસ છોડયા. દરદીની ચામડી તો નાના બાળકની ચામડી જેવી કોમળ થઈ ગઈ. ઉપવાસ છોડયા પછી તેણે થોડા દિવસમાં તો દોડાદોડ કરવા માંડી અને સંપૂર્ણ આરામ થઈ ગયો. તેણે હમેશાં પોતાનો પેશાબ લેવાનો ચાલુ રાખ્યો અને તેના પર નિર્ભર રહી. ત્યાર પછી તે પરણી અને બાળકોની માતા થઈ.

### મલેરિયા :

આ તાવ ચેપી ગણાય. તે આવે છે ત્યારે દરદીની સ્થિતિ ત્રિવિધ થાય છે. શરૂઆતમાં ઠંડી, મધ્યમાં ગરમી અને અંતે પરસેવો.

એ ત્રણે ચિહ્નોમા રોગના હુમલા વખતે દરદી સાધારણુ ઠીક લાગે છે. આ તાવ લોહીની અદર રહેલા ઝેરી જંતુઓને લીધે જ થાય છે. મચ્છરો તેના દલાલ છે તે દરદીને કરડે છે. તેના જંતુ તેને લાગુ પડે છે અને બીજાને કરડીને બીજાના લોહીમા તે જંતુ નાખે છે. અત્યારે તો ક્વિનાઈન આ તાવનો એકમાત્ર ઉપાય મનાય છે પણુ તે સાથે એવો પણુ અનુભવ થાય છે કે તેથી મેલેરિયા દબાય છે પણુ પાછો ઊભો થાય છે, મૂળ મૂકીને જતો નથી શ્રી આર્મસ્ટ્રોંગ જણાવે છે કે મત્રચિકિત્સાથી મલેરિયાનો તાવ મૂળમાથી નાબૂદ થાય છે. વળી તે એવો દાવો કરે છે કે તેમની પાસે મલેરિયાનો એકેય એવો કેસ નથી આવ્યો કે જેમા મૂત્રપ્રયોગથી દસ દિવસની અંદર દરદી હમેશ માટે મલેરિયામાથી મુક્ત થયો ન હોય

એક શ્રીયુત ક્યૂ. કસરતબાજ જુવાન, બહુ જ સાદા, સયમી, અને બહુ પથ્ય ખોરાક ખાનારા. પૂર્વમાથી તેમને મલેરિયાનો ચેપ લાગ્યો ત્રણુ વર્ષ સુધી પીડાયા સને ૧૯૨૦મા તેમને જોયા તે પહેલા મલેરિયાના ૩૬ હુમલા થયેલા તે નિયમિત ક્વિનાઈનના ઘૂટડા પીધા કરતા હતા છેવટે દસ દિવસ પેશાબ અને પાણી સાથે ઉપવાસ કરાવાથી તેમને આરામ થયો પછી તેમને ક્વિનાઈન લેવુ ન પડયુ. તેમને પછી કદીયે મલેરિયાનો હુમલો થયો નહીં, અને પોતાની સયમી આદત અને સાથેસાથે જીવનજળ પેશાબના નિયમિત સેવનથી તે જીવનભર સુદર સ્વાસ્થ્ય રાખી રહ્યા

**કાળજ્વર**

એક લશ્કરી અમલદારને દક્ષિણુ આફ્રિકામા ત્યાના વતનીઓએ કાળજ્વરના કારણે બેભાન થયેલો અને લવરી કરતો જોયો. તે લોકોએ આ અમલદારને સમજાવીને પેશાબના પોતા શરીર પર મૂકીને તથા તેના પેશાબ અને પાણી સાથે દસ દિવસના ઉપવાસ કરાવી તેને સાજો કર્યો આ દાખલો ટાકી આર્મસ્ટ્રોંગ એવુ સૂચવે છે કે, મૂત્ર

ચિકિત્સાના શોધક તે નથી. પણ તે ચિકિત્સા અનાદિ કાળથી ચાલી આવે છે.

શ્રી આમસ્ટ્રોંગ હિંમતપૂર્વક એવો દાવો કરે છે કે, કોઈ પણ જાતનો તાવ હોય છતાં મૂત્રચિકિત્સાના શાસ્ત્રીય પ્રયોગથી તેની સારવાર કર્યા બાદ ૩૬ થી ૭૨ કલાકના સમય દરમ્યાન ટેમ્પરેચર ઓછું કરવામાં તે નિષ્ફળ નીવડયા નથી. અને ત્યાર બાદ થોડા દિવસમાં દરદી સાવ તંદુરસ્ત થયો જ હોય. મેલેરિયાથી દરદી પર જે ખતરનાક અસર થાય છે તે બધામાંથી બચવાનો એક જ ઉપાય છે અને તે કેવળ પેશાબનો પ્રયોગ અને તેનું નિયમિત સેવન; કારણ કે તેનાથી તાવ અગર અન્ય કોઈ બીમારીથી શરીર અંદરની નાશ પામેલી ગ્રંથિઓ પાછી રચાય છે. શ્વાસનળીનો સોજો, અછબડા, સ્કાર્લેટ ફીવર નામનો ઝેરી તાવ, ઈન્ફ્લુએન્ઝા, આમવાતનો તાવ અને બીજાં તીવ્ર દરદો જેમાં તાવ અતિશય હોય છે તેવા કેસોમાં પણ એવો જ અનુભવ છે.

શ્રી આર્મસ્ટ્રોંગે ઉપરની હકીકત પુસ્તકો વાંચી નથી લખી; પણ જાતે તેનો અનુભવ કરી–કરાવીને લખી છે. છતાં જેને બુદ્ધિ હોવા છતાં તે ન વાપરે અને જાગતા હોવા છતાં ન બોલે તેનો શો ઉપાય?

## ૭

## વધરાવળ (વૃદ્ધિદોષજ)

વધરાવળનો રોગ ભારે ત્રાસદાયક છે. તેમાં વૃષણને સોજો આવે છે અને કેટલીક વખત તેના પર ચાંદાં પડી જાય છે. કેટલીક વખત તેને ઈજા થવાથી તેમ થાય છે. કેટલીક વખત પ્રમેહ (Gonorrhoea)થી થાય છે અને કેટલીક વખત ગાલપચોળિયાના હુમલાથી થાય છે.

આ દરદનો ઓગણીસ વરસનો એક જુવાન દરદી સારવાર માટે એક ડોક્ટર પાસે ગયેલો. દાક્તરને આ દરદીનું દરદ અત્યંત ભયંકર

લાગ્યું અને અભિપ્રાય આપી દીધો કે, તેણે થોડા દિવસ જ આ દુનિયામાં જીવવાનું છે. તે પછી તે જુવાન શ્રી આર્મસ્ટ્રોંગ પાસે ગયો. તેનાં આંતરડાં એક અઠવાડિયાથી કામ નહોતાં આપતાં અને મૂત્રપિંડ (ફીડની) બોતેર કલાકથી નિષ્ક્રિય હતાં. એના શરીરની એક બાજુએ એટલો બધો સોજો હતો કે જાણે અડધો ફૂટબોલ માંસની નીચે મૂકી દીધો હોય! તેના બંને વૃષણો ટેનિસ બોલ જેવાં સૂજી ગયેલા. તેની ઈન્દ્રિય સીસાની પેન્સિલ જેવી કઠણ થઈ લંબાઈમાં ૧૪ ઈંચની થઈ ગઈ હતી. અને તે કાક સ્ક્રૂ જેવી વળાંકવાળી થઈ ગઈ હતી. વળી તે સાવ કાળી પડી ગઈ હતી દુઃખને કારણે દરદીની ભયંકર ચિચિયારીઓ હૃદયદ્રાવક હતી. તેણે ત્રણ દિવસથી કાંઈ ખાધું ન હતું અને ફક્ત પાણી જ પીધું હતું તો પણ સોજો અને ઈન્દ્રિયનો વળ વધ્યો હતો. તે પોતે પેશાબ કરી નહોતો શકતો. જેથી આર્મસ્ટ્રોંગને પોતાનું મૂત્ર તેને પીવા આપવું પડ્યું.

પેશાબ લીધા પછી બે કલાકે તેની ઈન્દ્રિય કંઈક સમધાર થઈ અને ટીપેટીપે તેને થોડો પેશાબ થવા માંડ્યો. આશરે એક ઔંસ જેટલો પેશાબ થયો. તે ઘટ્ટ રગડો અને લોહીમિશ્રિત રાબડી જેવો હતો, સાથે ખૂબ દુર્ગંધવાળો પણ હતો. તોપણ મોં બગાડ્યા વિના કે આનાકાની કર્યા સિવાય તે પી ગયો. ચાર કલાક પછી તે જાતના દેખાવ અને દુર્ગંધવાળો પેશાબ આશરે સવાશેર થયો તે પણ તેણે કંઈ મોં બગાડ્યા સિવાય પીધો. ઉપચાર શરૂ થયા પહેલા એસિડિટીને કારણે જીભ ઉપર છારી બાઝી ગઈ હોવાથી જીભને બેસ્વાદ પેશાબનો કંઈ સ્વાદ જણાયો જ નહીં, બે કલાક પછી દરદીને ક્રમક્રમે ઉપજાવે તેવો એટલો બધો ઝાડો થયો કે શ્રી આર્મસ્ટ્રોંગે સત્તાવીસ વર્ષ સુધી અનેક દરદોના હજારો દરદીઓની સારવાર કરી તે દરમ્યાન કદીયે એવો ઝાડો જોયો ન હતો. જે પેશાબ ઝીલી લેવામાં આવ્યો હતો તે પણ તેણે પીધો. તેને પાછો પથારીમા સુવડાવતાં તે પથારીમાં આરામથી સીધો સૂઈ ગયો પહેલાં તો તે એપેન્ડિસાઈટિસના કે

આંતરડાના સોજાવાળા દરદીઓ ટૂંટિયાં વાળીને જેમ સૂઈ જાય છે તેમ સૂતો હતો. પ્રથમ પેશાબ પીધા પછીના આઠ કલાકમાં તેનો દુખાવો લગભગ શમી ગયો હતો. તેની છાતી, પેઢુ અને માથા ઉપર જૂના પેશાબનાં પોતાં મૂકવામાં આવ્યાં અને તેના પગ અને હાથ પર જૂના પેશાબનાં પોતાં બાંધવામાં આવ્યાં. તેને વધારે ને વધારે પેશાબ થવા માંડયો, તે બધો તેણે પીધો. તેનાં આંતરડાંઓએ પણ આ કુદરતી ઉપચારને સાથ આપ્યો અને આંતરડાં કોઈ પણ દુઃખ વગર છૂટથી કામ કરવા લાગ્યાં. ચોથે દિવસે બાવીસ પિન્ટ એટલે સાડીસત્તાવીસ શેર પેશાબ ચોવીસ કલાકમાં થયો. તે બધો તે પી ગયો.

આમ સુંદર પ્રગતિ થઈ હતી તેવામાં એક મુશ્કેલી ઊભી થઈ. શ્રી આર્મસ્ટ્રોંગને બહારગામ જવાનું થયું. તેની ગેરહાજરીમાં એક મિત્ર ડૉક્ટરે તે દરદીને એક ચમચા લોટની રાબ લેવાને લલચાવ્યો. તેની અસર ભયંકર થઈ. પેશાબનો પ્રવાહ બંધ થયો અને સોળ કલાકમાં બીમારીનાં મૂળ ચિહ્ન બધાં ઊભાં થયાં. જોકે પહેલાં કરતાં કંઈક ઓછા પ્રમાણમાં દુઃખદ હતાં. આના નિવારણ માટે પાછી એની એ સારવાર શરૂઆતથી કર્યા સિવાય છૂટકો ન હતો. સત્તરમા દિવસના ઉપવાસને અંતે દરદીએ મોસંબીના રસ સાથે ઉપવાસ છોડયો. અઠવાડિયા સુધી તેનાથી જીરવી શકાય તેવો હળવો ખોરાક આપ્યો. અને તે પછી તે પોતાના રોજિંદા કામે વળગે તેવો સંપૂર્ણ સાજો થઈ ગયો.

શ્રી આર્મસ્ટ્રોંગે પોતાનું પુસ્તક લખ્યું ત્યારે તે યુવક ચાળીસ વરસની ઉંમરનો હતો. અને પથ્ય ખોરાક સાથે દરરોજ પોતાના પેશાબના પીવાથી સુંદર સ્વાસ્થ્ય ભોગવતો હતો.

ઉપરના દરદીને આરામ થયા અંગે એક બીના નોંધવા યોગ્ય છે. ત્યાંના પ્રખ્યાત ડૉક્ટર શ્રી રાબાટ્રીઆર્ડી આવા ભયંકર રોગની મુક્તિની વાત જાણીને અને તે વિષે ખાતરી કરીને આશ્ચર્યમુગ્ધ

થયા. તેમણે જાદુઈ પરિણામની સત્ય ઘટના ઈંગ્લંડ અને અમેરિકાનાં ચાર મેડિકલ જર્નલમા પ્રસિદ્ધિ માટે લખી મોકલી. પણ એકેય પત્રે તે પ્રસિદ્ધ ન કરી! દુઃખની વાત! કાગડા બધેય કાળા! સ્થાપિત હિતો–પછી ભલે તે લક્ષ્મીના હોય, વિજ્ઞાનનાં હોય, બુદ્ધિના હોય કે પ્રતિષ્ઠાનાં હોય,–પણ તેમની વૃત્તિ બધેય સરખી. એમાંથી આપણે બચીએ તો જ નવો પ્રકાશ સંસારને મળે

## ૮

## ઊંડા ઘા અને દાઝવું

કુદરતની એવી ઈચ્છા હશે કે મૂત્રપ્રયોગ ઊંડા ઘા માટે પણ સફળ ઉપાય છે તેની ખાતરી શ્રી આર્મસ્ટ્રોંગને થાય તેવો એક પ્રસંગ બન્યો કેટલાક સમય પહેલા તેમને એક અકસ્માત થયો. તેથી પોતાના પગના અંગૂઠાને, પગને અને ઘૂંટણને ગભીર ફાટ પડી અને ઈજા થઈ. અંગૂઠાનો નખ સાવ ઊખડી ગયો અને અંગૂઠો પગના ભાગમાં પેસી ગયો સ્વાભાવિક રીતે તેમને ભારે ધ્રાસકો લાગ્યો અને દુઃખ પણ થયું, છતા તબીબી મિત્રોની મદદ તેમણે ન લીધી તેમણે હાડવૈદ પાસે અંગૂઠાને અને ઈજા પામેલા ઘૂંટણ અને પગને દુરસ્ત કરાવ્યો અને ત્યાર બાદ ચાર દિવસ પેશાબ અને પાણી સાથે ઉપવાસ કર્યા. તેમ જ જૂના પેશાબે ભીંજેલા કટકાથી ઈજા થયેલા ભાગ પર પાટા બાધ્યા આ પાટાને પેશાબથી વારંવાર ભીંજવવામા આવતા. પાંચ દિવસ સુધી તે પાટા છોડયા નહી, પણ જ્યારે તે છોડયા ત્યારે જોઈને નવાઈ લાગી ઈજાની બધી નિશાનીઓ અદૃશ્ય થઈ હતી અને પગ પહેલાં હતો તેવો થઈ ગયો. તે સાથે પગની કણી ઘણી પીડા આપતી હતી, તે કણી પણ સંજોગવશાત્ પ્રયોગમા ખોવાઈ ગઈ. આવી રીતના અકસ્માતના કે બીજી રીતે ઘવાયેલા ઘણા કેસો કે જે બીજી

કોઈ સારવારથી મટયા ન હતા, તેમ જ તેવા કેસોમાં ઑપરેશન કરવા વિષે ગંભીરપણે ડૉકટરોમાં ચર્ચા થયેલી તેવા કેસો પણ સુધરી ગયા છે. તેવા ઘણા કેસોમાં એક કેસનો હેવાલ અહીં આપવો પૂરતો છે. તે સને ૧૯૧૮ની સાલનો છે.

એક જુવાનને તેના હાથના આગલા ભાગમાં બંદૂકની ગોળી વાગેલી. તે દર અઠવાડિયે સારવાર માટે એક સ્થાનિક સારવારગૃહમાં જતો હતો. તે ગોળી તેને વરસ પહેલાં વાગેલી. હાથ ઉપર તેનો ઘા ૧૦ ઈંચ લાંબો અને આશરે અડધો ઈંચ પહોળો હતો. કેટલીક વખત તેના પર ફોલ્લા ઊપસી આવવાથી ડૉકટરોને ભય લાગતો હતો કે કદાચ તે ભાગને ગેન્ગ્રીન લાગુ પડે. તે ભય ટાળવાને ઝેરી મલમ અને પાટાપટ્ટી બાંધવા પડયાં. આવી બધી સારવારથી તે છેવટે કંટાળ્યો. દરદીએ બીજી પદ્ધતિઓની સારવાર પણ અજમાવી. છતાં તેનો ઘા સંપૂર્ણ રુઝાયો નહીં તેથી તેની પત્નીનો વિરોધ હોવા છતાં તે શ્રી આર્મસ્ટ્રોંગ પાસે ગયો. પ્રથમ તો તેના ઘા પર બાંધેલા પાટાપટ્ટી કાઢી નાખી લેપલેપને ધોવા માંડયો. દિવસમા ત્રણ વખત જૂના પેશાબથી ધોવા માંડયો. સાથે સાથે શરીરના બાકીના ભાગને પેશાબથી હળવા હાથે માલિસ કરવા માંડયો. તેમ જ દરદીને પેશાબ અને પાણી સાથે ત્રણ દિવસ ઉપવાસ કરાવ્યા. બીજા સાત દિવસને અંતે હાથ પરના લાંબા ઘાને બદલે સોનાના પાતળા વાળના આકાર જેવી નિશાની રહી. ટૂંકમાં એક વરસની હાથની ચૂંથામણ પછી કુદરતી ઉપચારના પ્રતાપે દસ દિવસમાં ઘા સંપૂર્ણ રુઝાયો. આ દરદીને આરામ થયા પછી તો ઘવાયેલા માણસોના સંખ્યાબંધ કેસો શ્રીઆર્મસ્ટ્રોંગ પાસે જઈ પડયા અને તે બધાને આ ઉપચારની ચમત્કારિક અસર થઈ. સાદા કે ઝેરી ઘામાં ફાયદો થવામાં પણ બહુ દિવસ નથી લાગતા એવો અનુભવ થયો છે. પણ આ કુદરતી ઉપચાર પહેલાં દાક્તરી સારવારમાં ચૂંથાયેલા અને પરિણામે તેને ગ્રેન્ગ્રીન લાગુ પડેલા. ઘા રુઝાવતાં દસ દિવસ થતા, અગ્નિ અગર

ગરમ પ્રવાહી પદાર્થથી દાઝેલા દરદીનો અમેરિકાનો ઇતિહાસ જાણવા જેવો છે

એક અમુક વરસમા આશરે આઠ હજાર માણસો દાઝી જવાથી મરી ગયા. પાચ વરસથી નાની ઉંમરના છોકરાની સંખ્યા અડધી હતી. હજારો અમેરિકનો જેઓ દાઝ્યા પછી મૃત્યુમાથી બચે છે તેઓના શરીર પર ચિત્રવિચિત્ર ખોડો રહી જાય છે. આવા દાઝવા ઉપર ચાના લીલા પાદડાને બાફીને તેનો લેપ લગાવવમા આવતો હતો. ત્યાર બાદ ૧૯૨૪મા એક ડોકટરે વિજ્ઞાનનો ઉપયોગ કરી તેમાથી ટેનિક એસિડ તૈયાર કરી તેના સાધનથી બળેલા ભાગને દુરસ્ત કરવા માંડયો. પણ તેમા જ શરીરના ભાગ પર ઘા રુઝાયા બાદ પણ ઘણી ખોડખાપણ રહેતી. આ ટેનિક એસિડના ઉપચાર પછી પિકરિક એસિડનો ઉપયોગ થવા માડયો પછી શસ્ત્રવૈદ્યોએ પોતાની કામગીરી અજમાવી. તેમણે બીજા તદુરસ્ત શરીરની ચામડી લઈ તેને બહુ સારી રીતે તૈયાર કરી માણસના દાઝેલા ભાગને દૂર કરી તેના પર તે ચામડી બેસતી કરી દેવા માડી, પણ તેમાથી કેટલીક વખત કમનસીબ પરિણામ એ આવતુ કે તદુરસ્ત ચામડી લાધા બાદ તે ભાગ ઉપર પાકી જવાથી કોક વાર પાછળથી સડો પેદા થતો અને તેથી પાછળથી દરદીની પીડાનો પાર રહેતો નહીં. જે આ કુદરતી સાધનોથી સહેલાઈથી રુઝાઇ જાય તેના પર ઓપરેશન અજમાવી. શસ્ત્રક્રિયાના વિજ્ઞાનના દુરુપયોગને કારણે દરદીને ઘણુ પીડાનુ પડે છ.

આ ઉપાય સબંધે અમેરિકાના એક પ્રખ્યાત ડોકટર જ્યોર્જ એસ. સ્કોટને પનદારા પોતાનો અભિપ્રાય શ્રી આર્મસ્ટ્રોગને જણાવ્યો કે પેશાબની ચિકિત્સા વિષેનુ સાહિત્ય વાચ્યા બાદ તે ડોકટરે પોતે તે ચિકિત્સાને સારી રીતે રોગોમા ચકાસી જોતા તેની અસર ચમત્કારિક જણાઈ છે. ઘા વગેરેના ઉપચારમા મૂત્રચિકિત્સાને કોઈ બીજી ચિકિત્સા

ઉઠાવી શકશે નહીં. શ્રી આર્મસ્ટ્રોંગને તે જણાવે છે કે, "મને લાગે છે કે તમે અનુપમ સત્ય ઉઘાડું પાડયું છે, જે પીડાર્ત માનવજાતને ઘેરઘેર પહોંચાડવું જોઇએ."

## ૯

## બીજા નાના મોટા રોગો

શરીરનો કોઈ રોગ નાનો ગણવો એ આપણા મનની ફસામણી છે. કોઈ પણ રોગ નાનો નથી. તેની તાત્કાલિક સાવજત ન થાય અને તેને જલદીથી નિવારે તેવાં પગલાં ન લેવાય તો તે ઝેરી સાપનો નાનો કણો સમય જતાં વિષધર નાગ થાય છે અને શરીરનો નાશ કરે છે. એટલે જે રોગને શરૂઆતથી સંભાળવામાં આવે અને થોડા દિવસમાં તે નિર્મૂળ થાય, તેને આપણે નાનો રોગ કહીએ છીએ. એવા અને બીજા ગંભીર રોગો પણ મૂત્રચિકિત્સાથી નાબૂદ થયા છે, તેનું વર્ણન શ્રી આર્મસ્ટ્રોંગે પોતાના પુસ્તકમાં કર્યું છે તેનો જરૂરી સાર હું નીચે આપીશ:

**માસિક અટકાવ અંગે દરદ:** એક દરદી બહેન બે વરસથી આ દરદથી પીડાતાં હતાં. તેમને અનિયમિત અટકાવ આવતો. કેટલીક વખતે બહુ લાંબો સમય અટકાવ આવે. કેટલીક વખતે થોડે દિવસે વારંવાર અટકાવ આવે. આ માટે તેમણે બધી પદ્ધતિના ઉપચાર અજમાવ્યા. તેનાથી તેમને કાંકઈ ફાયદો જણાતો, પણ દિવસે દિવસે તેમનું શરીર ક્ષીણ થવા માંડયું. અને તે દરદના પરિણામે તેમના મન પર અસર થવાથી ચિત્તનું સમતોલપણું પણ ભયમાં આવી પડયું. તેના લાંબા હપતા પૈકીના એક હપતામાં, જેમાં પંદર દિવસ વીતી ગયા હતા, તેમાં તેણે મૂત્રચિકિત્સા અજમાવવાનો સંકલ્પ કર્યો. જો કે શરૂઆતમાં તેનો પેશાબ માસિક સ્રાવના લોહીથી મિશ્ર હતો, છતાં

તે પેશાબ પી જવા જેટલી હિંમત તેણે કરી. ઉપવાસ દરમિયાન દરરોજ બેથી ત્રણ પિન્ટ ઠંડુ પાણી તે ધીમે ધીમે પી જતી ત્રણ દિવસમા તેનો પેશાબ સ્વચ્છ સામાન્ય થઈ ગયો તેણે ૨૮ દિવસ સુધી ઉપવાસ ચાલુ રાખ્યા તે દરમ્યાન ગમે તે તદુરસ્ત માણસના પેશાબથી તેના શરીર પર દરરોજ કેટલાક કલાકો સુધી માલિસ કરતી આ દરદીને તદ્દન આરામ થયો તેના માસિક સ્ત્રાવ અગેનુ દરદ એકલુ જ નહી પણ તે સાથે જૂનુ સળેખમ ગયુ અને દિનપ્રતિદિન કાનનો બહેરાટ વધતો હતો તે પણ નાબૂદ થયો.

**મૂત્રપિંડનો સોજો.** એક દર્દી બાઈને મૂત્રપિંડના સોજા સાથે બીજી કેટલીક પીડા હતી. કેટલાક અઠવાડિયા સુધી બે ડૉક્ટરોની દેખરેખ નીચે તેની સારવાર થતી હતી અને રોગના નિષ્ણાતની સલાહ લીધેલી. તેમણે દરદી બાઇની માને કહી દીધેલુ કે, દરદીને આરામ થાય એવી કોઈ આશા નથી. અને મોટે ભાગે આવા દરદીઓ અને ખાસ કરીને આ દરદી બાઈ નાતાલના દિવસો ન દેખે આવો અભિપ્રાય મળ્યા પછી તે બાઇને શ્રી આર્મસ્ટ્રોંગ પાસે લઈ જવામા આવી તે બાઇ મૂત્રચિકિત્સાનો પ્રયોગ કરે તે માટે લલચાવવા શ્રી આર્મસ્ટ્રોગે તે બાઈના ચીતરી ચઢે એવા દેખાવવાળા પેશાબમાથી થોડો પોતે પી લીધો પછી દરદીએ ઉપવાસ શરૂ કર્યા. મૂત્ર અને સારા ઠંડા પાણી સાથે ત્રીસ દિવસના ઉપવાસ અને તે સાથે તદુરસ્ત પેશાબના આખા શરીર પર માલિશ થયા પછી દરદી બાઈ પોતાની દુખદાયક બીમારીમાથી મુક્ત થઈ અને તેને કોઈ પણ પ્રકારનો વ્યાધિ પછીથી થયો નહી. પહેલા તેનુ વજન ૧૦૬ રતલ હતુ ચાર માસ સુધી દરરોજ પેશાબ પીવાનુ ચાલુ રાખ્યુ અને શરીર પર ચોળવાનુ પણ કાયમ રાખ્યુ સાથે સાથે દિવસમા બે ટાણા પથ્ય ખોરાક ખાય. પરિણામે તેનુ વજન તેના બાંધા અને ઊંચાઈના હિસાબે જોઈએ તેટલુ–૧૩૬ રતલ થયેલુ

મ્યુકસ કોલાઈટિસ, આંખની અંદર થયેલી ઈજા, શરીર ઉપરની

ખંજવાળને કારણે ચામડી ઊપસી આવવી, ખસ, દરાજ, ખરજવું-સુકું અને લીલું, ઈન્ફ્લ્યુએન્ઝાને કારણે સંધિવાનો તાવ, વૃષણનું સુજી જવું, હાથ પર ગરમી ફૂટી નીકળવી, વાળ ઊતરી જવાનો રોગ, એપેન્ડિસાઈટિસ, સંધિવા, આંખના મોતિયા, આંખનું દરદ, આર્થરાઇટિસ, મૂત્રપિંડની બીમારી વગેરે અનેક દરદો શ્રી આર્મસ્ટ્રોંગે હજારો દર્દીઓનાં મટાડયાં હતાં; તે પૈકી નમૂના દાખલ નોંધ કરવા જેવા કેસો હું નીચે આપું છું:

**મેદ ઓછો કરવો:** ત્રીસ વરસની પરણેલી સ્ત્રી જેનું વજન ૧૭૪ રતલ હતું તેને કોઈ સંતાન ન હતું. સામાન્યપણે અયુક્ત ખોરાક ખાતી. અકરાંતિયું ખાનારી નહોતી; બરાબર ચાવીને ખાનારી હતી તેમ જ જમતાં કે જમ્યા પછી કેવળ પાણી પીતી. પહેલાં તો પોતાનું વજન ઓછું કરવા જુદા જુદા ખોરાક બદલ્યા કર્યા પણ કાંઈ વળ્યું નહીં. તેણે કેવળ પાણી પીને ઉપવાસ કર્યા. પણ તે ખાવા માંડે તો પાછું બહું ઝડપથી તેનું વજન વધી જાય. છેવટે તે બાઈએ શ્રી આર્મસ્ટ્રોંગની સલાહ લીધી, મૂત્ર અને નળના પાણી સાથેના ઉપવાસ કરવાની અને મૂત્રથી શરીર પર માલિસ કરવાની સલાહ મળી. તે સલાહનો તેણે અમલ કર્યો. ૧૪ દિવસના ઉપવાસને અંતે તેનું વજન ઘટીને ૧૪૦ રતલે આવ્યું. પછી શ્રી આર્મસ્ટ્રોંગે તેના તેના ખોરાકમાં ફેરફાર કરાવ્યો. શરીરને પોષક એવા યુકત ખોરાક પર તેને મૂકી દિવસમાં બે જ ટંક ખાવાનું સુચવ્યું. આ રીતે જીવન ગાળવાથી તેમ જ રોજ પોતાનો પેશાબ લેવાથી તેનું વજન ૧૪૦ રતલની આસપાસ રહ્યું. અને તે પચાસ વરસની થઈ છતાં ૩૩ વરસની જુવાન દેખાતી.

**એક ભેદભર્યો કેસ:** ૫૮ વરસનો પુરુષ કેટલાંક અઠવાડિયાંથી ચિકિત્સા અને સારવાર માટે દવાખાનામાં હતો. પણ તેની મુદતને અંતે તેને કહેવામાં આવ્યું કે, દરદ અસાધ્ય છે. અને તેને મૃત્યુને

શરણે થવાને તેને ઘેર મોકલવામાં આવ્યો. તે દરદીએ ઘેર રહીને એક સ્થાનિક દાક્તરના સંપર્કમાં રહી તેની પાસેથી ખાધેલો ખોરાક પચાવવાની દવા લેવા માંડી. એક સદ્ગૃહસ્થની ભલામણથી શ્રી આર્મસ્ટ્રોંગે તે દરદીની સારવાર હાથમાં લીધી ત્યારે તેમણે દરદીને જોઈને સમજી લીધું કે દરદી જો મરી જવાનો હોય તો રોગને કારણે નહીં પણ તેને જે ઝેરી દ્રવ્યો દવા તરીકે આપવામાં આવતાં તેનાથી જ મરી જશે. તેની આંખોના ડોળા મોટા થઈ ગયા હતાં. તે શરીરે એકવડા બાંધાનો હતો પણ ક્ષીણ શરીરવાળો ન હતો. તે ખાવામાં ચીવટવાળો હતો. ખૂબ કામ કરનારો હતો. તેને કદી શરદી થઈ નહોતી. તેને બંધકોશ ન હતો કે ઝાડા ન હતા. તેનામાં એક જ કુટેવ હતી અને તે અતિશય તમાકુ સૂંઘવાની. તે પણ એક વરસથી બંધ કરી હતી. શ્રી આર્મસ્ટ્રોંગ શરૂઆતમાં થોડી જ મિનિટ તેની પાસે રહ્યા અને સુચવ્યું કે રાતદિવસનો જેટલો પેશાબ થાય તેટલો અને ઠંડું પાણી પીવું. વળી તેને અને તેની સ્રીને સુચના આપવામા આવી કે એ પ્રયોગ દરમ્યાન જે કાંઈ ક્રિયાપ્રક્રિયા થાય તેથી મૂંઝાવું નહીં. તેમ જ તેનો ઝાડો તેમ જ ઊલટી થાય તે માટે સંઘરી રાખવાનું કહ્યું. દરદીએ મૂત્રપ્રયોગ શરૂ કર્યો. પહેલો ઘૂંટડો પેશાબનો લીધા પછી તેને ઊલટીઓ શરૂ થઈ અને ચોવીસ કલાકે બે બાલદીઓ ભરીને ગંધાતો જથ્થો નીકળ્યો. તેનાં આંતરડામાંથી બહું કચરો નીકળ્યો તેમ જ તેના નાકમાંથી ચીકણો પદાર્થ નીકળ્યો. તેણે આશરે કેટલેક રૂમાલ નાક સાફ કરવામાં બગાડ્યા. તે સાફ થયેલા પદાર્થોમાં લીંટ કે ચીકણા પદાર્થ સાથે છીંકણીનો પણ ભાગ હતો. ઉપવાસ તો ચાલુ રહ્યા અને એક અઠવાડિયામા આ બંધ થઈ ગયું. દશ દિવસને અંતે તેણે ઉપવાસ છોડ્યા અને ધીરેધીરે તેને આરામ થયો. ત્યાર પછી બાર વર્ષ તે માણસ સિત્તેર વરસની ઉંમર સુધી જીવતો હતો.

આ કેસ બહુ રસપ્રદ છે, કારણ કે એનાથી આપણને એવી ખાતરી થાય છે કે મૂત્રચિકિત્સાથી દરદીઓની સારવાર કરવામાં તેને શું દરદ થયું છે તે પણ જાણવાની જરૂર નથી. વળી વધારે રસપ્રદ તો એ છે કે આ કેસથી આપણને પણ એવી ખાતરી થાય છે કે શરીરમાં તેની બહારનો કોઈપણ પદાર્થ, દાખલા તરીકે આ કેસમાં છીંકણી, મહિનાઓ પહેલાં લીધો હોય તે પણ શરીર અંદર માંસની ગ્રંથિઓમાં ભરાઈ રહે છે અને શરીરને નુકશાન કર્યા કરે છે તે નુકસાનકારક પદાર્થ શરીરને સાફ કરવાની ક્રિયા થાય ત્યારે જ બહાર નીકળે છે.

**કમળો :** કમળો એ સ્વતંત્ર રોગ નથી પણ લીવર (યકૃત)માં લાંબી મુદતનો કે તાત્કાલિક કાંઈ બગાડ થયો હોય તેની અસરથી માણસને કમળો થાય છે. શ્રી આર્મસ્ટ્રોંગ પાસે કમળાનો કેસ સને ૧૯૧૯માં પ્રથમ આવ્યો. તે સમયમાં જ તેમણે મૂત્રચિકિત્સાની પદ્ધત્તિની શરૂઆત કરેલી. આ કમળાનું દરદ પેશાબ ને નળના પાણીના ઉપવાસથી દસ દિવસમાં નાબુદ થયું. તેમણે આવા કમળાના સંખ્યાબંધ દરદીઓ પૈકી કેટલાકની સારવાર કરી છે. અને તેમાં નોંધપાત્ર હકીકત એ છે કે મૂત્રપ્રયોગના પહેલા બે ત્રણ દિવસમાં જ દરદીનો રંગ બદલાતો જણાય છે. અને જેમ જેમ પ્રયોગ લંબાય છે તેમ તેમ મુળ તંદુરસ્ત માણસના જેવો રંગ થઈ છેવટે સુંદર યુવતીના રંગ જેવો તેજસ્વી થાય છે. લીવરને કેન્સરનો રોગ લાગુ ન પડ્યો હોય એવા દરદીનો કમળો ૧૦ દિવસમાં નાબુદ થાય છે.

**આંખનો મોતિયો :** ઇંગ્લંડમાં તો એવો કાયદો છે જે દાક્તર ન હોય તે આંખનો મોતિયો કાઢી શકે નહીં અને જો કોઈ કાઢે તો ગુનેગાર ગણાય. આપણા દેશમાં એવો કાયદો નથી પણ અહીં એવું છે કે કોઈ આંખના દાક્તર કે શસ્ત્રવૈદના પ્રમાણપત્રવાળા આંખનું ઓપરેશન કરે અને નિષ્ફળ નીવડવાથી નુકશાન થાય તો

નુકશાનીનો દાવો કરી શકે અને સામેનાને સજા થાય.

શ્રી આર્મસ્ટ્રોંગ કોઇ પ્રમાણિક દાક્તર નહોતા. તેમનાથી મોતિયા જેવા આખના દરદીનો કેસ લેવાય જ નહી. પણ તેમને કયા ઓપરેશન કરવાનુ હતુ ? તેમની મૂત્રચિકિત્સામા ઓપરેશન કર્યા વિના આખના મોતિયા કાઢવાની કરામત હતી. આખને તો અડવાનુ પણ નહીં, કારણ કે આખ એ શરીરનો ભાગ છે અને આખનો કોઈ પણ રોગ સમગ્ર શરીરની કોઈ નાદુરસ્ત દશાને કારણે ઉદ્ભવે છે, એ જ મુદ્દો સાચો છે શરીરના એક અંગના નિષ્ણાત હોવાનો દાવો કરનાર જે તે ભાગની રચનાના માહિતગાર બીજાઓ કરતા વધારે ભલે હોય, પણ, આંખ, કાન, નાક, માથુ, **દાંત વગેરે શરીરના ભાગોના રોગો સ્વતંત્ર નથી હોતા. તેનો તેને આધાર તો સમગ્ર શરીરની તંદુરસ્તી કે નાતંદુરસ્તી પર છે.** તેમ આખને સોજો આવ્યો કે તેનુ તેજ ગયુ કે તેને મોતિયો આવ્યો તે સમગ્ર શરીરની અનારોગ્ય સ્થિતિને કારણે થાય છે આખને અડયા વિના આખનો મોતિયો કાઢવાની કરામત મૂત્ર ચિકિત્સામા છે શ્રી આર્મસ્ટ્રોંગ દાવો કરે છે કે ઘણા દાખલાઓમા આખની કીકી પર જે મોતિયો બાઝે છે તેને ઓગાળી નાખવા પેશાબ અને ઠંડા પાણી સાથેના દસ દિવસના ઉપવાસ પૂરતા છે. તેમના અનુભવમા એક કેસમા લાબામા લાબો સમય અઠ્ઠાવીસ દિવસના ઉપવાસનો હતો

**મૂત્રપિંડમાં બગાડ** શ્રી જી. ડી નામના એક ગૃહસ્થ સને ૧૯૪૪ની સાલમા તેમની જમણી બાજુની કીડની ( મુત્રપિંડ ) મા બગાડ હોવાને લીધે દાક્તરી ની સલાહથી ઓપરેશનથી તેને દૂર કરાવવાને હોસ્પિટલમાં દાખલ થયા. તેમણે અતિશય પીડા સહન કરી પેશાબ લાલ રંગનો થતો અને એકસ-રેથી એવુ માલુમ પડયુ કે મુત્રપિંડની અંદર મોટી પથરી છે. દાક્તરનુ એવુ કહેવુ હતું કે બગડેલી કીડનીને ઓપરેશનથી કાઢી નાખવામા નહી આવે તો

જીવન જોખમમાં છે. પણ દરદી ગૃહસ્થે ઓપરેશનની ના પાડી અને શ્રી આર્મસ્ટ્રોંગ પાસે ગયા. તેમની પાસે તો એક જ સમર્થ સાધન હતું. તે કાંઈ છૂપું ન હતું. તેને તેમણે સલાહ આપી. દરદીએ પેશાબ અને પાણી સાથેના ઉપવાસ કરવા માંડ્યા. થોડાંક અઠવાડિયાંમાં દરદીની સ્થિતિમાં સુધારો થયો. દુખાવો બંધ થઈ ગયો અને પેશાબ પણ સામાન્ય રંગનો થવા લાગ્યો. ત્રણ માસની સારવારથી તદ્દન આરામ થયો. તે પોતાના શરીરની તપાસ માટે હોસ્પિટલમા ગયો. અને જે એક્સ-રેથી પથરી દેખાતી હતી તે એક્સ-રેએ સાક્ષી પૂરી કે પથરી ઓગળી ગઈ છે, અને દાક્તરોએ નિર્ણય આપ્યો કે કીડની હવે સાવ સારી થઈ ગઈ હતી.

સમાજમાં કેટલાક પ્રચલિત ઝેરી રોગોથી પીડાતા દરદીઓને મૂત્રચિકિત્સાની સારવારથી પોતાનું સ્વસ્થ્ય કેવી રીતે મેળવ્યું તે મેં શ્રી આર્મસ્ટ્રોંગના 'વૉટર ઓફ લાઈફ' નામના પુસ્તકમાંથી સારરૂપે આપ્યું છે. વધારે આપવામાં કાંઈ વધુ ઉપયોગી નીવડે એવું મને ન લાગ્યું. જેથી આટલાથી હું સંતોષ માનું છું. શ્રી આર્મસ્ટ્રોંગે પશુઓ અને પક્ષીઓનાં દરદ પણ મૂત્રચિકિત્સાથી મટાડ્યાં છે. કેટલાંક ગાય, ઘોડા જેવા પશુઓના ઘા રૂઝવ્યા છે, તેની હકીકત મેં નથી આપી.

હું માનું છું કે ઉપરની હકીકતથી જ ગુજરાતની જનતાને સંતોષ થશે. પુનરુક્તિનો દોષ કરીને પણ આ પ્રકરણને અંતે જણાવું છું કે, કુષ્ટરોગ (લેપ્રસી) ના દરદી સિવાય બીજા બધા રોગના દરદીઓએ મૂત્રપ્રયોગથી પોતાનું શરીરસ્વાસ્થ્ય મેળવ્યું છે. કુષ્ટરોગના રોગી ઈંગ્લંડમાં ભાગ્યે જ હોય છે અને તેમની પાસે એવો કોઈ દરદી નહીં આવેલો તેથી તેવા દરદીની સારવાર કરવાનો મોકો જ તેમને મળ્યો નહતો.

ઉપર જે કેસો વર્ણવ્યા તે દિવેલના દીવા જેવો ઝાંખો પ્રકાશ નથી પણ સૂર્યનો ઝળહળતો પ્રકાશ છે. છતાં જેને પ્રકાશ દેખાતો ન હોય તે સૂર્ય સામે પોતાની આંખો બંધ કરી ફરે છે એમ ન કહેવાય?

૧

# હૃદયના રોગો

## હૃદયનો દમ

### ૧. (મૂત્રચિકિત્સાનો સ્વાનુભવ)

મૂત્રચિકિત્સા વિષે મારી માંદગી દરમ્યાન મેં જાણ્યું વાંચ્યું, મનન કર્યું; પણ મને લાગ્યું કે સ્વાનુભવ સિવાય વાંચેલું, લખેલું કે ઉપદેશેલું કોઈ કિંમતનું નથી. આત્મા અમર છે અને સર્વત્ર વ્યાપ્ત છે એમ વાંચીએ, તેના પર તેવા લેખો લખીએ અને પ્રવચનો કરીએ પણ જ્યાં સુધી તેનો જાતે અનુભવ ન કરીએ ત્યાં સુધી તેની કેવળ માહિતી શા કામની? માટે મારે સ્વાનુભવ કરવો રહ્યો. જ્યાં સુધી તટસ્થ દૃષ્ટિએ કોઈ પણ સત્યનો જાતઅનુભવ ન થાય ત્યાં સુધી તેને વિષે કોઈ પ્રચાર કરવાનો અર્થ નથી, એવું સમજી મેં તેનો પ્રયોગ કર્યો. તે શી રીતે તે નીચેના વર્ણનથી સમજી શકાશે.

સને ૧૯૫૪ના ઉનાળામાં હું આરામ માટે આબુ ગયેલો. ત્યાં મને હૃદયરોગનો પ્રથમ હુમલો થયો. હૃદય નબળું પડવાને કારણે તે જોઈએ તેવા જોસથી કામ ન કરી શકે, તેથી શ્વાસની નળીઓમાં પાણી ભરાય જેમ પાણી ભરાય તેમ તે હાંફતા એંજિનની જેમ વધારે ઝડપ કરે અને અંતે તેનું જોર તૂટી જાય. કુદરતે માનવ શરીરરચનામાં હૃદયની રચના એવી કરી છે કે માણસ જાતે આરામ લે પણ હૃદયને તો ચોવીસે કલાક કામ કરવાનું રહ્યું. તે અટકે તો જીવન ખતમ થાય. એટલે પ્રાણીના શરીરમાં બીજાં અંગો પૈકી કોઈને જન્મ સાથે કોઈ રોગ હોય, પણ હૃદય તો નીરોગી જ હોય છે. માણસની અનેક બુરી આદતોથી, સંયમના અભાવથી કે ખાવાપીવાના અવિવેકથી પેટના

જે રોગો થાય તેની અસર હૃદયને થાય; તેથી તેની શક્તિ હણાય. મારા આવા કોઈ પણ દોષને કારણે તીવ્ર અમ્લપિત્ત (હાઈપર એસિડિટી)ની પીડા પેદા થયેલી અને તેણે હૃદયને અસર કરી એમ મારું માનવું છે. અમ્લપિત્તના દરદને તો મેં ટાળ્યું, પણ હૃદયની નબળાઈ ઊભી રહી.

એ હૃદયરોગનો હુમલો ગયા વર્ષે ફેબ્રુઆરી માસમાં વધારે તીવ્ર થયો. એવો થયો કે દાક્તરોએ અને સ્નેહીઓએ મારી આશા છોડી દીધેલી. પણ ધાર્યું તો ધણીનું થાય; તેની ઈચ્છાથી હું બચ્યો. છતાં હૃદયની નબળાઈને કારણે શ્વાસ, કફ અને ઉધરસ તો ચાલુ જ રહ્યાં. દાક્તરો એને હૃદયનો દમ કહે છે. એમાં વધારે પડતો શ્રમ કરવાથી, ખાવાપીવામાં સંયમ ન રાખવાથી અને લાગણીવશ થઈ વિવશ થવાથી એકાએક હૃદયનું હલનચલન વધે અને એકાએક તૂટી પડે; એટલે દાક્તરો મને ચેતવણી આપતા કે મારે હવે કોઈ જાહેર પ્રવૃત્તિમાં પડવું નહીં. હું તેમની સૂચના અનુસાર કાળજીથી વર્તતો પણ કફ અને ઉધરસે મને હેરાન કરવા માંડ્યો.

તા. ૮મી ફેબ્રુઆરી ૧૯૫૮ને દિવસે મેં મારા ડૉક્ટર શ્રી જસુભાઈ ભટ્ટને ફોન કર્યો અને મારી સ્થિતિ જણાવી.

હું તા. ૯મી ફેબ્રુઆરીને દિવસે મણિનગર શેઠ લલ્લુભાઈ ગોરધનદાસ દવાખાનામાં ગયો. તેમણે મને તપાસ્યો. મારા હૃદયનું, ફેફસાનું સ્ક્રિનિંગ કર્યું અને જણાવ્યું કે, "જમણી બાજુના ફેફસામાં ભીનાશ છે અને તેથી ઉધરસ અને કફનું જોર છે, સ્થિતિ ચિંતાજનક નથી. માટે મારે નેપ્થેલનું એક ઈન્જેકશન લેવું, જેથી શરીરમાં ૬૦–૭૦ ઔંશ પાણી પેશાબ મારફત નીકળી જાય તો ફેફસાં કોરાં થાય અને ઉધરસ ને કફ થાય નહીં. હૃદયની સ્થિતિ ચિંતાજનક નથી." તા. ૧૦મી ફેબ્રુઆરીએ મેં નેપ્થેલનું ઈન્જેકશન લીધું અને ખરેખર ઈન્જેકશન લીધા બાદ ચોવીસ કલાક દરમ્યાન ૮૦ ઔંશ પાણી પેશાબમાર્ગે નીકળી ગયું; છતાં મારી

ઉધરસ અને કફમાં કોઈ ફેરફાર થયો નહીં.

એવામાં એક અણુચિંતવ્યો પ્રસંગ બન્યો. સાબરમતી હરિજન આશ્રમમા રહેતા ભાઈ શ્રી જુઠાભાઈ અમરશી શાહ મને મળવા આવ્યા વાતવાતમાં તેમણે પેશાબના અખતરાની વાત કરી ગયા ફેબ્રુઆરી માસમાં જ્યારે હુ દવાખાનામા બિમાર પડયો હતો ત્યારે મારા એક સ્નેહીએ મને પત્ર લખી સુચવ્યુ હતુ કે, હુ પેશાબનો પ્રયોગ કરુ તો મને આરામ થાય પણ તે વખતે હુ લાચાર હતો. હુ ભરદરિયે ડુબકા મારતો હતો અને મારા સ્વજનો કે ડૉક્ટરો કોઈ આ વાત સ્વીકારે નહી, જેથી હુ ચૂપ રહ્યો ત્યાર પછી દશ માસે આ વાત આવી અને તેના સબધમા એક અગ્રેજી પુસ્તક જેનુ નામ 'ધી વૉટર ઑફ લાઈફ' (જિંદગીનુ જળ) છે, તે શ્રી જુઠાભાઈએ મને આપ્યુ અને તેમણે આ અંગે જે કાંઈ અખતરો કરેલો અને તેમા સફળતા મેળવી તે મને કહ્યુ એ પુસ્તક મે વાચવા માડયુ. જેમ જેમ વાચતો ગયો તેમ મને વધારે રસ પડયો મારા હૃદયની વાતો જાણે એમાથી વાચતો હોઉ તેમ મને લાગ્યુ. પેશાબ અંગેની મારી કેટલીક સ્મૃતિ તાજી થઈ ગાયના પેશાબથી આપણા ઘણા રોગ મટે છે તેમ આયુર્વેદ કહે છે અને આધુનિક ડૉકટરો પણ માને છે આપણા યોગીઓ હઠયોગના અભ્યાસમા શરીરને નિરોગી રાખવામા પેશાબનો ઉપયોગ કરતા હતા એવુ જાણ્યુ છે આવી બધી સ્મૃતિઓ તાજી થઈ અને મનમા વસી ગયુ કે આ હકીકતમા ભારે તથ્ય હોવુ જોઈએ પણ હાલ તેનો ઉપયોગ અમલમા નથી અને આપણાથી તે ન થાય એવી દૃઢ માન્યતા હોવાથી આપણે તે કરતા નથી, એટલુ જ નહી પણ સ્વચ્છ અને સભ્ય ગણાતા લોકોમા તો તેની વાત કરવાની પણ હિંમત ન કરે વાત કરનારો અઘોરીમા કે જગલીમા ગણાઇ જાય તેનો તેને ડર લાગે, એટલે કોઈ વાત કરવાની પણ હિંમત ન કરે આ વાતાવરણમા મે નિર્ણય કર્યો કે મારે તે

હિંમત કરવી. પણ મારી હિંમત ને આંધળાની હિંમતનું બિરુદ મારે નહોતું આપવું. મારે જે કાંઈ કરવું હતું, તે શાસ્ત્રીય રીતે કરવું હતું. એટલે મેં એક ડૉક્ટરને કે જેમની ખેલદિલી વિષે મને વિશ્વાસ હતો, તેમને બોલાવ્યા. મેં પેશાબના પ્રયોગો વિષે તેમને વાત કરી. તેમની સાથેની વાતચીત પછી મેં ઉપચાર શરૂ કરવાનો નિર્ણય કર્યો.

આ ઉપચારનાં ત્રણ અંગ છે: (૧) શરીરની અંદરના ગેગો માટે પોતાનો જ પેશાબ પીવો. તે ઉપરાંત જરૂર લાગે તો પાણી લઈ ઉપવાસ કરવા. (૨) ઉપવાસ દરમ્યાન દરરોજ બે કલાક આખા શરીરે પોતાનો પેશાબ ચોળવો. ધીમે ધીમે માલિસ કરવું. (૩) શરીરના ઉપરના દરદ અગર ઘા માટે આ ઉપરાંત પેશાબનાં પોતાં મૂકવા. પીવામાં પોતાના પેશાબનો ઉપયોગ થવો જોઈએ. આખા દિવસનો એટલે ચોવીસેય કલાકનો પેશાબ પીવાના કામમાં લેવો ત્યાં સુધીમાં જેટલો પેશાબ થાય તે બધો પી જવો. રાત્રિનો પેશાબ પીવાના કામમાં ન લેવો હોય તો તે જૂનો થાય ત્યાર બાદ તે પેશાબ શરીર પર ચોળવાના કામમાં લેવો. તે પેશાબ ૫–૭ દિવસનો વાસી હોય તો વધારે ફાયદાકારક છે. ગડગૂમડ કે ઘા પર પણ તે પેશાબ વધારે અસરકારક છે. ચોવીસેય કલાકનો પેશાબ પીવાના કામમાં લેવાનો હોય ત્યારે માલિસ માટે બીજા તંદુરસ્ત માણસનો પેશાબ વાપરવામાં વાંધો નથી. પેશાબ ચોળતાં પહેલાં ગરમ કરવો પણ ઊકળવા ન દેવો. એ પેશાબને સપાટ થાળીમાં નાખી બંને હાથ બોળી હળવે હાથે માલિસ કરવું.

પેશાબ અને પાણી લઈને ઉપવાસ કરવાનો અખતરો મેં શરૂ કર્યો નહીં. એકદમ એ અખતરો કરવાનું જોખમ ખેડવા ડૉક્ટર પણ અનુભવીની દોરવણી વિના મેં આગ્રહ રાખ્યો નહીં. પરંતુ પાંચ સાત દિવસના વાસી પેશાબથી શરીર પર માલિસ કરવાની મેં તા. ૧૮મી ફ્રુઆરી ૧૯૫૮થી શરૂઆત કરી. મારા ચિ. શશિકાંતે પ્રેમભાવે સેવા

મગ્નની અને જાણે ચંદનના તેલથી માલિમ કરતો હોય તે પ્રમાણે કોઈ પ્રમરની સૂ.ા મિવાય માલિમ કરવા માંડયુ દરરોજ દોઢ કલાક માલિમ થાય તેમાં જુદા જુદા અંગોના માલિમમાં નીચે પ્રમાણે સમય જતો – (૧) પગના તળિયા માટે–૧૦ મિનિટ; (૨) આપીના બે પગ માટે ૨૦ મિનિટ. (૩) ને હાથ માટે ૧૨ મિનિટ; હાથના પંજામા વધારે સમય લેવાતો (૪) છાતી, પેટ અને પેઢુ ૧૫ મિનિટ (૫) બગલો, કમર અને ગમે પાસા ૧૩ મિનિટ. (૬) માથુ, ગળુ અને મો ૨૦ મિનિટ, આમ કુલ ૯૦ મિનિટ ચાલતુ. અનુભવે મને લાગ્યુ કે આ માલિસ એ પેશાબ ચાળવાનુ કામ અંગત પ્રેમભાવે થાય તે ઉત્તમ છે ઉપર પ્રમાણે માલિસનો કાર્યક્રમ સવારના છાથી ૯ વાગ્યા સુધી ચાલે વાસી પેશાબ ગંધ વધારે મારે તે સાથે ફાયદો વધારે કરે સુગ કે દુર્ગંધ વ્યક્તિગત ઘ્રાણેન્દ્રિયનો વિષય છે કેટલાકને અમુક ગંધ સારી લાગે, કેટલાકને અમુક ગંધ સારી ન લાગે

આ પેશાબના માલિસથી મારા શરીર પર નીચે પ્રમાણ અસર થઈ

(૧) તા ૨૦મીથી છૂટથી પેશાબ થવા માંડ્યો, જે માટે ઉપચાર પહેલા ડાયમોકસની ટીકડી લેવી પડતી અને તેની અસર બે જ દિવસ રહેતી ઈન્જેકશન સંમરો પેશાબ શરીરની ગ્રંથીઓને નિચોવીને બહાર કાઢતુ એથી નબળાઈ પણ દાખવી જાય અને ગ્રંથીઓને પાછી દુરસ્ત થતા દિવસો થાય તેને બદલે કેવળ પેશાબના માલિસથી આરોગ્યની દૃષ્ટિએ ન કળવા જેટલુ જ પાણી પેશાબ મારફતે નીકળવા માંડયુ

(૨) સાત દિવસના બીજો એક ફેરફાર જણાયો પહેલા મારી કમ્મર એવી દુખે કે બેઠો હોઉં ત્યા સુધી ધીમે રહીને ટેકા સાથે ઊઠુ કમ્મર પર બે ચાર મુક્કા મારું, ટટાર થાઉં અને પછી ધીમે ધીમે પગલા માંડુ. તેને બદલે હવના ટેકે એકાએક ઊભો થઈ એકાએક ચાલતો થયો

(૩) તેવી જ રીતે બરડો ખૂબ ફાટતો હતો તે મટી ગયો. એટલે કમ્મર કે બરડો દબાવવાની રાહત મેળવવાની જરૂર ન રહી.

(૪) નવમે દિવસે નવાઈ સાથે બીજું પરિણામ અનુભવ્યું. મારા બંને પગ ઉપરના ભાગમાં અમુક અમુક ભાગમાં ચળ આવે, ખુજલી આવે, સણકા નાખે, ધીમે ધીમે તેના પર જાણે અંગાર ચાંપ્યો હોય તેવી પીડા થાય અને તેટલી જગાની ચામડી જુદી થઈ ગઈ હતી, મને ભય હતો કે આખા શરીરનો લોહી બગાડ ત્યાં જમા થઈ અને છેવટે ખરજવું અગર એવી પીડા પેદા થશે. તે બધો દુખાવો, ચળ, અંગારા ચાંપ્યાના સણકા બંધ થયા અને ચામડી પણ પાછી સતેજ થઈ.

(૫) બાર–ચૌદ દિવસમાં ભારે ચમત્કાર થયો. મારી ઉધરસ બંધ થઈ ગઈ. મારો કફ બંધ થઈ ગયો. પેશાબ નિયમિત થતાં આપોઆપ ફેફસાં કોરાં રહેવા માંડયાં. આખો દિવસ મોં ચીકણા થૂંકવાળું રહેતું, ગળું પણ કફમિશ્રિત થૂંકવાળું રહેતું. તેને કારણે વારંવાર થૂંકવું પડે, ઉધરસ આવ્યા કરે, કફ કાઢવો પડે. તે બધું તાત્કાલિક દૂર થયું અને મોં સ્વચ્છ ને કોરું રહેવા માંડયું. મારા મનથી આ ફેરફાર ચમત્કારિક હતો. ઓશીકા પર નિરાંતે છ–આઠ કલાક ઊંઘવા માંડયું.

(૬) આ ઉપરાંત મારા શરીરની ચામડી પર જે ચળકાટ આવ્યો, સુંવાળાપણું આવ્યું, અને શરીરમાં જે સ્ફૂર્તિ આવી, મોં ઉપર જે તેજ આવ્યું તેથી તો બધાં તાજુબ થયાં. ડોકટર પણ વિસ્મય પામ્યા. આમ મારા હૃદયરોગના ટેકામાં જે જે દરદ હતાં તે નાબુદ થતાં, મને મારું શરીર હળવું જણાયું. મારું દિલ અને શરીર સ્ફૂર્તિવાળું લાગ્યું. હવે મને આગળ ધપવાનો ઉત્સાહ આવ્યો. મારી હિંમતને આંધળાની હિંમતનું બિરુદ મારે નહોતું આપવું. એટલે આગળ ધપતાં પહેલાં ડૉકટર શ્રી જસુભાઈ ભટ્ટ પાસે રજૂ થઈ, શરીર તપાસરાવી, તેમની સલાહ પ્રમાણે આગળ પગલું ભરવાનો

મે નિર્ણય કર્યો.

તા. ૭મી માર્ચના રોજ હુ પાછો મણિનગર હોસ્પિટલમા ડોક્ટર પાસે ગયો મે અખતરો શરૂ કર્યો ત્યાર બાદ પેલુ પુસ્તક 'ધી વોટર ઓફ લાઈફ' મે તેમને વાચવા મોકલેલુ અને તેમણે તે વાચી લીધેલુ પણ ખરુ. તેમણે મારુ શરીર તપાસ્યુ, તેની વિગત નીચે પ્રમાણે હતી (૧) હૃદય પહેલા કરતા તે કાઈક સકુચિત થયેલુ જણાયુ. (૨) ફેફસા કોરા અને સ્વચ્છ હતા (૩) કફ કે ઉધરસ બિલકુલ ન હતી (૪) હૃદયના ધબકાર ૮૦ હતા (૫) નાડીના ધબકારા ૭૨ ગણાતા હતા (૬) લોહીનુ દબાણ ૧૪૦ હતુ (૭) ટેમ્પરેચર નોર્મલ હતુ

હૃદયના ધબકારા ૮૦ હતા પણ તે અનિમિત હતા તે હૃદયરોગની નિશાની હતી વળી કામ કરતા મને શ્વાસ ચાલુ થાય એ પણ હૃદય રોગની નિશાની હતી આ તપાસથી ડોક્ટર સાહેબને સતોષ થયો અને તેમણે મને જણાવ્યુ કે શારીરિક સ્થિતિ સારી ગણાય હૃદયની નબળાઈ તો હજી છે છતા સતત કફ અને ઉધરસને કારણે હૃદયને જે તકલીફ થતી હતી તે હવે નહી થાય એટલે હૃદયને આરામ મળશે અને તેને લાભ પણ થશે

આવો અભિપ્રાય સાભળીને મે મારા દિલની વાત ડૉક્ટરસાહેબને કહી જે પ્રયોગ મે કર્યો તેની વિગત તેમને કહીને જણાવ્યુ કે પદરેક દિવસના મૂત્ર માલિસથી આ પરિણામ આવ્યુ છે એટલે મારે આગળ વધવુ છે, હૃદયના દરદમાથી મુક્ત થવાના હેતુથી હવે મારે પેશાબ અને પાણી લઈને પાચ ઉપવાસ કરવા છે, મને ખાતરી છે કે આવા પાચ ઉપવાસથી હૃદયનુ દરદ નાબુદ થશે પણ તે તમારી મજૂરી સિવાય નથી કરવા મારા આ પ્રયોગની સફળતાનો યશ આપને ફાળે જશે કારણ કે ઉપવાસ હુ આપની સમતિથી કરવાનો છુ આવી ડૉક્ટર સાથે ખૂબ જ ચર્ચા પછી તેમણે પાચ દિવસની નહી પણ માત્ર બે દિવસની સમતિ આપી અને તે પણ એ શરતે કે પહેલા દિવસના અતે

તેમને મારી પરિસ્થિતિનો અહેવાલ રાત્રે નવ વાગ્યે આપવો. અને તે અહેવાલ સંતોષકારક હશે તો બીજા દિવસે તેઓ મને રજા આપશે. આ શરત કબૂલ કર્યા પછી મને ઉપવાસની રજા મળી.

મેં પ્રયોગ શરૂ કર્યો અને બીજા દિવસથી સવારના સાત વાગ્યે પ્રથમ પેશાબ ત્રણ ઔંસ થયો તે મે પીધો. ત્યાર બાદ જે સમયે જેટલા પ્રમાણમાં પેશાબ થયો તે હું ટીપેટીપું પી ગયો. સવારે ઉપવાસની શરૂઆત ડોક્ટર શ્રી પુષ્પેન્દ્ર ભટ્ટની ડોક્ટરી તપાસ પછી શરૂ કરી. રાત્રે દસ વાગ્યે તેમણે મને ફરી તપાસ્યો અને એ અહેવાલ ડોક્ટર શ્રી ભટ્ટને મોકલ્યો. તેમણે મને બીજે દિવસે ઉપવાસ કરવાની રજા આપી. બીજા ઉપવાસે સવારના સાત વાગ્યે પેશાબની હાજત ન થઈ પણ તરસ લાગી; એટલે પાણીથી ઉપવાસ શરૂ કર્યો. તે પછી પેશાબ થયો તે મેં લીધો અને જ્યારે પાણી પીવાની જરૂર જણાઈ ત્યારે પાણી લીધું. રાત્રે ડોક્ટરે તપાસ્યો અને તે અહેવાલ ડોક્ટર ભટ્ટને આપ્યો. મેં ત્રીજા દિવસના ઉપવાસની માગણી કરી. પણ તેમણે ના કહ્યું એટલે ત્રીજે દિવસે મેં સવારે મગનું પાણી લઈ ઉપવાસ છોડયો. ત્યારથી પેશાબ શરીરે ચોળવાનું પણ બંધ કર્યું. ફક્ત સવારે ઊઠતા જે પ્રથમ પેશાબ આશરે ત્રણ ચાર ઔંસ થાય તે પીવાનો મેં ચાર દિવસ માટે જારી રાખ્યો.

ઉપવાસના ચારેક દિવસ પછી હું ફરી હોસ્પિટલમાં ગયો. બે દિવસના ઉપવાસની શી અસર થઈ તે જાણવાની મને તેમ જ શ્રી ભટ્ટને ઈંતેજારી હતી. તેમની રૂમમાં દાખલ થતાં મને જોઈને જ તે બોલી ઊઠયા : "તમને તપાસ્યા પહેલાં હું કહી શકું કે તમારા પ્રયોગથી તમારા શરીરની કાંતિ પલટાઈ ગઈ છે અને ચામડી તો એવી તેજસ્વી થઈ છે કે હું તે જોઈને તાજુબ થાઉં છું. હું પ્રમાણપત્ર આપવા તૈયાર છું કે તમારો પ્રયોગ સફળ થયો છે." મેં કહ્યું કે, હજી પ્રયોગ પૂરો થયો નથી. મારો હૃદયરોગ નિર્મૂળ થાય ત્યારે જ મારો પ્રયોગ સફળ થયો એમ હું માનું. પૂરો પ્રયોગ કરવા દીધો હોત તો કામપતી

ગયું હોન

તેમણે મને ફરી તપાસ્યો કાર્ડિયોગ્રામ લીધો તો હૃદયમા થોડો ૨ જણાયો. મે ચારેક દિવસ માટે તેમના પાસે બહારગામ જવાની રજા માગી અને તેમણે તે ખુશીથી આપી ગામ જતા કે પાછા આવતા મને-બિલકુલ શ્રમ જણાયો નહી.

મારા પ્રયોગનો આ પ્રથમ ભાગ છે તેને પૂરો થયો હુ માનતો નથી, પણ જેટલો પ્રયોગ કર્યા તેટલો સફળ નીવડયો એટલુ હુ કહી શકુ આ કોઈ દવા નથી. આ તો કુદરતની સપૂર્ણ કરામત છે. એટલુ તો હું આગ્રહપૂર્વક કહેવા માગુ છુ કે આ પ્રયોગ જેને કરવાની ઈચ્છા હોય તેણે તે શાસ્ત્રીય રીતે કરવો જોઈએ કુદરતનો સહારો લેવો હોય તો કુદરતના પવિત્ર નિયમને અનુસરવુ જોઈએ આપણો નિત્ય નિયમ, આપણુ વર્તન, આપણો ખોરાક અને આપણી જરૂરી ખાસિયતો કુદરતને અનુકૂળ હોવી જોઈએ મને જે જલદી લાભ જણાયો તેનું કારણ હુ એમ સમજુ છુ કે મારા સ્વાસ્થ્યને નુકસાન કરતી તમામ ચીજો પર મે કાબૂ મેળવ્યો હતો તે છે

ઉપર પ્રમાણે જેટલા પ્રમાણમા મે પ્રયોગ કર્યો તેટલા પ્રમાણમા તે સફળ નીવડયો છે આ લખતી વખતે અઢ માસ વીતી ગયા; પણ સાપડેલા શુભ પરિણામમા કાઈ ફેરફાર થયો નથી. મારી મહત્ત્વાકાક્ષા તો હૃદરોગને નાબૂદ કરવાની છે અને તે માટે એક માસ સુધી પેશાબ અને પાણી સાથે ઉપવાસ કરવા જોઈએ પણ મારી સિત્તેર વર્ષથી પણ વધારે ઉમર, છેલ્લા ચાર પાચ વર્ષથી બીમારીથી ક્ષીણ થયલુ શરીર, સાથે લોહીનુ નીચુ દબાણ, વજનના પહેલા કરતા ૬૦ રતલનો ઘટાડો, આવી સ્થિતિમા મારા પ્રયોગ પ્રત્યે સહાનુભૂતિવાળા ડોકટરોની સલાહ છે કે મારે માટે ચાર પાચ દિવસથી વધારે ઉપવાસ કરવામા જોખમ છે, કારણ કે લોહીનુ દબાણ અશક્તિને કારણે બહુ ઓછુ થઈ જાય તો કારમી સ્થિતિ ઊભી થાય. મને પણ તેવો અનુભવ થયો છે. બીજા કારણે જાનનો જોખમ

ખેડવામાં ભારે વિરોધ કરે છે. અને હું તેમની લાગણીને વશ થયો છું.

છતાં આજ પણ હું પેશાબનો એ રીતે ઉપયોગ—પીવામાં અને જરૂર પડે તો માલિસ કરવામાં કરું છું. તેથી મારું હૃદય અને કીડની (મૂત્રપિંડ) એટલું સારું કામ આપે છે કે વરસાદના પાણી જેવો સ્વચ્છ અને સ્વાદ વગરનો પેશાબ છૂટથી થાય છે. કોઈ પણ જાતની બેચેની શરીરમાં નથી. કાંઈ દરદ જેવું નથી. શરીરે સ્ફૂર્તિ અને તાજગી રહે છે. ઝાડો સાફ આવે છે અને કબજિયાત રહે તો દસ પંદર દિવસમાં એક વખત પાણી અને પેશાબ મિશ્ર કરી તેનાથી એનિમા લઉં છું એટલે પેટ સાફ થાય છે. ભૂખ નિયમિત લાગે છે. રાતદિવસ થઈ છ સાત કલાક ઊંઘું છું અને સારી રીતે લખવાનું અને વાંચવાનું કામ કરું છું. હાલ દિવસમાં સવારે પાંચ છ ઔંસ અને સાંજના પાંચ છ ઔંસ પેશાબ પીઉં છું. વચ્ચે વચ્ચે થોડા દિવસ માલિસ કરાવું છું. ખોરાક એક દિવસ મીઠાવાળો અને એક દિવસ મીઠા વગરનો એમ હળવો છતાં પૌષ્ટિક લઉં છું. અને એવી આશા છે કે રામજી જિવાડે ત્યાં સુધી કામ કરતાં કરતાં જીવવું અને

પ્રભુને ગમે તે સમે સઢુ સહેવું,<br>સદા રાજી રાજી રૂદેમાં રહેવું.

આમ છતાં હું હજી એમ નહીં કહી શકું કે મારો હૃદયનો રોગ નાબુદ થયો છે. મેં ક્યાંયે તેવો દાવો પણ કર્યો નથી; પણ મને શ્રદ્ધા છે કે આ પ્રયોગથી જ મારો હૃદયરોગ નાબૂદ થઈને મારું હૃદય સારા હૃદય જેટલું કામ આપી શકે એવું શક્તિશાળી થશે. તે માટે મેં જોખમ વહોરીને પણ બે વખત ઉપવાસ માર્યા પણ હું નિષ્ફળ નીવડયો, એટલું જ નહીં પણ જીવના જોખમમાં આવી પડયો. પાછો સાજો થયો. મારા દાક્તર મિત્રો તરફથી બુદ્ધિ વિનાનો મૂર્ખ, ખોટો પ્રચારક વગેરે વિશેષણો મળ્યાં. છતાં મને જે સાચો અનુભવ થયો, તેની વિરુદ્ધ મોટો દાક્તર હોવાનો દાવો કરનાર

નિષ્ણાત ગણાતા વૈજ્ઞાનિક મને ઠઠ્ઠા કરે તેથી હું ચલિત થયો નહીં. મે મારી શ્રદ્ધા ખોઈ નહી. સાચા સાધનના ઉપયોગમા કાંઈ ખામી હોવી જોઈએ, નહીં કે સાધનમાં, એવું મને લાગ્યા કર્યું; તેથી મે મારા શરીર પર પ્રયોગ કરવા માંડ્યા. છેલ્લો પ્રયોગ મે સને ૧૯૫૯ની શરૂઆતમા કર્યો. રાત અને દિવસનો પેશાબ પીને ત્રણ દિવસનો ઉપવાસ કર્યો તેમાં મારું લોહીનું દબાણ ૧૩૫ હતું તે ત્રણ દિવસના ઉપવાસથી ઘટીને ૧૦૮ સુધી નીચુ ગયુ મને અશક્તિ બહુ જ આવી ગઈ. હૃદયની ગતિ ધીમી થઈ ગઈ. તેને કારણે લીવરમાં સોજો આવ્યો અને તે ચાર આગળ વધ્યું. તેની અસર કીડની પર થઈ. તેણે પણ બરોબર કામ ન આપ્યુ. પરિણામે પેશાબ શરીરમા મરવા માંડ્યો અને કેડથી નીચેના ભાગે સોજા આવી ગયા. મેં મારો પ્રયોગ બંધ કર્યો. મૃત્યુ તો ભગવાનના હાથમા છે. મરાયુ તો નહીં પણ પીડા પામ્યો અને જૂની ડાક્તરી સારવારથી પાછો હતો તેવો થઈ ગયો. અર્ધબીમાર દશામા પથારીમા પડ્યો પડ્યો જીવવા જીવતો રહ્યો. આ દશા મને અસહ્ય લાગી. મને ચેન ન પડ્યું છતાં લાચારી સ્વીકારી ગમ ખાધી. મારી છેલ્લી બીમારી પરથી વિચાર કર્યા જ કર્યો એકાએક મારી ભૂલ જડી. મારું હૃદય નબળું છે એટલે ઉપવાસ કરી તેને વધારે નબળુ ન બનાવવુ મારે મારી શક્તિ જાળવી રાખવી જોઈએ પછી મને તો યાદ પણ આવ્યુ કે, અંગ્રેજ લેખક ડૉક્ટર આર્મસ્ટ્રોંગે પણ હૃદયના દરદીનો હૃદયરોગ મૂત્રપ્રયોગથી ચોવીસેય કલાકનો પેશાબ પાઈને અને તે સાથે માલિસ કરાવીને બાર અઠવાડિયામા મટાડ્યો હતો; પણ તેને દિવસમા એક ટંક ખાવાની રજા આપી હતી ઉપવાસ કરવ્યા નહોતા. બધા રોગો મટાડના પ્રયોગ કરતા આ હૃદયરોગ માટે તેણે આટલો અપવાદ રાખ્યો હતો ઉપરની હકીકત યાદ આવતા મે ખાતરી કરી જોઈ અને વળી તે પ્રમાણે કરવાનો નિર્ણય કર્યો હુ દરરોજ ડીજોકશીનની (ડીજીટાલીસની) બે ટીકડી લઈ મારા હૃદયની ચાલુ સ્થિતિ નિભાવી રાખતો

હતો. હવે મેં ધીરજથી લાંબો પ્રયોગ શરૂ કરવા માંડ્યો. ઉપવાસ કરવાનો વિચાર બંધ કર્યો. શરૂઆતમાં દિવસમાં બે ટીકડી લેતો હતો: એક સવારે અને બીજી સાંજના. એને બદલે સવારની ટીકડી બંધ કરી તેને બદલે નિયમિત પેશાબ લેવા માંડ્યો. એક ટીકડી સાંજની જ લેવા માંડી. બે માસ લાગલાગટ અનુભવથી જણાયું કે મારા હૃદયની દશા કાયમ રહી. એટલે કે તેનું હલનચલન રોજના મુજબ ચાલુ રહ્યું. એક ટીકડીની જગા પેશાબે લીધી છતાં તેની આ કાર્યશક્તિ હતી તેના કરતાં ઘટી નહીં. આમ બે માસના અનુભવ પછી મેં બીજી ટીકડી પણ બંધ કરી અને તેની જગા પેશાબને આપી. તેને પણ હવે ચાર માસ થઈ ગયા. છતાં મારું શરીર સારું રહ્યું છે. વૈદ્ય કે ડૉક્ટરની કોઈ પણ દવા લેતો નથી છતાં મારી હૃદયની સ્થિતિ નબળી રહી છે. ડીજીટેલીન જે હૃદયને ચાલુ સ્થિતિમાં રાખવા માટેનું એક જ અસરકારક દ્રવ્ય છે એવું દાક્તરી આલમમાં મનાય છે, તેને સદંતર બંધ કરી તેની જગા મેં પેશાબને આપી છતાં મારું હૃદય પહેલા કરતાં સારું કામ આપી રહ્યું છે, એમ હું અનુભવું છું. આ ચોમાસામાં ત્રણ માસ ભારે વરસાદ અને ભારે શરદીના ગયા અને તેથી ભલભલા શરીરને શરદી થઈ છતાં મને શરદી સરખી પણ થઈ નથી. મારું હૃદય પોતાની શક્તિ ટકાવી રહ્યું, એટલું જ નહીં પણ છેલ્લાં ત્રણ વરસમાં હતાં તેના કરતાં મારામાં વધારે સ્ફૂર્તિ અને શક્તિ છે એ હું એકલો નહીં પણ બધાયે જુએ છે. આમ છતાં મારો પ્રયોગ પૂરો થયો છે, એમ નહીં કહું. હજી મારો હૃદયરોગ નિર્મૂળ થયો નથી. પણ છેલ્લા ચાર છ માસથી મને જે અનુભવ થયો તે પરથી મારો વિશ્વાસ વધ્યો છે કે, મારો હૃદયરોગ આ પ્રયોગથી જ નિર્મૂળ થશે, છતાં એટલું તો ચોક્કસ કહી શકું છું કે મારી પ્રવૃત્તિમાં હવે મારું દરદ જે કાંઈ હજી બાકી છે તે વચ્ચે આવતું નથી. ધીમે ધીમે હું મારી પ્રવૃત્તિ મારી શારીરિક સ્થિતિ સાચવી આગળ ધપાવતો જાઉં છું.

આટલી સ્પષ્ટતા એટલા માટે મેં કરી કે જેને હૃદયરોગ એટલે હૃદયની નબળાઈનો રોગ હોય તેમણે આ પ્રયોગમાં ઉપવાસ કરવા નહીં—શરીરની શક્તિ સાચવીને પ્રયોગ કરવો. અને બીજી વાત એ સાબિત થઈ કે દાક્તરી આલમમાં હૃદયની નબળી હાલત વધારે ન બગડે તે માટે ડીજીટાલીસ અગર જેનું બીજું નામ ડીજોકશીન છે જે શુદ્ધ વનસ્પતિદ્રવ્ય છે, તે દ્રવ્યનો વ્યાપક ઉપયોગ થાય છે, અને મને પણ એવો અનુભવ છે કે તે હૃદયરોગમાં ભારે રાહત આપનાર છે, તે દ્રવ્યની જગા પેશાબે એટલી જ સફળતાથી સાચવી છે. હવે તેના વિશેષ પ્રયોગથી કેવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે તે પ્રભુકૃપાથી ભવિષ્યમાં જોઈશું.

## ૨. હૃદયની કમજોરી

શ્રી પ્રાણલાલ નથુભાઈ મોદી, મુંબઈ, ઉંમર વર્ષ ૬૬ 'સંસાર' માસિકમાં મૂત્રચિકિત્સાનો મારો અનુભવવાળો લેખ વાંચી મને પત્ર લખ્યો. પોતાના શરીરનું વર્ણન કરતાં લખે છે કે, તમારો લેખ વાંચી મને ઘણો આનંદ થયો; કારણ કે મને આશા બંધાઈ છે કે હવે મારા પણ દુઃખનો અંત આવશે. તમોએ રોગ પર જે ચિહ્નો બતાવેલ છે અને શરૂઆતમાં તમોને ડોકટરે જે દવા બતાવેલ છે તે લગભગ બધી રીતે મને પણ લાગુ પડે છે. આ રોગની જાણ મને પહેલાં ૧૯૫૫માં થયેલ. અત્યારે બીજી વખત આ રોગ માટે સવા મહિનો થયો, હું પથારીવશ છું. આ વખતે તો ઈશ્વરે મને બચાવેલો છે; કારણ કે તા. ૨-૬-'૫૮ના રોજ હું સખત બીમાર પડેલ. રોગનું નામ ડોકટરના કહેવા પ્રમાણે Mitral Heart Disease Rheumatic Aeteology Congestive Cardiac Failure છે. બીજા એક દાક્તરે તેનું નામ Rheumatic Mitral Stenosis With Congestive Cardiac Failure કહેલ છે. ત્યારે તમોને હૃદયનો દમ કહેલ છે. અત્યારે આ રોગ ઉપર મને Digoxine

Diomox, T. C. F. Vitamin B Complex, Forte Capsules તથા Mersalyl, B. D. H. (પેશાબનાં ઈંજેક્શન), Uni B 12 E Folic. Uni B Complexનાં ઈંજેક્શનો આપે છે. ડૉક્ટરના કહેવા પ્રમાણે હૃદયની અંદરનો વાલ્વ સંકોચાઈ ગયો છે. નાનપણમાં સંધિવા હશે તેથી આમ થયું છે ને ફેફસામાં પાણી ભરાય છે.

મને જરા પણ ઝડપથી ચાલતાં અથવા કામકાજ કરતાં સખત શ્વાસ ચડે છે જમણું પડખું ભારે રહે છે, ખભામાં સણકા મારી જાય છે ને દુખાવો રહે છે. શરીર નબળું અને ફિક્કું પડી ગયું છે. ઉંમર વર્ષ ૩૬ છે.

આ બધું લખવાનો હેતુ એ છે કે મારે પણ તમારા જેવો પ્રયોગ કરવો છે. પણ અમારા ડૉક્ટરને તમારો લેખ વંચાવી સલાહ લેતાં તેમણે ચોખ્ખી ના પાડેલી છે. આ રોગ અસાધ્ય છે તેમ તેમનું પણ કહેવું છે; તેથી આ દરદથી હું કંટાળી ગયો છું.

છેવટે એટલું જ લખવાનું કે આપના દરદનાં જે ચિહ્નો હતાં તેવાં જ ચિહ્નો મને પણ છે. દવા પણ મળતી આવે છે. માત્ર રોગના નામ વચ્ચે જરા ફરક પડે છે. અમારા ડૉક્ટર પ્રયોગ કરવાની ના પાડે છે. માટે તમારી જરા પણ જવાબદારી વગર હું કરી શકું કે નહીં તે મને લખશો તો તમારો ઉપકાર માનીશ.

તેમના પત્ર પરથી મેં તેમને મારી જાણ મુજબની હકીકત લખી. તે પરથી તેમણે પ્રયોગ શરૂ કર્યો. વચ્ચે પત્ર લખી પૂછવા જેવું લાગ્યું તે મને પૂછ્યું. હું જાણતો હતો તે મેં જણાવ્યું. દિવસે દિવસે તેમને ફાયદો જણાયો માલિસથી શરૂ કર્યું. પછી પેશાબ પીવા માંડ્યો. તેથી તેમને ઝાડા થયા. પેશાબની છૂટ થવા માંડી એટલે ઉપવાસ પણ શરૂ કર્યા. છેવટે તેમણે મને ઑગસ્ટ માસમાં જણાવ્યું કે, "મને ઘણો આરામ થઈ ગયો. શરીરે સ્ફૂર્તિ આવી છે. શક્તિ વધી છે. ઑફિસે રોજ જાઉં છું. ઓળખીતા બધા મને કહે છે તમારું

શરીર ઘણું સારું થયું. છતાં હું હજી ઑફિસ જતાં ઢાળ કે થોડી ચઢવાની હોય છે તે ઉતાવળે ચઢું છું ત્યારે થોડો થોડો શ્વાસ ચઢે છે.” તે ભાઈને તે દિવ્ય ઝરણનું રોજનું સેવન કરવાનું મેં જણાવ્યું અને વીનવ્યા કે, તમે હમણાં તાજી બીમારીમાંથી ઊઠયા તેમ તમારું હૃદય પણ તાજી બીમારીમાંથી સાજું થયું હશે. તેના પર આકરી કસોટી કરી તેને થકવશો નહીં. તમે તમારા હૃદયરોગથી છૂટયા તે બદલે તમને અભિનંદન. પણ હજી હું વૃદ્ધાવસ્થાને કારણે તમારા જેવા ઉપવાસ કરીને હૃદયરોગને નિર્મૂળ કરી શક્યો નથી.

ઉપરની હકીકત વાચક મિત્રને પૂરી વાંચવાથી કંટાળો આવે એવો ડર હોવા છતાં મેં વિગતે લખી છે; છતાં તે ભાઈએ પોતાના પ્રયોગની ઘણી વિગત લખી છે તે મેં લખી નથી. આ ચિકિત્સામાં જે વિધિ કરવાની હોય છે તે હજી મારી સખત સૂચનાઓ હોવા છતાં કોઈએ કરી નથી. ચોકસાઈથી પ્રયોગ થાય તો તેનું પરિણામ થોડા સમયમાં રોગની સંપૂર્ણ નાબૂદીમા આવી જાય એમ મને અનેકોના અનુભવો ઉપરથી ખાતરી થઈ છે. આપણને છેલ્લી બે પેઢીઓથી જેમ તેમ જિંદગી જીવવાની ટેવની ખાસિયત પડી ગઈ છે. તેવી જ કઢંગી ખાસિયત રોગની સારવાર વિષે પણ પડી છે. હાલની તબીબી પધ્ધતિમાં દાક્તર કે વૈદ પોતાના દરદીને લોકશાહીના સિદ્ધાન્તોને અનુસરીને પૂરેપૂરી સ્વતંત્રતા-સ્વચ્છંદે વર્તવાની છૂટ આપે છે અને એ રીતે આપણી સંયમશકિત ઘટી ગઈ છે. આ ચિકિત્સાની સારવાર જે જે લોકોએ લીધી છે તેમણે મને એમ જ કહ્યું કે, તમે ના કહો છો પણ અમે બીડી ચાલુ રાખી છે. શિખંડ ખાવાનો ચાલુ રાખ્યો છે તેમ જ માલિસમાં કે ઉપવાસમા પણ અનુકૂળતા પ્રમાણે વર્ત્યા છીએ, છતાં અમને તો પૂરો લાભ થયો છે. જ્યારે આ વાત કેટલાકો તરફથી મેં જાણી ત્યારે મને મારી જવાબદારી સમજાઈ. તે સાથે મૂળ દ્રવ્ય પેશાબ, તેની અમોઘ શકિત પણ સમજાઈ. અને ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાનનું કહેલું યાદ આવ્યું. આપણો કર્તવ્યધર્મ

બજાવવાનો અલ્પ પ્રયત્ન પણ અનેક મોટા ભયમાંથી આપણને બચાવે છે; તો પછી પુરો પ્રયત્ન કરવાથી આપણું કલ્યાણ કેમ ન થાય?

## ૨. અતિશય લોહીનું દબાણ

ગયા મે માસની આખરમાં અમદાવાદના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ શ્રી અતુલભાઈ શાહ મારી પાસે આવ્યા. હું તેમને પિછાણતો હતો. તેમણે મને પોતાના દુઃખની વાત કરી. તેમના પત્નીને ભારે લોહીનું દબાણ હતું. તેમણે તેની પીડાનું વર્ણન કરવા માંડ્યું. એ બહેનની ઉંમર ૪૫ વરસની પણ લોહીનું દબાણ ૨૭૦. એ બહેન જીવી શી રીતે શકે? મગજ ભમતું રહે. માથે સણકા નાખે. છ માસથી સહેજ પણ ઊંઘી શકાય નહીં. આખી રાત બૂમબરાડા અને દુઃખદ ચિત્કાર નાખ્યા કરે. ખવાય નહીં. મેં તે ભાઈને પુછ્યું કે, "દાક્તરની દવા તો કરી હશે ને?" તેમણે નિસાસો નાખતાં કહ્યું, "અરે શી વાત કરું! તેને સામાન્ય શરદી થયેલી તેને લીધે કોઈક વખતે તાવ પણ આવતો. ડોક્ટરે તે શરદી કાઢવાને ભારે ઈંજેક્શન આપ્યાં. સ્ટ્રેપ્ટોમાઈસીનનાં કોર્સ આપ્યા હશે બીજા ઈંજેક્શનો પણ આપ્યાં, પણ શરદી મટી નહીં. દિનપ્રતિદિન તેનું દુઃખ વધતું ગયું. શું દુઃખ છે તે જ અમને સમજાયું નહીં. એટલે એક સારા દાક્તરને બતાવી. તેમણે તપાસતાં લોહીનું દબાણ જોયું, અને એ તો હબકી ગયા! તેમણે પેલા ડોક્ટરને ઠપકાર્યા કે તમે શરદી માટે ઈંજેક્શન તો આપ્યાં કર્યાં; પણ લોહીનું દબાણ કોઈ દિવસ જોયું નહીં! આ તો ગજબ થઈ ગયો છે. આ બાઈ જીવે છે શી રીતે તે જ સમજાતું નથી. તેને લોહીનું દબાણ લગભગ ૨૭૦ છે આવા લોહીના દબાણવાળો દરદી જીવી શકે એ જ નવાઈની વાત છે. લોહીનું દબાણ ઓછું થાય તો સમજણ પડે. એટલે શરદી કે તાવ એક બાજુ રહ્યાં અને લોહીનું દબાણ ઉતારવાનો પ્રયત્ન થવા માંડ્યો."

આગળ વાત કરતાં ભાઈ અનુભાઈએ દુ:ખી દિલથી વર્ણવ્યું કે લોહીનું દબાણ ઊતારવાના અથાગ પ્રયત્ન કર્યા. આજ સુધી ઓછામાં ઓછાં એક હજાર ઈંજેકશનો તેને આપ્યાં હશે પણ કાંઈ વળ્યું નહીં. એટલે નિષ્ણાત ડૉકટરોએ એવું નક્કી કર્યું કે, ઓપરેશન કરી શરીરના મધ્ય ભાગના જ્ઞાનતંતુ કાઢી નાખવામાં આવે તોપણ ચાળીસ ટકા આશા રખાય કે લોહીનું દબાણ ઓછું થાય અને ૬૦ ટકા આશા અમે ના આપીએ. છેવટે તે પણ સ્વીકાર્યું. વાડીલાલ હોસ્પિટલમાં ઓપરેશન થયું. છ કલાક ઓપરેશન ચાલ્યું - અને એક બાજુના જ્ઞાનતંતુઓ કાઢી નાખ્યા. તે ઓપરેશન રુઝાતાં પંદર દિવસ પછી બીજી બાજુનું ઓપરેશન કરી તે બાજુના જ્ઞાનતંતુઓ કાઢી નાખ્યા. ઓપરેશન રુઝાયું. પણ લોહીનું દબાણ ૨૪૦થી નીચે ઊતર્યું નહીં અને તે પણ દરરોજનું દબાણ નહીં વધવાની ટીકડીઓ આપીએ તો ૨૪૦ રહે ટીકડીઓ ન આપીએ તો ૨૬૦ થાય. આટલા સુધારાથી કાંઈ દરદીને બીજું દરદ ઓછું થયું નહીં. શરીરના સણકા, ચક્કર આવવાં, અનિદ્રા અને ખોરાક ખવાય નહીં. બૂમબરાડા અને ચિત્કાર તો હતા તે જ રહ્યા."

તેઓએ પોતાની વાતચીત દરમ્યાન એટલે સુધી કહી નાખ્યું કે "હું તો તેને મરી ગયેલી જ માનું છું; નાહક રિબાય છે અને તેની રિબામણીને કારણે અમે ઘરમાં કોઈ ઊંઘી શકતાં નથી અને દુ:ખી થઈએ છીએ."

છેવટે મૂત્રપ્રયોગ અજમાવવાનો નિર્ણય કર્યો. પેલા બહેનને પેશાબ પણ બહુ થોડો થાય. ઉપવાસમાં પેશાબનો જથ્થો ઓછો હોય તો તેમાંનાં પૌષ્ટિક ક્ષારો દરદીઓને ઓછા મળવાથી અશક્તિ વધે. જેમ વધારે પેશાબ પાવામાં આવે તેમ શરીરને વધારે પોષણ મળે અને વહેલો આરામ થાય એટલે આ ભાઈએ પોતે દૂધ પર રહીને પોતાનો પેશાબ બહેનના માલિસ માટે વાપરવા માંડયો. અને બહેનનો પોતાનો પેશાબ પાવા માંડયો. આમ તો તે બહેન કાંઈ

ખાઈ શકતાં નહોતાં. દૂધ સરખું પણ પેટમાં ટકે નહીં. પણ પહેલા દશ દિવસમાં આખા શરીરના માલિસથી લોહીનું દબાણ ૨૪૦થી ૨૨૫ ઉપર આવ્યું, ૭ માસની સતત અનિદ્રા પછી બે ચાર કલાકની ઊંઘ આવવા માંડી અને દૂધ પેટમાં ટકવા માંડયું. બીજા દસ દિવસમાં શરીરમાં કોઈ જાતનો દુખાવો રહ્યો નહીં, લોહીનું દબાણ ૨૦૦ સુધી ઊતર્યું. તે બહેનને ભારે રાહત થવા માંડી. બેઠું થવાય, તકિયે બેસી રહેવાય; ઝાડા વાટે ખૂબ મળ નીકળવા માંડયો. અને રાત્રે ને દિવસે ઊંઘ સારી રીતે આવવા માંડી. દુઃખને કારણે થતા બૂમબરાડા તો બંધ થઈ જ ગયાં.

૭ અઠવાડિયાંને અંતે લોહીનું દબાણ ૧૫૦ પર આવ્યું. જુઓ — આ છે મૂત્રપ્રયોગનો અદ્ભૂત ચમત્કાર!

## ૨

# ક્ષયરોગ

## ફેફસાનો ક્ષય

હવે મારે બહુ હેવાલો આપવા નથી. છતાં અચાનક પ્રભુ ઈચ્છાથી નહી ધારેલી રીતે એવા વિશ્વાસપાત્ર અને વજનદાર હેવાલ આવતા જાય છે કે હવે આ પુસ્તકને સમેટી લેવાની ઈચ્છા હોવા છતા તે હેવાલો લેવા લલચાઉં છુ. વાચક મિત્રોએ જોયુ હશે કે મે પ્રચાર કર્યો નથી. મને કાઈ નાનો સરખો અનુભવ થયો, તે લખીને કાંઈ હુ બેસી રહ્યો છું. પણ મને જે દૈવી ઠ્વ્યોનો અનુભવ થયો તેનામાં એવી શક્તિ છે કે જેણે મારા વખાણ વાચીને તેનો સંપર્ક સાધ્યો તેને તુરત તેના પ્રભાવનો અનુભવ થયો. અને તે તેઓ મને કહી ગયા. વળી મારા અનુભવ પહેલાં જેણે આ શક્તિનો લાભ લીધો હશે છતાં આજ સુધી મૂગાં રહેલા તેઓ પણ મને પોતાની વાત કહી ગયા. આમ મારી પાસે સારી એવી સામગ્રી આવી પડી. એમા જ પ્રભુની શુભેચ્છા ઓતપ્રોત ભરી છે. એ ઈચ્છાને આધિન થઈ અમદાવાદમા હોમિયાપેથ દાક્તર તરીકે ધધો કરતા **શ્રી. ગુણનિધિ જે. ભટ્ટ** (ફ્રૉન્ડીઝ બ્રિજ પાસે ગાધમાર્ગ) તેમણે મૂત્રચિકિત્સાના ઉપચારથી બે અસાધ્ય ગણાયેલા ક્ષયના દરદીઓની તેમના દરદમાથી મુક્તિ અપાવી તેના હેવાલ મને તે લેખિત પત્રરૂપે તા. ૧૩-૧૧-'૫૮ ના રોજ આપી ગયા છે. હેવાલમા દરદીની સારવાર શાસ્ત્રીય ઢબે કરેલી છે અને તેમા ચોકસાઈ છે એટલે આપણને તે વધારે રસપ્રદ લાગશે.

પહેલો કેસ: ધ. ન. મહેતા, ઉંમર વર્ષ ૨૫, સાંકડીશેરી, અમદાવાદ. જુવાન કુંવારો છોકરો હું પ્રથમ તેને જોવા ગયો ત્યારે તે લગભગ પથારીવશ હતો. આશરે ડઝનેક પ્રચલિત ધંધાદારી દાક્તરોએ તે જુવાનની ક્ષયના દરદી તરીકે સારવાર કરી હતી અને તેઓએ આ કેસને અસાધ્ય જેવો ગણ્યો હતો.

આ દરદીને લોહીની ઊલટીઓ તથા અવારનવાર ઝાડા થતા હતા. તેમ જ ઉધરસ તથા તાવ ૧૦૦ થી ૧૦૧ ડિગ્રી ચાલુ જ રહ્યા કરતો. કોઈ પણ ખોરાક માફક આવતો નહીં તેમ ખાધેલું પચતું પણ નહીં. શરીર હાડપિંજર થઈ ગયેલું. જરા પણ હરવા-ફરવાથી શ્વાસ ચડી જતો હતો.

આવી સ્થિતિની શરૂઆતમાં મેં હોમિયોપથીની આશરે ત્રણથી ચાર માસ દવા કરી. અને તેથી ઘણી રાહત મળી. આ બાદ ફરી બે મહિના બાદ દરદીએ મને બોલાવ્યો. જોયું કે તેને રાહત મળેલી પણ દરદ તો શિલું જ હતું. મને લાગ્યું કે હોમિયોપથીની સારવારથી સુધારો થવામાં જોકે એક પૈસો પણ ખર્ચ નહોતો; છતા બહુ લાંબો વખત થશે અને વળી દરદીની ચાલુ ગંભીર સ્થિતિ જોતાં ઝડપી અને અસરકારક ઉપાય લેવાની જરૂર મને લાગી. આ કારણે મેં તેમને સમજાવી સવારે એક ઔંશ તેમનો પેશાબ પીવા જણાવ્યું. આ પેશાબ સવારના નવ વાગ્યાના અરસાનો લે તો તેની ગંધ અને સ્વાદમાં રાહત રહે. સાથે સાથે હરેક રાત્રે સૂતા પહેલાં પેશાબથી શરીર પર ખૂબ માલિસ કરીને સૂઈ જવું. સવારે ઊઠીને ગરમ પાણીથી નાહી લેવું. આ મુજબ કરતાં પહેલે દિવસથી જ ઝાડા, તાવ, પાચનશક્તિમાં, લોહીની ઊલટી તથા અશક્તિમાં ધીમો છતાં સતત એકધારો ફાયદો થતો લાગ્યો. પહેલાં બહુ ઝાડા થવાને કારણે દરદીનું વજન ૮૦ રતલ પર આવી ગયેલું જે આ ઉપચારના બે મહિનાની મુદતમાં ૧૦૦ રતલ પર આવ્યું. ઘરમાં પણ પરાણે ફરી શકે તેવો તે અશક્ત દરદી ત્રણ

માસની પેશાબની માગવાગથી સમનાથ મહાદેવ જેટલે તેમના ઘરથી એક માઈલ સળંગ જઈ તથા આવી શકતા હતા. ચહેરો, સ્ફૂર્તિ, રૂપ, રંગ, સ્વભાવ વગેરે બધામાં અજબ ફેરફાર, સુધારો થયો અને હવે કોઈ તેમને એવું ન કહી શકે કે આ ભાઈ ગંભીર બીમારી ભોગવી ચૂકયા હશે. પહેલેથી જ પચે એવો સાદો અને પથ્ય ખોરાક ખાવાની છૂટ આપી હતી કારણ કે આ દરદીને ઉપવાસ કરાવવામાં મને ભારે જોખમ લાગેલું.

દરદીને દર વખતે ફકત એક જ ઔંસ પેશાબ દિવસમાં ત્રણ વખત પીવાને આપવામાં આવતો હતો અને પેશાબથી સારી રીતે માલિસ કરવાનો મારો સતત આગ્રહ રહેતો, કારણકે પીવા કરતાં માલિસ સારી રીતે પદ્ધતિસર કરવાનું મને મૂત્રચિકિત્સામાં વિશેષ અગત્યનું લાગ્યું છે. મારી માન્યતા મુજબ ચામડી શરીરના બધા જ અવયવોનું વધારે પડતું કામ ઉપાડી લે છે. શરીરનો કચરો કાઢીને સાફ રાખવાનું તથા તેને પોષણ આપવાનું એમ બંને તે કરે છે. અને તે સિવાય બીજા અનેક કામો તે બજાવતી હોવાથી પેશાબના માલિસથી તેના બધા કામમાં મદદ મળે છે અને માલિસથી આખા શરીરના અવયવોને પોષણ સાથે રક્ષણનો ધાર્યો લાભ ચામડીને મળે છે. ચામડીના કોઈ પણ રોગો દૂર કરી તેને અતિ તેજસ્વી અને તંદુરસ્ત બનાવે છે.

## ૨. હાડકાનો ક્ષય

બીજો કેસ એક છોકરી કુમારી ક. ૨ શાહ, ઉમર વર્ષ ૧૭, માણેકચોક, અમદાવાદ. આ છોકરી પથારીવશ હતી. પાસું ફેરવી શકાતું નહોતું. એક પ્યાલો ચા પીવા પણ ના પાડતી. તેને ડાબે સાથળે મોટા જામફળ જેવડું મોટું ગૂમડું પાકી ગયેલું અને બીજા ડોકટરોએ આ કેસ મારે ત્યાં મોકલી આપ્યો હતો. મેં હોમિયોપથીક દવા આપીને એ ગૂમડું એક જ દિવસમાં ફોડી નાખ્યું અને તેમાંથી એક શેર પરુ નીકળ્યું. આટલું બધું પરુ નીકળવાથી

ઘણા દિવસના દર્દથી પીડાતી અને ઉજાગરા વેઠતી છોડી તે દિવસે નિરાંતે ઊંઘી. મેં થોડા દિવસ હોમિયોપથીની દવા કરી. પણ તેથી મને દરદીમાં જોઈતો સુધારો જણાયો નહીં. તાવ, ઉધરસ, અશક્તિ વગેરે ચાલુ હતાં અને કેટલાયે દિવસો સુધી પરુની ધાર ઝમતી બંધ પડી નહીં. દરદી છોકરી ભાગ્યે જ અઠવાડિયું જીવી શકે એવી સ્થિતિમાં હતી. સારવાર માટે હવે એક પણ પૈસો ખર્ચી શકાય તેવી સ્થિતિ તેની ન હતી. એટલે મારે મૂત્રચિકિત્સાનો આશરો લેવો પડયો.

દરેક વખતે એક એક ઔંસ એમ દિવસમાં ત્રણ વાર દરદીનો પોતાનો પેશાબ તેને પાવામાં આવતો હતો સાદો અને પચે એવો પથ્ય ખોરાક ખાવાની છૂટ રાખી હતી. છતાં દરદીએ એક કમ્પાઉન્ડરને ભલામણ કરી અને પેશાબનાં પોતાં ગૂમડાં પર મૂકવાનું શરૂ કર્યું. ત્યાં પેશાબથી માલિસ કરવાનું બની શક્યું નહિ. સારવાર પછી ત્રીજે દિવસે પરું બંધ થઈ ગયું. દરદીએ કાંઈક ખાવાની રુચિ બતાવી. છઠ્ઠે દિવસે દરદીએ બે વાર ખાવાનું માગવાનું શરૂ કર્યું અને ઊઠ-બેસ કરવા માંડી. નવમે દિવસે ત્રણ વખત ખાવા જોઈએ જ. એટલા સુધી નીચે ઊતરી દરદીએ ફરવા માંડયું. બારમે દિવસે વધુ ખાવાનું માંગવા માંડયું પણ ના પાડવી પડી પંદર દિવસ બાદ પેશાબ પાવાનો બંધ કર્યો. દરદી બહાર ફરી શકે તેવી સ્થિતિમાં આવી. આમ પંદર દિવસમાં દરદી ઉપર પ્રમાણેની સામાન્ય સારવારથી તંદુરસ્ત સ્થિતિમાં આવી ગઈ. રૂપ, રંગ આકાર ભૂખ, તરસ, બુદ્ધિ સ્વભાવ, વજન, સ્ફૂર્તિ વગેરે તેની ઉંમર પ્રમાણે તેને પાછાં પ્રાપ્ત થયાં. આજે છ મહિના બાદ પણ ગમે તેટલો શ્રમ તે લે છે પણ તેમાં હરકત આવતી નથી.

ઉપરનો કેસ હું હાડકાના ક્ષયનો ગણું છું. બધાં ચિહ્નો તેવાં હતાં. તેની માને પણ હાડકાંનો ક્ષય હતો. સાથળનું હાડકું સડતું હતું. તે બે હજાર રૂપિયાના ખર્ચે એક વર્ષ બાદ હરીફરી શકે

તેવી સ્થિતિમાં આવી હતી. છતાં જોઈતો શ્રમ લઈ શકતી નહોતી. આ સારવાર તેણે કોઈ હોસ્પિટલમાં લીધી હતી.

આમ સામાન્ય જનતાને સમજાય તેવી રીતે આ કષ્ટસાધ્ય ગંભીર ગણાતા બંને કેસો સાદી રીતે રજૂ કર્યા છે. આ બંને કેસોની સારવાર ૧૯૫૮ના ઉનાળામાં અને ચોમાસાના સાંધામાં મેં કરી હતી.

આ મૂત્રચિકિત્સાનો ઉપયોગ નીચેના સંજોગોમાં હું નાછૂટકે વાપરું છું, પણ એક વાત ચોક્કસ છે કે કોઈ પણ કેસમાં નિષ્ફળતા મળી નથી.

જ્યારે કોઈ દરદી નાજુક સ્થિતિમાં હોય, પાચનશક્તિ હોય જ નહીં, થોડા દિવસ જીવવાનો સંભવ હોય, શરીર હાડપિંજર જેવું થઈ ગયું હોય, તેની પાસે એક પૈસો પણ ખરચવાનો ન હોય છતાં અસરકારક, સચોટ અને ધાસ્તી વગરનો ચમત્કારિક ઈલાજ કરવાનો હોય ત્યારે આ ઈલાજનો આશરો હું લઉં છું. **અને ઈશ્વર ઈચ્છાથી તેમાં નિષ્ફળતા તો મળતી જ નથી.**

**પોતાનું ઝેર જો પોતાને પાછું આપવામાં આવે તો ઝેરથી ઝેરનું શમન થાય છે. તેવા હોમિયોપથીના સિદ્ધાંત અનુસાર પેશાબ કામ કરે છે અને શરીરમાં ઉપયોગમાં લેવાયા વિનાના કીમતી દ્રવ્ય પેશાબ મારફતે નીકળી જતાં હોવાથી પોષણના અભાવે શરીર દરેક રોગનું ભોગ સહેલાઈથી થાય છે. તેથી તે કીમતી દ્રવ્યો તે જ શરીરને પાછા આપવામાં આવે તો તે શરીરનું ઘણું જ સારું પોષણ થાય છે.** અને તેને કારણે દરેક અવયવ પોતાનું કામ નિયમિત અને વ્યવસ્થિત બજાવતો થવાથી શરીરની તંદુરસ્તી જળવાઈ રહે છે. આ રીતે પોષણનો અભાવ દૂર કરવાના બાયોકેમિકના સિદ્ધાંત અનુસાર કામ થતું હોવાથી મૂત્રચિકિત્સા બાયોકેમિક અને હોમિયોપથીક બંને સિદ્ધાંતો પ્રમાણે કામ આપી કષ્ટસાધ્ય દરદોને પણ નાબૂદ-

કરે છે અને કેટલાક અસાધ્ય ગણાતા કેસો સાધ્ય કોટિમાં લાવી મૂકે છે. મને જે અનુભવ થયો છે. તેથી મારું એ પ્રમાણે માનવું છે.

વળી દરદીએ કોઈ અનુભવીની દેખરેખ નીચે આ ચિકિત્સાની સારવાર લેવી જોઈએ. તેથી દરદીની રક્ષા થાય છે. અને અયોગ્ય રીતે તેમ જ બિનઅનુભવીને હાથે થતી હાની અટકી જવાથી આ મૂત્રચિકિત્સા બિનઅનુભવીઓને હાથે વગોવાશે નહીં તેમ જ આ લોકો વિના ખર્ચે પોતાની તંદુરસ્તી પાછી મેળવી શકશે.

દરદીની આર્થિક સ્થિતિ, બળાબળ, ઋતુ, ખાનપાન, રહેણીકરણી સ્વભાવ વગેરે લક્ષમાં લઈ આ પદ્ધતિથી કોઈ પણ કષ્ટ સાધ્ય ગણાતા રોગમાં સારા અનુભવીની દેખરેખ નીચે સારવાર કરવામાં આવે તો, મારા અનુભવે એકસોમાંથી ૯૫ દરદીઓના રોગો વધુમાં વધુ બેથી ત્રણ મહિનામાં નષ્ટ થાય છે તેમાં મને શંકા નથી

કેટલાક પ્રાચીન પુસ્તકોમાં અને કેટલાક અનુભવીઓ અને યોગીઓ, સાધકો આયુર્વેદના ઔષધના અનુપાન સાથે આ જીવતા જળનું સેવન કરે છે અને અનેકગણો આશ્ચર્યકારક લાભ તેમણે મેળવ્યા છે તે નક્કર હકીકત છે.

### ૩. ફેફસાંનો ક્ષય

આ પુસ્તકમાં ડૉ. ગુણનિધિ ભટ્ટે મૂત્રપ્રયોગથી ક્ષયના બે દરદીઓને રોગમુક્ત કર્યાની હકીકત છે. રોગીઓ પર દયા કરી સેવાભાવે તેમણે તે પ્રયોગ કરી જોયો અને તેમાં તે ફતેહમંદ થયા. પણ ક્ષયના દરદીએ આપમેળે, મૂત્રપ્રયોગથી પોતાનું દર્દ મટાડયું હોય એવો પ્રસંગ મારે જોઈતો હતો. અને આપોઆપ એવો પ્રયોગ કરી પોતાના ફેફસાંના ક્ષયનું દરદ મટાડયાની કહાણી તા. ૧૨–૧૩ માર્ચ ૧૯૬૦ની મૂત્રચિકિત્સા વિચારવિનિમય સભામાં કહેવા એક ભાઈ ઊભા થયા. તે પણ તેમણે ચોકસાઈથી કહી. તે સાંભળી સભાના પ્રમુખશ્રી પણ તાજુબ થયા. તેમણે તે ભાઈને એવી સૂચના કરી કે

તેમણે જે કહાણી કહી તે નિવેદનરૂપે ચોક્કસ લખી આપવી. અમદાવાદ પાસે નવા ગામના તે રહેવાસી છે. પોતે ખેતીનો ધંધો કરનાર છે. આ **રામભાઈ હીમાભાઈ પટેલે** પ્રમુખની સુચના મુજબ બે દિવસ પછી પોતાનું ફેફસાંના ક્ષયનું દરદ મૂત્રપ્રયોગથી શી રીતે મટાડયું તેનું નિવેદન વિગતે લખી ને પોતે ઘઉંના વાઢણીમાં રોકાયેલા એટલે બીજા સાથે મોકલ્યું જે હું શબ્દશઃ આપું છું:

"મને છેલ્લાં ચાર વર્ષથી ફેફસાંના ટી.બી. ની બિમારી શરૂ થયેલી. પહેલા વરસે તાવ અને ઉધરસ શરૂ થયાં. શરીર હાડપિંજર જેવું થઈ ગયું. ત્રણ ચાર મહિના સુધી દાક્તરની દવા લેવાથી સારું થયેલું જણાયું. સાત આઠ મહિના સારું રહ્યા પછી ફરીથી એ જ માહ મહિનામાં પાછાં તાવ અને ઉધરસ શરૂ થયાં. ફરીથી બીજા દાક્તરની દવા ત્રણ ચાર મહિના લીધા પછી આરામ થયેલો જણાયો અને દાક્તરે પણ કહ્યું કે હવે તમને બાર આની જેવો ફાયદો થઈ ગયો છે. પણ ચાર દિવસમા જ પાછું દર્દ ઉપડયું અને પછી તો એ જ દાક્તરે સલાહ આપી કે હવે તો તમારે ઓપરેશન કરાવી પાંસળીઓ કઢાવી નાખવી પડશે અને પણ કહ્યું કે ઓપરેશન કરાવ્યા વિના હવે દવાથી આરામ થાય તેમ નથી. તેથી તેની તજવીજ કરવા લાગ્યો.

પણ ઈશ્વરેચ્છા જુદી જ હશે. કારણ કે તે તજવીજ કરતા મારા એક સંબંધીને ત્યા હું ગયો. તેમને કુદરતી ઉપચારોમા મૂળથી જ ઘણી શ્રદ્ધા અને રાવજીકાકાના પરિચયથી મૂત્રચિકિત્સામા શ્રદ્ધા રાખતા થયેલા. તેમણે મને ઓપરેશન કરાવતા પહેલા મૂત્રચિકિત્સાનો પ્રયોગ કરવા પ્રોત્સાહન આપ્યુ. અને મેં પ્રયોગ શરૂ કર્યો.

ચૈત્ર વદ ૭ને શુભ દિવસે મેં પેશાબ ચોળવાની શરૂઆત કરી. એક અઠવાડિયા બાદ પીવાનું પણ શરૂ કર્યું. પંદરેક દિવસ પ્રયોગ કર્યા બાદ હું મુ. રાવજીકાકાને મળ્યા અને મારા પ્રયોગની માહિતી આપી. તેઓશ્રીએ મારા કેસમા સારો રસ લઇ કેટલાક સૂચનો કર્યા

અને ખાસ ભાર મૂકીને કહ્યું કે પ્રયોગ કરવો તો પુસ્તકમાં લખ્યા પ્રમાણે કરવો કે જેથી પ્રયોગને વિના કારણે વગોવવાનું ના થાય. મને તેઓશ્રીનું કહેવું વ્યાજબી લાગ્યું અને મેં પુસ્તકમાં લખ્યા પ્રમાણે પેશાબ પીવાનું અને ચોળવાનું રાખવા નિર્ણય કર્યો. પૂરા ત્રણ માસ પ્રયોગ કર્યા પછી મને મારા શરીરમાં ઘણો જ સુધારો થયેલો લાગ્યો. પ્રયોગ શરૂ કર્યો. ત્યારથી આજ અગિયાર મહિના સુધીમાં મારે બિલકુલ દાક્તરની કે દવાની જરૂર પડી નથી. ખોરાક પહેલાં કરતાં સારા પ્રમાણમાં લેવાય છે અને પચે છે. દસ્ત નિયમિત થાય છે. મારા ખેતીના ધંધાને કારણે બે ત્રણ વખત પલળેલો તો, પણ મને તેની ખોટી અસર બહુ જણાઈ નથી. કોઈ વખત થોડી ઉધરસ શરૂ થાય પણ તે આ જ પ્રયોગથી ત્રણ ચાર દિવસમાં મટી જાય. આમ, ચોમાસામાં ખેતી કામને કારણે પેશાબ ચોળવાનું છોડી દેવું પડેલું અને તદુપરાંત, વરસાદમાં કેટલીક વાર લાંબા સમય સુધી પલળતા રહેવું પડેલું, તેમ છતાંયે મારી તબિયત ફક્ત પેશાબના પ્રયોગને આધારે સારી રહી છે. છેલ્લા અગિયાર માસ પહેલાં પ્રયોગ શરૂ કર્યો ત્યારથી અત્યાર સુધીમાં બે વખત શરદી-ઉધરસ થયાં, પણ પ્રયોગ ચાલુ રાખવાથી બે ત્રણ દિવસમાં જ સારું થઈ ગયેલું. કદી દાક્તરની દવા લેવાની જરૂર પડી નથી. તેમ જ પથારીવશ પણ રહેવું પડ્યું નથી. આ પરિણામ મને ઘણું જ ઉત્સાહપ્રેરક લાગે છે. અને પેશાબના પ્રયોગની અસરકારકતામાં મને જરાયે શંકા નથી. તેથી લોકહિતાર્થે, મારી સાચી હકીકત રજૂ કરતાં મને ઘણો જ આનંદ થાય છે. સાથે સાથે આ પ્રયોગ કરી તેની અસરકારકતાને જનહિતાર્થે જાહેરમાં રજૂ કરી માનવ-મૂત્ર ચિકિત્સાનો, જે ભાઈઓએ–તેમાંયે મુખ્યત્વે મુરબ્બી શ્રી રાવજીકાકાએ, ઘૃણા પામેલી અને ભુલાયેલી સ્થિતિમાંથી પુનરુદ્ધાર કરવામાં જે મદદ કરી છે તે અમૂલ્ય છે. તે માટે તે સૌને માણસમાત્રના ધન્યવાદ મળશે. તેમને સૌને મારા ધન્યવાદ ને વંદન છે.

### ૪. ટી. બી.ની કેવિટી

**શ્રી બચુભાઈ ગીરધરલાલ શાહે,** (ડ઼ે. ગ ગાસદન, વિઠ્ઠલવાડી મારવે રોડ, મલાડ વેસ્ટ) સુરત મુકામે તા. ૧૫–૬–'૬૧ના રોજ ભરાયેલ વિચાર-વિનિમય સભામાં જાહેર કરવા માટે મોકલેલ તેમના તા. ૧૪–૬–'૬૧ના નિવેદનમાં નીચે મુજબ હકીકત જણાવી છે.

"વિ. વિ. સાથ લખવાનું કે મને નવેમ્બર ૧૯૫૯માં ટી. બી. નો એટેક (Attack) આવ્યો. ફેમિલી ડૉક્ટર પારખી શક્યા નહીં અને ડાબી બાજુ "કેવિટી" (cavity) પડી ગઈ. જમણી બાજુ પણ શરૂઆત થઈ, છેવટે "એક્સ-રે' (x-ray) મેં મારી જાતે પડાવ્યો તેમાંથી નિદાન થયું ઘાટકોપર સર્વોદય હૉસ્પિટલમાં દાખલ થયો. દરમ્યાન પૂ. બાપુજીએ (કુ વરજીભાઈ વિ. મહેતા) મને મૂત્ર પ્રયોગ ઉપર જવા માટે સૂચના કરી જેથી મેં તેમની ઉત્તમ આપની ચોપડી "મૂત્રપ્રયોગ" મ ગાવી અને હૉસ્પિટલમાંથી નીકળી તે પ્રયોગ ઉપર ચડયો. જેનાથી **મારી કેવિટી તદ્દન મટી** ગઈ. હમણા એક મહિના પહેલા બીજો "એક્સ-રે" (X ray) તથા લોહી તપાસાવ્યુ. તેનો રિપોર્ટ તદ્દન નેગેટિવ (Negative) આવ્યો છે. ખરો આભાર પૂ. બાપુજીનો તથા મારા માસા શ્રી કાલ્લાલાલ મકનજીભાઈનો છે, જેમની સલાહથી આ પ્રયોગ ઉપર ચડી મારી તબિયત બિલકુલ સારી થઈ ગઈ. પ્રયોગ ચાલુ જ રાખ્યો છે, અને આનંદી છુ. ચાલુ કાળમા મોંઘવારીને લીધે જ્યા પોતાનુ ઘરખર્ચ પણ નિભાવી ન શકાય તેમા આવા મોટા દર્દોમા ડૉક્ટરી ખર્ચ સાધારણ માણસ ક્યાથી ભોગવી શકે? આપે ખરેખર માનવની સેવા જ કરી છે. આવા નિર્દોષ પ્રયોગ મારફતે આવડી મોટી બીમારી મટી ગઈ તે તો ખૂબ જ કહેવાય. લાખોના આશીર્વાદ લેવાય તેટલી સુદર પુસ્તિકા છપાવી આપે જે જનસેવા કરી છે તે બદલ આપનો ક્યા શબ્દોમાં આભાર વર્ણવુ તે સમજાતું નથી પ્રભુ આપને સેવા કરવા લાંબુ આયુષ્ય અર્પે તેવી પ્રભુ પાસે પ્રાર્થના કરું છુ. . .

ૐ

# શરદી ખાંસી

## ઈચોસિનોફિલિયા

મારી ઇચ્છા હતી કે વૈદકીય વિષયમાં નિષ્ણાત હોય તેવા અને જીવનભર વૈદકીય ચિકિત્સામાં રચ્યાપચ્યા હોય એવા કોઈ અધિકારપુરઃસર લખી શકે તેવા પુરુષનો જાતપ્રયોગ હોય તો મારો આ પ્રયત્ન હું સંપૂર્ણ માનું. સુરત આયુર્વેદિક મહાવિદ્યાલયના આચાર્ય શ્રી બાપાલાલ ગરબડદાસ વૈદ્યને આ ચિકિત્સા અંગે પોતાનો અનુભવ લખી મોકલવા મેં વિનંતી કરેલી. તેમને તો સમાજસેવક તરીકે અનુભવ છે એટલે મૂત્રચિકિત્સાનો પ્રયોગ બીજા ઉપર કરવાને બદલે પોતા ઉપર તે પ્રયોગ કરીને જ જે પરિણામ આવે તેમને જણાવવાનો તેમણે સંકલ્પ કર્યો. તે પ્રમાણે અનુભવ કર્યો અને મને તા. ૨૦–૧૧–૫૮ ના રોજ મોકલ્યો. તે વાંચીને તેમાં પ્રભુની દયાનાં દર્શન મને થયાં; કારણ કે હજારો ગરીબ દરદીઓનાં દુઃખનિવારણનું ભાથું તેમાં છે. તેમણે પોતે લખેલો અહેવાલ–પોતાનો અનુભવ–શબ્દેશબ્દ નીચે આપું છું.

### 'મારી જાત પર પ્રયોગ'

'ઈચોસિનોફિલિયા' આ રોગનું નામ ઘણાના હોઠ પર રમતું થઈ ગયું છે. આ રોગમાં રક્તકણો ઓછા થાય છે. શ્વેતકણો વધે છે. શરદી, ખાંસી, અશક્તિ, અજીર્ણ વગેરે લક્ષણો જણાય છે. દરદીને જાણે દમ કેમ ન હોય, તેવો ભાસ ઘણી વખત થાય છે. લોહી તપાસતાં તુરત જ આ રોગ જણાય છે. અને આને માટે સોમલનાં ઈંજેક્શન કે સોમલની કોઈ મોં વાટે લેવાતી દવા અકસીર ગણાય છે. આ રોગ મને થયો હતો અને તેની ઓછીવત્તી અસર હજી મને સતાવ્યા

કરે છે. જોતજોતામાં નાકમાંથી પાણી ટપકવું, તેમાંથી કફ થવો અને પડવો, ભૂખ ઊડી જવી, ફીકાશ આવી જવી–આ બધું જોતજોતામાં મારામાં બને છે. શિયાળામાં ખાસ ભીતિ રહે છે. એટલે મને થયું કે લાવ હું મારી જાત ઉપર જ મૂત્રપ્રયોગ કરી જોઉં; અને મેં તા. ૧૫ ઑક્ટોબર ૧૯૫૮થી આ પ્રયોગ શરૂ કર્યો. અને તે આ લખું છું ત્યા સુધી ચાલુ જ છે અર્થાત્ આજે એક મહિનો અને પાંચ દિવસ પ્રયોગને થયા છે.

સવારમાં જાજરૂમાં જતી વખતે જે પેશાબ થાય તેમાથી શરૂઆતનો થોડો જવા દઈ બાકીનો પેશાબ સ્વચ્છ કાચના ગ્લાસમાં ઝીલી લઉં છું અને બહાર આવી હાથ, પગ, મો સાફ કરી બારપંદર તોલા જેટલું પી જાઉં છું. થોડું વધ્યું હોય છે તેનાથી મોં ઉપર ઘસું છું, કારણ કે મારા મુખ ઉપર અમુક જાતની કાલિમા મને લાગે છે. આ પછી દાતણ કરુ છું. આથી નથી આવતો કોઈ જાતનો ઓડકાર કે અણગમો. ગોમૂત્ર તો અમોએ દવામાં બહુ વાપર્યું છે અને હજીયે વાપરીએ છીએ. ગોમૂત્ર પીવા કરતાં મનુષ્યમૂત્ર પીવું હજાર દરજ્જે સારું છે. ગોમૂત્રની ગધ વળી તે તાજું મેળવવાની મુશ્કેલી, ઘણી વખતે તો ખાડામાં ભરાઈ રહેલું જ આવવાનો સંભવ. આ બધાં કરતાં પોતાનો પેશાબ સ્વચ્છતાની દૃષ્ટિએ ખૂબ સ્વચ્છ હોય છે. અને પીતા લગારેય કંટાળો આવતો નથી

આ પ્રયોગને પરિણામે આજ સુધી મને શરદી થઈ નથી ખાંસી થઈ નથી, દસ્ત સાફ આવે છે અને અંગમાં જોમ પણ સારું આવે છે. ભૂખ બિલકુલ લાગતી ન હતી તે પણ કઈંક ઠીક લાગે છે. શિયાળો મારો ખરાબ જતો તે હજુ સુધી સારો ગયે છે. આટલા વખતના પ્રયોગને અંતે મને શરીરમાં સારી શક્તિ લાગે છે. શરદી થઈ નથી એ એક મોટામા મોટો લાભ છે.

એટલે હું તો શરદી અને અને કફવાળાને આ પ્રયોગ અજમાવવા ખાસ ભલામણ કરું છું.

લોકોમાં માનવમૂત્ર સામે એક જાતની સુગ અને ચીડ ભરાઈ ગયેલી છે. ગોમૂત્ર પીએ, પરંતુ પોતાનું મૂત્ર નહીં પીએ. આ ચીડ-સૂગ-ભડક કાઢવાની જરૂર છે. **માનવમૂત્ર ખરેખર વિષઘ્ન અને રસાયન છે એમ સુશ્રુતે કહ્યું છે તે યથાર્થ છે.**

આજે ગુજરાતમાં શરદી અને કફ ખૂબ જોવામાં આવે છે. શ્રીમંતો ભલે દવાદારૂ પાછળ હજારો રૂપિયા ખર્ચે; પરંતુ **ગરીબો ધારે તો વગર પૈસાની આ દવાએ પોતાની ખાંસી, શરદી, દમ, વ. મટાડી શકે છે.**

મૂળ લેખકે તો લંઘન સાથે આ પ્રયોગ કરવા કહ્યું છે અજીર્ણ લાગે, શરીર ભારે લાગે, ભૂખ ન લાગતી હોય ત્યાં સુધી ઉપવાસ કરે તો સારું. ઉપવાસ ન કરાય તો ખોરાક થોડો કરી નાખીને પણ પેશાબ પીવો. સારો ફાયદો જરૂર થશે. પેશાબનો ખરો પ્રયોગ તો રાત-દિવસ કેવળ મૂત્ર પીવાનો છે એટલે બહુ અજીર્ણ અને અસાધ્ય કેસોમાં તો લંઘન સહિત મૂત્રપ્રયોગ કરવો જરૂરી છે. દરદ બહુ ન હોય તો સવારે એકાદ વખત ૧૦-૧૫ તોલા પેશાબ પી, હલકો ખોરાક ખાઈને પણ દરદી પ્રયોગ ચાલુ રાખશે તો જરૂર તેને લાભ થશે. કેન્સર વગેરે કેસોમાં લંઘન ન કરતાં સ્વલ્પ ખોરાક સાથે આ પ્રયોગ કરશે તો પણ ચાલશે. આવા ભયંકર રોગો પૂરેપૂરા નહીં મટે અને રાહત મળશે તોય ઓછું નથી.

મને તો લાગે છે કે, આ મૂત્રપ્રયોગ સૌ કોઈ કરી શકે. **એનાથી નુકસાન કોઈ જાતનું નથી એટલી ખાતરી આપું છું.** આ કોઈ **પ્રચારક લખી નથી રહ્યો** એક ચિકિત્સક **પૂરેપૂરી જોખમદારી સમજીને લખી રહ્યો છે.**

## ૨. બાબાની મોટી ઉધરસ

અમદાવાદ, રાજપુર, ગવર્મેન્ટ કોલોની, જી બ્લોકમાં રહેતા ભાઈ ચન્દ્રકાન્ત લ. ઉપાધ્યાય તેમની પત્નીને મૂત્રપ્રયોગ કરાવવા

સૂચનાઓ મેળવવા પ્રાચીન ચિકિત્સા કેન્દ્ર (મૂત્ર ચિકિત્સાલય) અમદાવાદમા આવેલા. કેન્દ્રના સંચાલક સાથેની વાતચીત દરમિયાન, તેમના બાબાને થયેલ મોટી ઉધરસ મૂત્રપ્રયોગથી જ મટેલી, તેમ જણાવેલું અને આના સમર્થનમાં તેમણે કેન્દ્રના સંચાલકને તા. ૩૧–૫–'૬૧ના રોજ નીચે મુજબ લખી સત્ય હકીકત જણાવી છે:

'વિ. જણાવવાનું કે મારા બાબાને બીજા વર્ષમાં હું જ્યારે સુરત નોકરી કરતો હતો, ત્યારે મોટી ઉધરસ થઈ હતી. ડૉક્ટરો તથા વૈદ્યોની દવાઓ પણ ચાલુ થઈ ગઈ હતી. તે દરમિયાન અમારાં બા મારે ત્યાં આવ્યાં હતાં અને તેમણે મારા બાબાને જ્યારે પેશાબ થતો ત્યારે પેશાબ તુરત હાથમાં લઈ તેને પિવડાવી દેતાં હતાં.

આ મુજબ પહેલાં કોઈ વખત સાધારણ ઉધરસ થતી તો પણ અમે તેને પેશાબ પિવડાવી દેતા અને તે મટી જતી.

ઉપર મુજબ બાબાને મારા બા તેનો તાજો જ નીકળેલો પેશાબ પાતાં હતાં અને **તેની ઉધરસમાં ફેર પડી ગયો અને મટી ગઈ હતી.** જે કેટલાંક ઈન્જેક્શન અને ગોળીઓથી ઉધરસ નોતી મટી તે **માનવમૂત્રથી મટી ગઈ હતી.**

આપનુ "માનવમૂત્ર"નુ પુસ્તક એક ભાઈ પાસેથી મેળવી વાચ્યું છું અને લાગે છે કે, ખરેખર **માનવમૂત્ર એક અજબ ઔષધિ છે.** મારા બાબા માટે તો તે ખરેખર અજબ ઔષધિ હતી અને તેની ઉધરસને લીધે બગડી ગયેલી તબિયત આપોઆપ સારી થઈ ગઈ હતી.

આપે આપેલ કોઢની સલાહ માટે આપનો ઋણી છું અને પ્રયોગ અજમાયશ મારાં બા અત્રે આવ્યા પછી કરીશ."

## ૩. બાબાની ઉધરસ અને શરદી

મારો પૌત્ર ચિ. પ્રશાંત જ્યારે જન્મ્યો ત્યારે ૪॥ રતલ વજનનો¹ હતો. બાળકનું સરેરાશ વજન ૭ રતલ હોય છે. જન્મ્યો ત્યારથી જ

ઉધરસ અને શરદી ચાલુ. એમ કહેવાય કે ડૉ અંકલેશ્વરિયાએ બહુ ચીવટથી ઇંજેક્શનો આપી આપી જિવાડ્યો. ત્યાર પછી તેને ત્રણ વર્ષનો થયો ત્યાં સુધી ટંડીમાં, તાપમાં કે વર્ષામાં શરદી અને કફ સાથે ઉધરસ રહ્યા જ કરે. અને પંદર દિવસ–મહિને દવા અને ઇંજેક્શન આપવાં પડે, શેક કરવો પડે તેમ જ ગરમ કપડાંમાં વીંટાળી રાખવો પડે. તેને દવા અને ઇંજેક્શનોને બદલે મૂત્ર પાવાથી આરામ થાય જ એવો વિશ્વાસ હોવા છતાં તે પીએ જ નહીં. "એ શૂ ન પીવાય" એમ કહી મોં અવળું કરી નાખે. તેની મરજી વિરુદ્ધ તેનું મૂત્ર ન પાવાની મેં સલાહ આપી, પણ પેશાબથી તેના શરીરે માલિસ કરવાની સૂચના મેં તેની માને આપી; અને તેણે તે પ્રમાણે નિયમિત અમલ કરવા માંડયો અને અનુભવ્યું કે છેલ્લા છ માસથી ગયા ચોમાસામાં ભરવરસાદ અને ચાલુ શરદીમાં પણ તેને શરદી કે ઉધરસ કે તાવ આવ્યો નથી. શરીર પણ સારું થયું છે. મેં તેને કહ્યું: "જો તારા શરીરે ઇન્દુમતી શૂ ચોપડે છે ત્યાર પછી તને ઉધરસ કે શરદી નથી થતી. પણ તું શૂ પીએ તો તને કોઈ રોગ થાય નહીં." ત્યારે તેણે કહ્યું: "મારા ભાઈબંધોને કહું છું કે મારા દાદા કહે કે ગમે તેવો રોગ હોય તો શૂ પીવાથી સારું થાય."

હું હસ્યો અને પૂછ્યું: "ત્યારે તું પોતે કેમ પીતો નથી?"

તેણે હસતાં હસતાં જવાબ આપ્યો કે, "એ તો બીજાને કહેવાય તો ખરું; પણ આપણાથી પિવાય ખરું?"

મેં કહ્યું: "હા જે બીજાને કહીએ તે પહેલાં પોતાએ તો કરવું જ જોઈએ ને? જો હું તને કહું છું તે પીઉં છું અને તે પછી જ તને કહું છું. જો, મારા હાથના આ પ્યાલામાં શું છે?" તેણે જોયું અને કહ્યું: "એ તો શૂ છે." જો તે હું પી જાઉં છું, કાંઈ ખોટું નથી. તને દવા પાય છે, તેના કરતાં સ્વાદ સારો છે. અને ગંધ પણ સારી છે." એમ કહી તેના

દેખતાં જ હું ચારેક ઔંશ પેશાબ પી ગયો તે તુરત ગયો તેની મા પાસેથી લોટો લીધો, તેમા પેશાબ કર્યો અને તેમાંથી એક ઘૂંટડો પી ગયો. તેની ભડક ભાંગી ગઈ. હું માનું છું કે હવે તેના સ્વાસ્થ્યનું સાધન તેણે મેળવી લીધુ.

ત્યાર પછી એક બે મિત્રોએ મને કહ્યુ કે મૂત્રના માલિસથી બાળલકવા પર અદ્ભુત અસર થાય છે બાળલકવા મટી જાય છે. તેમણે પોતાની માહિતી કહી પણ જ્યાં સુધી તેની ખાતરીપૂર્વકની માહિતી મારી પાસે ન આવે ત્યા સુધી હુ જાહેર કરવા માગતો નથી.

## ૪

## તાવ

### ફ્લ્યુ

આજકાલ ઈન્ફ્લુએન્ઝાનો ઉપદ્રવ બહુ થાય છે. તેના વાવરથી પ્રજામા સત્ત્વ હણાય છે અને લોકો દુઃખી દુ ખી થાય છે. તે દરદથી દરદીની શકિત હણાઈ જાય છે અને મહિનાઓ સુધી તેની માઠી અસર રહે છે. મૂત્રપ્રયોગની આ રોગ પર ચમત્કારિક અસર થાય છે તે અંગેની હકીકત ભારત સેવક સમાજના કાર્યાલય તરફથી અમદાવાદનાં દૈનિક છાપાંને જનહિતાર્થે પ્રસિદ્ધ કરવા મોકલેલી પણ કોઈએ પ્રસિદ્ધ નહીં કરેલી. ત્યાર બાદ મહેસાણા જિલ્લાના ડૉકટર **મનુભાઈ પટેલે** પોતાનું અનુભવસિદ્ધ નિવેદન ભારત સેવક સમાજના કાર્યાલયને મોકલ્યુ. તેની ટાઈપ નકલ કરાવીને બધા દૈનિક પત્રોને મોકલ્યું, તે પણ કોઈએ પ્રસિદ્ધ ન કર્યું.

જાહેરાત ખાતર ચાલતા દૈનિકપત્રોનુ આવુ વલણ હું સમજી શક્યો નહી છતાં આ વાત આમજનતા પાસે મૂકવી જોઈએ અને આ વાત તો પ્રજાના સ્થાયી હિતની છે એટલે કાયમ માટે પ્રજાની સામે

રહે એવા હેતુથી ડૉ. મનુભાઈનું અનુભવપૂર્ણ નિવેદન નીચે આપું છું:-

આ વર્ષે ફાટી નીકળેલા ફ્લ્યુના રોગ વિષે વિગતમાં ઊતરવું અસ્થાને છે; કારણ કે છેલ્લાં કેટલાંક વર્ષોથી આ રોગના હાઉથી આપણે લગભગ ટેવાઈ ગયા છીએ. સૌ પ્રથમ જ્યારે આ રોગ હિંદમાં ફાટી નીકળ્યો ત્યારે દર્દીઓ જેટલા ગભરાતા હતા તેના કરતાં ડૉક્ટરો વધુ ગભરાતા હતા. જ્યારે અત્યારે પરિસ્થિતિ એવી છે કે માત્ર દર્દીઓ ગભરાય છે અને ડૉક્ટરો એમની વૈધકીય ઢબે રોગની સારવાર શાંતિથી આપ્યે જ જાય છે.

ધંધે હું એક એલોપથિક ડૉક્ટર છું છતાં મારા ધંધામિત્રોની વિરુદ્ધ આ રીતે આ જાહેરમાં કહેલું કડવું સત્ય ઘણાઓને આકરું લાગશે, પરંતુ સત્યના ભોગે આ વસ્તુ છુપાવવી મને યોગ્ય લાગી નથી.

આ રોગમાં ડૉક્ટરો સમજ્યા વિના જ માત્ર ચિહ્નો પ્રમાણે જ સારવાર આપે છે. રોગના ચિહ્નો આ પ્રમાણે છે:

શરૂઆતમાં માથાનો દુખાવો, ત્યાર બાદ તાવ અને એકાદ દિવસ પછી સળેખમ વગેરે શરૂ થાય છે. ઉપરાંત આખા શરીરે દુખાવો થવાથી દર્દી તદ્દન અશક્ત બની જાય છે.

એલોપથીના અર્વાચીન ગુરુઓએ એક સ્થાપિત સારવાર મેડિકલ મુનિઓને આ રોગ માટે બતાવી છે જે આ પ્રમાણે છે:

સ્ટ્રેપ્ટો-પેનિસિલિનનાં ઈંજેક્શનો-એ પી. સી. ટીકડીઓ અને સલ્ફા ગ્રૂપની દવાઓ. આ સારવારથી અલબત્ત દર્દીનું દર્દ દબાઈ જાય છે, પરંતુ આથી હૃદય અને મૂત્રપિંડ પર એટલી બધી માઠી અસર થાય છે કે ઘણા દર્દીઓને આથી અનિદ્રા જેવા રોગો થાય છે.

એલોપથિક સારવારના અંધારા પ્રદેશમાં પ્રકાશ પહોંચાડવા માટે ઘણા પ્રકરણો લખવાં પડે જે અહીં અશક્ય છે. અત્યારે તો આ રોગના પ્રતિકારમાં સ્વમૂત્રચિકિત્સા કેટલો ભાગ ભજવે છે તે જ જણાવીશ.

'મારી પાસે ફ્લ્યુથી પીડાતા અનેક દર્દીઓ સારવાર માટે આવે છે. જેઓ મૂત્રચિકિત્સાની સારવાર લેવા માગતા ન હોય તેઓ મારાથી

નારાજ થઈ બીજા ડોક્ટરો પાસે ચાલ્યા જાય છે, જ્યારે ઘણાએ સારવાર હેઠળ રહેવાની તૈયારી બતાવી છે. મારો પોતાનો અનુભવ એ છે કે ઍલોપથિક સારવાર કરતાં મૂત્રચિકિત્સામાં મને પરિણામ ઘણું જ સારું જણાયું છે, એટલું જ નહીં, ઝડપી પણ જણાયું છે.

સને ૧૯૩૧માં જ્યારે હું આફ્રિકા હતો ત્યારે યુગાન્ડાનાં જંગલોમાં વસતા નેટીવોમાં આ રોગ ફેલાયેલો. ત્યારે આ રોગ માટે એ નેટીવો શું ઉપચાર કરે છે તેનો અભ્યાસ કરવા હું પણ જંગલોમાં ફરતો. ત્યાં મેં મારી અજાયબી વચ્ચે એ જાયું કે તેઓની સારવારના સહારા તરીકે ત્યાં થોડાક પ્રોટેસ્ટન્ટ પાદરીઓ હતા. જેઓ નેટીવોને મૂત્રચિકિત્સાનો પ્રયોગ કરાવતા. જેમાં તેમને સર્વાંગે સફળતા મળતી. ત્યારથી મને મૂત્રચિકિત્સા પ્રત્યે કંઈક શ્રદ્ધા ઉત્પન્ન થયેલી એટલું જ નહીં ત્યાંના માથાળુ પાદરીઓએ આ ચિકિત્સા પદ્ધતિ કેટલી વૈજ્ઞાનિક છે તેનો ખ્યાલ આપવા માટે મને એમણે આ વિષયનાં બે પુસ્તકો અભ્યાસ માટે પણ આપેલાં. સને ૧૯૪૨મા મિલિટરી સર્વિસ દરમિયાન મારી રેન્કના ઘણા યુરોપીયન ઑફિસરો પણ મૂત્રચિકિત્સા પદ્ધતિ ઘણાં દરદો માટે અપનાવતા.

**ફ્લ્યુમાં મૂત્રચિકિત્સા** આગળ જણાવી ગયો તે ચિહ્નો આપણને જણાય કે તરત જ ઉપવાસની શરૂઆત કરવી. બને તો ઉપવાસની શરૂઆત પહેલાં, નવશેકા પાણી અને પેશાબ બને મેળવી એકાદ એનિમા લઈ આંતરડાં સાફ કરવામાં આવે તો વધુ સારું. ઉપવાસને દિવસે મૂત્રચિકિત્સાનો પ્રયોગ શરૂ ન કરવો પરંતુ બીજા દિવસની સવારથી જ આ પ્રયોગ શરૂ કરવો, અને આખા દિવસનો બધો જ પેશાબ પી જવો. રાત્રે જે પેશાબ થાય તે સંઘરી રાખવો અને બીજે દિવસે સવારે તેને હલકે હાથે આખા શરીરે ચોળવો અને એકાદ કલાક બાદ નવશેકા પાણીથી સ્નાન કરી લેવું. આવા તદ્દન સાદા પ્રયોગથી ફ્લ્યુ જેવા ચેપી દર્દને માત્ર ૩–૪ દિવસોમાં સંપૂર્ણ રીતે મટાડી શકાય છે.

ભાઈ રણજિતભાઈએ ગઈ સાલના ઈન્ફ્લુએન્ઝાના હુમલા વખતે પેશાબથી કેટલાક કેસ મટાડ્યા હતા. એ તો હમેશ પેશાબના લોખંડી બખ્તર વડે 'ફ્લુ' કે મલેરિયા જેવા હુમલાથી પોતાના શરીરને પ્રથમથી જ સહીસલામત રાખતા; 'ફ્લુ' ના હુમલામાં તેમના એક ભત્રીજા દિલીપકુમાર ભારે સપડાયા. ભાઈ રણજિતભાઈને ખબર આપવામાં આવી. દરદી પાસે ગયા, જોઈ તપાસીને તેનો પોતાનો પેશાબ પીવાની સલાહ આપી. દરદીએ સલાહ માની અને પેશાબ પીધો. પેશાબ પીધા બાદ અડધા કલાકે તે દરદીને સખ્ત ઊલટી થઈ. ઊલટીમાં પીળો અને કાળાશ પડતો પદાર્થ નીકળી ગયો. પેટ અને છાતી હળવાં થઈ ગયાં અને 'ફ્લુ' ભાગી ગયો. બીજી વખત પેશાબ પીવાની જરૂર પડી નહીં.

આમ ભાઈ રણજિતભાઈએ તો આવા ઘણા દરદીઓને છાના છાના સાજા કર્યા છે.

## ૫

## દમ

### ૧. બાર વરસનો દમ

મેં સ્વાનુભવ તો કર્યો પણ તેટલું બસ નહોતું. મારી ઈંતેજારી તો એ છે કે મારા અનુભવનો લાભ ઘેર ઘેર લેવાય. ઘરની વૃદ્ધ દાદીઓ અને માતાઓ પોતાનાં નાનાંમોટાં છોકરાંનું શરીરસ્વાસ્થ્ય આ અમૂલ્ય સાધનથી સાચવી રાખતાં થઈ જાય. બધાં શરીર પ્રભુએ એક જ સરખાં તત્ત્વોથી બનાવેલાં છે અને તેના સ્વાસ્થ્ય માટે એક જ દ્રવ્ય તે જ શરીરમાં કુદરતે આપેલું છે, તો પછી તે દ્રવ્ય

શરીરના બધાય દોષોને નિવારવાને શક્તિમાન હોય જ. એટલે મને જે સ્વાનુભવ થયો તેવો જ સ્વાનુભવ જે જે તેનો પ્રયોગ કરે તે બધાને થવો જ જોઈએ, એવી મારા દિલમાં પ્રતીતિ થઈ. અલબત્ત કાંઈક અંશે પ્રકૃતિમાં કે દોષની ગંભીરતામાં વધુઓછું પ્રમાણ હોય તો તે પ્રયોગની રીતમાં, તેના સમયમાં અને તેથી થતી ક્રિયાપ્રક્રિયામાં તફાવત હોય; પણ પરિણામ તો એક જ હોય. છતાં એક વાત વિચારવા જેવી છે કે, કોઈએ એક સત્ય વસ્તુનો સ્વાનુભવ કર્યો તે પ્રમાણે તે જ સત્ય વસ્તુનો સર્વાનુભવ પણ ન થઈ શકે અને તેથી એમ કહેવું કે સત્યનો સ્વાનુભવ ન થયો માટે 'સત્ય' તત્ત્વ ખોટું છે તે યોગ્ય નથી. સત્યનો સ્વાનુભવ મહાત્મા ગાંધીજી જેવા સંત પુરુષોને થાય, આત્માના અમરત્વનો અનુભવ શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા પરમ જ્ઞાનીને થાય, તેવો અનુભવ સંસારમાં થોડા જ પુરુષોને પ્રાપ્ત થાય છે. આવા અનુભવ સર્વને થતા જ નથી; કારણ કે બધામાં એવી અધ્યાત્મ-શક્તિ હોતી નથી; તેને કાણે આવા અનુભવો સર્વાનુભવ ન જ બને. આમ માણસોની આધ્યાત્મિકતાની અને શ્રદ્ધાની ખામીને કારણે સત્ય અને આત્માના અમરત્વનો અનુભવ થાય નહી તો તેમાં સત્ય કે આત્માના અમરત્વની ખામી છે એવું માનવામાં અજ્ઞાનતા છે અને એવું માનનારની બુદ્ધિ ભ્રામક ગણાય. સંસારમાં કેટલાક કાર્ય એવાં હોય છે કે જે શ્રદ્ધાથી જ સિદ્ધ થઈ શકે. અલબત્ત જો વિજ્ઞાન તેની મદદમાં હોય તો કદાચ તે કાર્ય જલદી સિદ્ધ થાય એ વાત હું સ્વીકારી લઉં છું.

મૂત્રને શારીરિક સ્વાસ્થ્યના એક સંપૂર્ણ સાધન તરીકે સ્વીકારવામાં મારો એ જ મદાર છે. તે સંગીન પાયા પર જ મારી વિચારસરણીનો અને તેના પ્રયોગનો મહેલ ચણાયો છે. અંગ્રેજ લેખક સ્વ. જોન આર્મસ્ટ્રોંગે પણ પોતાના ધર્મપુસ્તક પ્રત્યેની શ્રદ્ધાનો જ મૂળે આશરો લીધો હતો અને તે જ શ્રદ્ધાના બળે હજારો દરદીઓને

રાહત આપી અને મૂત્રપ્રયોગના પ્રાબલ્યનાં દૃષ્ટાંત આપ્યાં છે. દુઃખ અને દર્દીમાં પગ રાખનાર અર્ધશ્રદ્ધાળુ, ધીરજ વગરના અને અસંયમી માણસોનું આ પ્રયોગમાં કામ નહીં. તેમણે કૃપા કરીને આ પ્રયોગ કરવો નહીં એવું હું વારંવાર કહું છું. 'સર્વાનુભવ જેનો થયો હોય તે જ સાચું' એ વિચાર કેવો ભ્રામક છે તે ઉપરની લીટીઓમાં જણાવીને હવે હું આગળ ધપીશ.

મારો આ પ્રયોગ કર્યા પછી બીજો પ્રયોગ કયાં કરવો, તેના વિચારમાં હું પડ્યો. 'આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય.' ઘરમાંના દરદીને મૂકીને હું બહાર દરદી શોધવા જાઉં તે યોગ્ય ન હતું, પ્રભુએ એવો મોકો પણ મને આપ્યો જેથી બીજો પ્રયોગ મારી પુત્રવધૂ માટે કર્યો. તેને છેલ્લાં બાર વરસથી દમનો વ્યાધિ હતો. ચોમાસું આવે અને વાદળાં ચઢી આવે એટલે તેની દુર્દશા બેસે. ચોમાસામાં અને શિયાળામાં તેનું દરદ અમાગથી જોયું જાય નહીં. ઘરનાં બધાંયે વારાફરતી તેની સારવારમાં બેસીએ. દમમાં છાતીએ અમૂંઝણ થાય ત્યારે તો અવધિ થાય. ઘણી દવાઓ કરી. સોમલનાં ઈન્જેક્શનો ઘણાં આપ્યાં. બીજાં ઈન્જેક્શનો, ટીકડીઓ અને શીશીઓનો પાર ન હતો. દોઢેક વરસ તો હોમિયોપથીની દવા કરી. આયુર્વેદ પણ અજમાવ્યો. પણ તેનું દરદ ગયું નહીં.

ગયા મે માસમાં તે મુંબઈ ગઈ. ત્યાંની ભેજવાળી હવાને કારણે ખરા તાપમાં પણ ત્યાં દમનાં ચિહ્નો જણાયાં. તા. ૭મી જૂન ૧૯૫૮ને રોજ તે અમદાવાદ આવી ત્યારે અમદાવાદમાં '૧૧૧°–૧૧૨°' ગરમી હતી. તેવા ગરમ દિવસોમાં અહીં તેને અસહ્ય દમ ઊપડ્યો. તા. ૯મીએ બપોરે તેને ભારે અમૂંઝણ થઈ. મને સૂઝી આવ્યું અને ચિ. શશિકાન્તને બોલાવી તેની પાસે તેની છાતી પર માલિસ કરાવ્યું. અર્ધા કલાકના મૂત્રના માલિસથી અમૂંઝણ શમી ગઈ; તુરત મેં નિશ્ચય કર્યો કે તા. ૧૦મીથી તેણે પ્રયોગ શરુ કરવો. ઘરમાં મારો પ્રયોગ ચાલેલો. અને તે પણ મારી સારવારમાં વારંવાર હાજર રહેતી એટલે તેની સૂગ ટળી ગઈ હતી. તા. ૧૦મી

જૂનથી તેનો પ્રયોગ શરૂ થયો. અહીં એક સ્પષ્ટતા કરવા માગું છું. પેશાબનું માલિસ કરવામાં ભાડૂતી માણસ બહુ અસરકારક નથી નીવડતા. તેમનામાં જડતા હોવાથી, ભલેને ગંદકીમાં રહે પણ પેશાબથી માલિસ કરવા માટે તૈયાર નથી હોતા અને કોઈ હોય તો પણ જેમ માલિસ કરનારની શક્તિનો સંચાર સામાના શરીરમાં થાય છે તેમ તેના હૈયાના હેતનો પણ સંચાર થાય, તો પરિણામ અદ્દભુત આવે છે. એક ભાઈએ મને પૂછ્યું કે મારી પત્નીને આ પ્રયોગ કરવો છે પણ તેને માલિસ કરનાર કોઈ બાઈ મળતી નથી. મેં તેમને કહ્યું, "પ્રભુએ તેમને તમારા જેવા ધણી આપ્યા છે ને? તમારા હાથપગનો વા તો ગયો છે. તમે જ માલિસ કરોને ? તમારા જેવું રસાળું માલિસ તેમને બીજું કોણ કરશે ?" અને તેમણે કરવા માંડ્યું. તેની અસર થયા વગર રહે ખરી કે? તો હેતુથી ચિ. શશિકાન્તને ધંધામાંથી સમય મેળવીને પણ તેની પત્નીની સારવારમાં રહેવાનું મેં કહ્યું અને તેણે તે સ્વીકારી લીધું.

સૌ. કુમુદને સૂગ નહોતી એટલે તા. ૧૦મીથી દરરોજ સવારમાં એક વખત પેશાબ પીવાનું શરૂ કર્યું અને તા. ૧૪મીથી ઉપવાસ શરૂ કર્યા. ઉપવાસ કેટલા કરવા પડશે તેની મને ખબર નહોતી. પણ મને ખાતરી હતી કે કુદરત એની અવધિ પણ બતાવશે. પેશાબ અને પાણી પર ઉપવાસ શરૂ કરવામાં મૂત્રપિંડ (કીડની) બરોબર કામ કરતી હોય અને પેશાબ જોઈતા પ્રમાણમાં થતો હોય તો પેશાબમાં પૌષ્ટિક તત્ત્વો હોવાથી ઉપવાસની નબળાઈ દાખવતી નથી; છતાંય તેની શક્તિ જાળવવાની ખાતર શરૂઆતના બે દિવસ સાંજ-સવાર ખજૂરનું પાણી આઠ આઠ ઔંસ મેં તેને આપ્યું. (મધુપ્રમેહના દરદવાળો આવો પ્રયોગ કરે તો તેને ખજૂરનું પાણી ન અપાય તેની નોંધ લેવી) તા. ૧૬ અને ૧૭ એ દિવસો દરરોજ તેને સાત આઠ ઝાડા થયા અને તેની મારફતે તેના પેટનો અને પેઢુનો અને આંતરડાંમાં રહેલો કફમિશ્રિત મળ નીકળી ગયો.

તા. ૧૭મી સાંજે ઝાડા આપોઆપ શમી ગયા. તા. ૧૮મીની સવારથી ઊલટીઓ થવા માંડી. ઊલટીઓમાં કફ અને ચીકણો પદાર્થ નીકળ્યો. થૂકદાનીઓ ભરાવા માંડી. જેમ જેમ ઊલટીઓ થાય તેમ તેમ શાંતિ થાય. તા. ૧૯મીની સાંજે ઊલટીઓ તેની મેળે શમી ગઈ. એમ બે દિવસની ઊલટીઓમાં છાતી, ફેફસાં અને પડખાનો કફ સાફ થયો. હવે શું થશે તેની શી ખબર? પણ ૨૦મીએ સવારે છીંકો શરૂ થઈ. છીંકો કેમ આવે? તે તો સળેખમની હોય. પણ તેણે મને કહ્યું કે સળેખમની છીંકો નાકમાંથી પાણી ઝરે. આ છીંકો કોરી આવે છે તેનું પરિણામ તુરત જ જણાયું. ગળાના ઉપરના ભાગમાં તાળો કે જૂનો કફ પડયો હશે તે છીંકોથી છૂટો પડી ગળા દ્વારા નીકળવા માંડયો. આખો દિવસ છીંકો રહી. તા. ૨૦મીએ છીંકો પણ આપોઆપ બંધ થઈ ગઈ. તા. ૨૧મીએ બપોરે મને સૌ. કુમુદે કહ્યું કે, 'કાકા, હવે મારું શરીર સારું થયું હોય એમ મને લાગે છે અને દમનું મૂળ ગયું. તમે કહો તો કાલે સવારે ઉપવાસ છોડું. ઉપવાસ છોડવા છતાં પણ હું લાંબી મુદત સુધી સવારે રોજ એક વખત પેશાબ લઈશ અને અઠવાડિયામાં એક દિવસ ઉપવાસ કરીશ એટલે નિર્ણય થવાશે.' મેં સંમતિ આપી. આઠ દિવસના ઉપવાસ કર્યા પછી તા. ૨૨મીએ સવારે તેણે ઉપવાસ છોડયા. સવારે ખજુરનું પાણી, બપોરે ચીકુ અને દાડમનો રસ તથા પપૈયું, સાંજે મગનું પાતળું પાણી, બે દિવસ પછી ફળ અને પ્રવાહી ખોરાક આપ્યા પછી તા. ૨૬મીના દિવસથી સાદા અને પથ્ય ખોરાક પર તે આવી ગઈ.

આ રીતે તેનો દમ ગયો. વજન ૧૪૦ થી ૧૨૦ પર આવ્યું પણ તે તો સારું લાગ્યું. શરીરમાં સ્ફૂર્તિ વધી છે. ચામડી તેજસ્વી થઈ છે. પ્રયોગ પછી તો અમદાવાદમાં ભારે વરસાદ પડયો. ગાજવીજ થઈ, અઠવાડિયા સુધી વાદળાંની ભીનાશ રહી અને તેવા વાતાવરણમાં પણ તે મોટરમાં ડાકોરની મુસાફરીએ જઈ આવી.

બહાર ફરવા તો દરરોજ જાય છે. અને ઉપવાસ છોડયા પછી બે ચોમાસાં ને બે શિયાળા વીતી ગયાં છતા દમનો હુમલો તેના પર થયો નથી. હવે તે નિર્ભય થઈ છે, છતા તે હુમલા સામે ફત્તેહ-મંદ જીત મેળવવાને તેની પાસે તેનું હથિયાર તૈયાર છે. કુદરતની આવી વાત છે. અને જગતભરની ફાર્મસીની દવાઓ શી રીતે પહોચી વળે? તેમા જગતભરના ડૉકટરોની ચાચ શી રીતે ખૂપી શકે? છેલ્લાં દશબાર વર્ષમાં સેંકડો ખર્ચ્યા અને હજારો ખર્ચાત છતાં તેની પીડામાંથી કોઈ કમી ન કરી શકત, તે પેશાબે દશ દિવસમાં કર્યું. આ કુદરતનો પ્રતાપ! તેના મહકારથી મ સાર સુખ-પ્રદ અને રમ્ય બને! તેની સામે બાખડી બાધવાથી સ સાર મરુ-ભૂમિ બને. હાલની તબીબી ચિકિત્સા સંસારને દિનપ્રતિદિન મરુ ભૂમિ બનાવી રહી છે. પ્રભુ તેનાથી આપણને બચાવે!

## ૨ મુંબઈગરો દમ

આ પુસ્તકની પ્રથમ બે આવૃત્તિમા દમની બીમારી મૂત્ર પ્રયોગથી નાબૂદ થઈ છે એવા દષ્ટાંત આપ્યા પછી મુંબઈગરા દમ માટે જુદું લખાણ લખવાની મને જરૂર નહોતી લાગી, પણ મારાં પુત્રવધૂનુ દમનુ દર્દ મૂત્રપ્રયોગથી ગયુ છે એની હકીકત સાંભળી મુંબઈમા રહેતા મારા એક દાકતર મિત્રે ઉદ્ગાર કાઢયા કે, "એમા શી નવાઈ? મુંબઈમા રહેતા આદમીને થયેનો દમ મૂત્રપ્રયોગથી મટે તો ખરું!" તેમની વાત સાચી છે. મુંબઈમા રહેતા દમના દરદીઓનો દમ અસાધ્ય થઈ પડયો છે ત્યાના ભેજ-વાળી હવાથી દમ થાય છે, તે પોષાય છે અને મૃત્યુ પર્યંત ઘર કરી બેસે છે.

આ દુઃખ દાકતર મિત્રે પોતે જોયેલુ—અને અનેક દવાઓથી પણ મટેલું નહી, એટલે તેમનો ઉપરનો ઉદ્ગાર સ્વાભાવિક હતો. આ અંગે મારે તો કંઈ પ્રયત્ન કરવાનો નહોતો, કર્યો પણ નહીં. હું આ બાબતમા નિરારંભી રહ્યો છું. જે કાઈ આવી પડે તે

સ્વીકારવું. કાંઈ પામવા પ્રયત્નશીલ ન થવું. એટલે હું તો નિશ્ચિંત બેઠો હતો. તેવામાં અચાનક મને સ્વપ્નેય ખ્યાલ નહીં એવો એક ઉત્સાહજનક પત્ર મારા પર આવ્યો, જે હું શબ્દેશબ્દ નીચે આપું છું. સંપૂર્ણ પત્ર આપવામાં થોડીક હકીકત બિનજરૂરી લાગે તો વાચક મિત્રો દરગુજર કરે. પણ પત્રની સ્વાભાવિકતા સચવાઈ રહે તેટલા માટે શબ્દેશબ્દ પત્ર ઉતારું છું.

મધુકર ગોપાળ દાતે,
ઈન્દુબાગ, નં. ૨, સનમિલ લેન,
લોઅર પરેલ, મુંબઈ ૧૩,
૧૩-૧૨-'૫૯

શ્રી. રા. રા. રાવજીભાઈ પટેલ,

સા. ન. વિ. વિ. મેં આપે છપાવેલ પુસ્તક 'માનવમૂત્ર' વાંચીને મારા દમ માટે આપે તેમાં બતાવ્યા પ્રમાણે આઠ દિવસના ઉપવાસ કરીને નવજીવન પ્રાપ્ત કર્યું, તે હકીકત આપને જણાવતાં અનહદ આનંદ થાય છે.

મારું નામ મધુકર ગોપાલ દાતે. હાલ મુ૦ મુંબઈ. જન્મ તથા અભ્યાસ સૌરાષ્ટ્રમાં, ભલગામ, અમરેલી. હાલ મારી ઉંમર ૪૫ વર્ષની છે. નાનપણથી જ કસરતનો વધારે શોખ. તેથી શારીરિક બાંધો બહુ જ મજબૂત. પણ જ્યારે હું પચીસ વર્ષનો નવજુવાન હતો, ત્યારે પણ કદાચ બપોરના એકાદ કલાક સૂતો, તો મને ઉધરસ આવે અને કફ સાથે જરા લોહી જતું, ત્યારે મેં તે તરફ દુર્લક્ષ કરેલું; પરંતુ કફ પ્રકૃતિ તો મને બચપણથી જ હતી એ મને યાદ હતું. પછી વધતાં વધતાં ઉધરસ ખૂબ વધી ગઈ અને ઘણા દેશી વિદેશી ઈલાજ કર્યા. છતાં ઉધરસ મટી નહીં. પણ તેનું રૂપાંતર દમમાં થયું અને, છેલ્લાં પાંચ સાત વરસમાં દમે તો મારો દમ જ કાઢી નાખ્યો. લગભગ બે હજાર રૂા. ખર્ચ કર્યા હશે. છતાં તે જવા તૈયાર નહીં. મારા ડૉક્ટરે પણ મારા માટે ઘણા

ઈલાજ કરેલા પણ દમ વધતો જ ગયો. અને છેવટે મને જણાવવામાં આવ્યું કે કોઈ પણ દેશે દમ મટાડવાની દવા હજી સુધી શોધી નથી. દમ બેસાડવાની જ દવાઓ મળે છે ત્યારે બહુ જ હતાશ થયો.

પછી તો હું બહુ જ પરેજીમાં રહેતો. અને છતાં દમે ભૂતની જેમ, ગમે તે વખતે એકદમ આવીને મને ત્રાસ આપવા માંડયો ત્યારે મને પછી તો રોજ એક જ ચિંતા થવા લાગી કે મારા જેવો અભાગી અને પાપી આ દુનિયામાં બીજો કોઈ નથી. અને એ હતાશાએ મને કાયમનો ઘેરી લીધો.

એ દરમ્યાનમાં મારા પ્રિય મિત્ર તથા પડોશી શ્રી ખેતશી માલશી આવલાએ આપે લખેલું પુસ્તક મારા હાથમાં મૂકયું, અને મને વાંચી જવા કહ્યું. હું તે એ વખત વાંચી ગયો અને મને વિશ્વાસ બેઠો. રોજ સવારમાં હું મારો પેશાબ એક વખત પી જતો. એક મહિના સુધી એમ કર્યું. પણ એનાથી મને કંઈ જ ફાયદો દેખાયો નહીં. હું થોડો નિરાશ થયો. પણ પછી નક્કી કર્યું કે, આ દિવસના ઉપવાસનો પ્રયોગ પૂર્ણ કરવો; કારણ કે તેમા જુલાબ ઊલટી, છીંકો વગેરે થાય જ એમ લખેલું. તેથી મને તે પ્રયોગ કર જવા માટે પ્રોત્સાહન થયું. મેં તા. ૧૮-૧૧-'૫૯થી પ્રયોગ શ કર્યો. આખા દિવસ અને રાતનો બધો પેશાબ પીતો. તેમ જ જૂને પેશાબ રાખેલો તે, મારી પત્ની રોજ ગરમ કરીને દિવસમાં બે વખત થઈને ત્રણ કલાક માલિસ કરતી. આમ બેચાર દિવસ થય પણ જુલાબનું નામ નહીં. તેથી હું ગભરાયો. છેવટે પાંચમે દિવ મેં કડવા લીમડાનાં પાન ઉકાળીને પછી તે પાણીનો એનિમ લીધો. પણ પેટમાથી તે પાણી સિવાય કંઈ જ ન નીકળ્યું. છત પ્રયોગ ચાલુ જ રાખ્યો. કીધું ઊલટીઓ તો થશે જ. પણ આ દિવસમાં ન તો ઝાડા થયા ન ઊલટી કે ન છીંક આવી! નવમે દિવસે એટલે તા.૨૬મી નવેમ્બરે મેં ઉપવાસ છોડયો. ઉપવાસ

પહેલાં મેં મારું વજન કરેલું ત્યારે ૧૩૫ હતું અને ઉપવાસ પછી તે ૧૧૬ પાઉંડ થયું.

હું તે જ દિવસે મારા કાયમના ડૉક્ટર પાસે ગયો. તેણે મારું આખું શરીર તપાસ્યું અને કહ્યું : "તારા શરીરમાં જરા પણ કફ નથી." મેં તેમને કહ્યું કે જોઈએ તો હું (ફેફસાંનો) ફોટો પડાવી આવું, પણ તેમણે મને ના કહી. કંઈ જરુર નથી. આજ દસ વરસ થયાં તેઓ મારો ઈલાજ કરતા હતા અને મારે માટે ખૂબ મહેનત લીધેલી. તે ખુશ થયા. મેં તેમને આ પ્રયોગ વિષે કહ્યું. તે જાણીને તે ખુશ થયા, અને કહ્યું : "બે ચાર મહિનામાં જો તમોને પાછો દમ ન થાય તો આપણે આ પ્રયોગ બીજાને પણ કરવાનું કહેશું."

મને તો પૂર્ણ વિશ્વાસ છે કે મને હવે કદી પણ દમ નહીં જ થાય. પરંતુ જુલાબ, ઊલટી, છીંક વગેરે ક્રિયા થયા સિવાય આ દમ ગયો તેથી શંકા રહે છે. તો આપ એ શંકાનું નિરાકરણ જરુર કરશો, એ પ્રાર્થના.

બીજું મારા શરીરને મેં ખાસ તાલીમ આપીને તૈયાર કરેલું પણ આ દમે તેને ઘણું જ હલકું કરી નાખેલું. પણ હવે હું રોજ પ્રાણાયામ, આસનો વગેરે કરીને પાછું મજબૂત બનાવી શકીશ, એમ મને પૂર્ણ ખાતરી છે. હવે આપ પણ મારા દમ જવા માટે કારણભૂત થયા તે બદલ આપનો અત્યંત આભાર માનું છું! પરમકૃપાળુ પરમેશ્વર વિષે શું કહેવાય, જેણે આ અમૂલ્ય દ્રવ્ય જે શરીરના દરેક રોગ માટે સર્વ પ્રાણીમાત્રને કાયમનું આપી રાખેલું છે. એની તો પ્રભુની લાખો કરામતો છે. જેમાંથી આપણને એકાદ માલુમ પડે તેમ પરમકૃપાળુ પાસે રોજ પ્રાર્થના કરું છું, અને ઈચ્છું છું કે મારો રોગ જેવી રીતે તેણે મટાડ્યો છે તે જ રીતે મારા તનમનને એવી રીતે તૈયાર કરે કે હું કાયમ ગરીબ માણસોની સેવા કર્યા જ કરું. અને તેનો બધો યશ તેમ

અર્પણ કરું એવી બુદ્ધિ મને આપે કે મને તે બાબતનું કદી જ અભિમાન ન થાય કે ન આળસ આવે. ઈશ્વરે ખરેખર આ દૈવી ચીજ આપેલી છે તેનો વિશ્વાસપૂર્વક ઈલાજ કરવાનું હવે હું ઘણા-ને સમજાવું છું તેઓમાના હજીકેટલાકને સુગ છે. જ્યારે કેટલાક અંધશ્રદ્ધાથી તેનો ઉપયોગ કરતાં ડરે છે ઈશ્વર તેમને સદ્બુદ્ધિ આપો. ઈશ્વર મને મારી જિંદગી ગરીબ માણસોની સારવારમાં, ઉપયોગમાં લેવરાવે એવી મારીરોજની અને બધાથી પહેલી માગણી છે. અને એ જ મારી મોટામાં મોટી અભિલાષા છે. મને આશા છે કે ઈશ્વર મારી અભિલાષા પૂર્ણ કરશે.

હવે ઉપવાસ દરમ્યાન મને ને મારા સ્નેહીઓ જોવા આવતા તે મને મારા ઉપવાસ પરથી, તેઓએ જોયેલા અને ઘણા વરસો પહેલાં સાંભળેલા અહેવાલો કહેતા. જેમાના કેટલાક આપની જાણ સારું લખી મોકલું છું

**પહેલો પ્રસંગ:** શ્રી જાધવ માસ્તર મારા સહાધ્યાયી છે. અને મારી ઉમરના જ છે. તેઓ જ્યારે આઠ દસ વરસના હતા ત્યારના એક પ્રસંગની તેમણે વાત કહી. એક ખૂબ જ મજબૂત બાંધાના સાધુ પુરુષ અમારા ગામમાં રહેતા હતા તેમના જેવુ શરીર બહુ જ થોડા માણસનુ આજે જોવામા આવે છે તેમના શરીરની તંદુરસ્તી અંગે તેમને કુતૂહલ થયું. અને જ્યારે પૂછ્યા વગર તેમનાથી ન રહેવાયુ ત્યારે જાણવા મળ્યુ કે તેઓની તંદુરસ્તી તેઓ પોતે પોતાનુ મૂત્ર નિયમિત પીતા હતા તેને આભારી હતી.

**બીજો એક પ્રસંગ** અમારી પડોશમા એક જૈન સાધુ આવેલા હંમેશા તેઓના ઉપવાસ ચાલુ જ હોય તેમની આકર્ષક કાંતિ અને તંદુરસ્તી અંગે પૂછવામા આવ્યુ ત્યારે જાણવા મળ્યું કે તેઓ ઉપવાસ દરમિયાન પોતાના જ મૂત્રનો પીવામા ઉપયોગ કરતા.

**ત્રીજો પ્રસંગ:** ઉત્તર પ્રદેશના એક ભૈયાજીનો છે. જ્યારે મેં મારા મૂત્રપ્રયોગની ચમત્કારિક અસર વિષે તેને વાત કરી ત્યારે તેની

પાસેથી જાણવા મળ્યું કે નાગા બાવાઓ પોતાનું જ મૂત્ર પીને પોતાની તંદુરસ્તી જાળવી રાખે છે, જેથી મારા પ્રયોગથી તેને કાંઈ નવાઈ ન લાગી.

મારા મિત્ર બાવકર પાસેથી એક 'દાદા' વિષે વાત જાણવા મળી. પચ્ચીસ વર્ષ પહેલાંની વાત છે. તે વખતે મારામારીમાં ચાકુનો ઉપયોગ ન હતો. પણ લાઠી કે ડાંગનો જ ઉપયોગ કરવામાં આવતો તેનું શરીર પણ દૃઢ અને મજબૂત હતું. આઠ દસ માણસોનો એકલે હાથે સામનો કરતો. માર ખાતો અને મારતો. પણ આશ્ચર્યની વાત તો એ છે કે તેના પર જે માર પડતો તેની કશી જ અસર તેને થઈ હોય તેમ લાગતું નહીં. તેને પૂછવાથી જાણવા મળ્યું કે માનવમૂત્રનો પ્રયોગ કેવળ આનો અકસીર ઉપાય છે. મૂત્ર પીધા બાદ અઠવાડિયામાં તો તેની તબિયત પહેલાંના જેવી જ તંદુરસ્ત જણાઈ આવતી.

આ બધા પ્રસંગો કેવળ આપની જાણ સારું લખી જણાવ્યા છે.

મારી બીજી વિનંતી છે કે હું એક વરસ પછી પંદરેક દિવસના ઉપવાસ કરવાનો વિચાર કરું છું તો તે બાબત આપ આપનો કીમતી અનુભવ મને લખીને સલાહ આપવા મહેરબાની કરશો. આપનો ફરી એક વાર અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

### ૩. ૧૫ વર્ષનો જૂનો દમ

ડૉ. નટવરલાલ બી. શાહ, એમ. બી. બી. એસ. હાસરા (જિ. ખેડા) એ પોતાને થયેલ ૧૫ વર્ષ જૂના દમના વ્યાધિ ઉપર મૂત્રપ્રયોગ કર્યો અને રોગમુક્ત થયા તે હકીકત એક પત્ર લખી તેમણે જણાવી છે જે અક્ષરશઃ નીચે મુજબ છે:—

પ્રતિ,
માનવમૂત્ર ચિકિત્સા મંડળ,
અમદાવાદ.

પ્રમુખ મહોદય,

મારા ખાસ મિત્ર ડૉ. છોટુભાઈ પટેલ—નવાગામ તરફથી મારી

જાણમાં આવ્યું છે કે તા. ૧૫–૬–'૬૧ના રોજ આપના મંડળની એક સભા સુરત આયુર્વેદિક કોલેજમાં શ્રીયુત બાપાલાલ વૈદ્યના પ્રમુખપણા નીચે ભરવાની છે.

તો આપના મંડળ સમક્ષ મારા પોતાની જાત ઉપર દમના દર્દ માટે કરેલા પ્રયોગનો અનુભવ લખી મોકલું છું.

મારી ઉંમર હાલ ૪૭ વર્ષની છે, મને પંદર વર્ષ થયાં દર સાલ ફક્ત ચોમાસામાં જ દમ થાય છે; હવામાં ભેજ થાય એટલે શરૂ થાય છે. આખું ચોમાસું વત્તાઓછા પ્રમાણમાં રહે છે, કેટલીક વખત તો દિવસો સુધી પથારીવશ પણ થઈ જવાય છે. અને વરસાદમાં બિલકુલ બહાર નીકળી શકાતું નથી. આ દમ માટે મેં અનેક પ્રકારની એલોપથી તથા આયુર્વેદિક દવાઓ તથા ઈન્જેક્શનો લીધેલાં છે. પરંતુ કાયમને માટે ફાયદો થયો નથી.

ગયા ચોમાસા પછી એટલે નવેમ્બર-ડિસેમ્બર ૧૯૬૦માં પણ ચોમાસુ બંધ થઈ ગયું છતાં દમની સાધારણ અસર રાત્રે રહ્યા કરતી હતી જેથી રાત્રે સૂતી વખતે તથા સવારે (Unidrinal) યુનીડ્રીનલની એક એક ગોળી લેવી પડતી હતી. જેનાથી રાહત હતી.

ડિસેમ્બર ૧૯૬૦મા તમારું "માનવમૂત્ર" ચિકિત્સાનું પુસ્તક મંગાવી તેનો અભ્યાસ કર્યો તથા બે ત્રણ મિત્રોની પ્રમાણિક અને ભરોસાપાત્ર સમજાવટથી પ્રેરાઈને મેં મારા માટે મારા પોતાના મૂત્રનો પ્રયોગ તા. ૩૧–૧૨–'૬૦ના રોજથી શરૂ કર્યો.

(૫) પ્રયોગ વખતે નડેલી શારીરિક તકલીફો:

૧. પ્રયોગના ત્રીજા દિવસથી ગૂમડા નીકળવાનાં શરૂ થયાં. ગૂમડાં ખાસ કરીને કમરની નીચેના ભાગમાં નીકળતાં હતાં જે લગભગ દોઢ માસ સુધી રહેલા જેને માટે મે કોઈ જાતની એલોપથિક કે આયુર્વેદિક દવા લીધી નથી. ફક્ત બહુ વેદના થાય તો મારા પોતાના

પેશાબમાં જ ૨ ભીંજાવીને પાટો બાંધતો જેનાથી રાહત રહેતી હતી.

૨. ઉપવાસ દરમિયાન એકાદ દિવસ સાધારણ બેચેની લાગેલી બાકી કોઈ મુશ્કેલી નહોતી લાગી.

૩. ઉપવાસ પછી બે દિવસ પપૈયું લીધેલું ત્યાર પછી તે જ દિવસે સાંજથી ગળામાં કંઈક ખૂચતું હોય તેમ તથા રાત્રે ઉધરસ આવવા લાગી. બીજા દિવસે વહેલી સવારમાં ઉધરસ તથા સાધારણ શ્વાસ શરૂ થયો. થોડો વખતમાં કફ છૂટી ગયા પછી રાહત થઈ ગઈ. આ પ્રમાણે બે દિવસ રાત્રે તથા સવારે તકલીફ થઈ. જરૂ વિચાર કરી પપૈયું લેવાનું બંધ કર્યું. જે દિવસથી પપૈયું બંધ કર્યું તે જ દિવસે સાંજથી ઉધરસ બંધ થઈ ગઈ તથા સવારે શ્વાસ પણ ચડ્યો નહીં.

ત્યાર પછી ખોરાક શરૂ કર્યો. પહેલા બે દિવસ ફક્ત સવારે જ રાબ જેવી ખીચડી લીધી તથા સાંજે ફક્ત દૂધ. ત્રીજે દિવસે સાંજે દૂધ સાથે બાજરીનો રોટલો (મોળિયું) લીધું. તે જ દિવસે રાત્રે પાછી ઉધરસ શરૂ થઈ. બીજે દિવસે વહેલી સવારે ત્રણ વાગ્યે ઉધરસ તથા શ્વાસ થયો જેથી પથારીમાંથી બેઠા થઈ જવું પડયું. બે એક કલાક પછી કફ છૂટો થઈ ગયા પછી સાધારણ રાહત અનુભવી. આ પ્રમાણે થવાથી બીજે દિવસે સાંજે દૂધ સાથે બાજરીનું મોળિયું (રોટલો) નહીં લેતાં ઘઉંની ભાખરી લીધી. આ પ્રમાણેના ફેરફારથી જ તે દિવસે રાત્રે ઉધરસ ઓછી થઈ ગઈ તથા સવારે બિલકુલ શ્વાસ પણ ચઢયો નહીં. જેથી સવારે હવે ખીચડી કે દાળ ને ભાત તથા સાંજે દૂધ સાથે ભાખરી લેવાનું રાખ્યું. ત્યારથી કોઈ પણ જાતની તકલીફ થઈ નથી.

હવે તો બધો જ ખોરાક લઉં છું. (જોકે મરચું તથા તળેલી ચીજો બંધ છે) ચોખા–હાથછડના લઉં છું.

ઉપર પ્રમાણેનો મારો અનુભવ છે જેથી મને લાગે છે કે દમના દર્દ માટે ઉપરનો પ્રયોગ, જરૂર ઘણો જ લાભદાયક છે. છતાં ખોરાકની બાબતમાં માણસની પ્રકૃતિને અનુરૂપ જુદો જુદો યોગ્ય ખોરાક

લેવાવો જોઈએ.

મારા ધારવા પ્રમાણે મારી પિત્તપ્રધાન પ્રકૃતિ હશે અને તેથી જ કદાચ પપૈયું તથા બાજરી માફક નહીં આવી હોય. જે હશે તે પણ મારો પોતાનો અનુભવ તો ઉપર પ્રમાણેનો છે.

તો આપનું મંડળ તેનો યોગ્ય વિચાર કરી તેને અનુરૂપ ભવિષ્યના દર્દીઓ માટેના પ્રયોગમાં પણ સહાયભૂત થાય તેવાં સૂચન કરશો એ જ આશા.

૪ જૂનો દમ

શિવરાવ ગણેશપંત પાંડે

અંતરગાંવ (મહારાષ્ટ્ર)

તા. ૨–૫–'૬૩

(૩–૬ પર આવેલા પત્ર પરથી)

કેટલાંક વર્ષોથી હું દમથી પીડાઉં છું.

(૧) મારું નામ શિવરાવ ગણેશપંત પાંડે. મારી ઉંમર અત્યારે ૫૮ વર્ષની છે. એક તદ્દન નાના ગામમાં રહું છું. અહીં દવાખાનું નથી કે બીજી કોઈ ઔષધિઓની સગવડ નથી. ગામમાં કોઈ મોટી બીમારીમાં સપડાય તો તેની બહુ જ કફોડી સ્થિતિ થાય છે.

સને ૧૯૨૮થી વરસાદના દિવસોમાં હું મેલેરિયા તાવથી દર સાલ મહિનો બે મહિના બીમાર રહેતો હતો. આ તાવ મટાડવા ક્વિનાઈન; મલેરિયા મિક્ષ્ચર, એટેબ્રીન, મેપાક્રીન, પેલ્યુડ્રીન વગેરે કેટલીય દવાઓ લઈ ચૂક્યો. આયુર્વેદિક દવાઓ પણ લીધેલી. હજી પણ વર્ષે બે વર્ષે મેલેરિયાનો હુમલો થઈ આવે છે. આ બીમારીથી મારું લીવર (Liver) બરાબર કામ કરતું નથી. પરિણામે ભૂખ લાગતી નથી. કમજોરી વધે છે, અને કોઈ કોઈ વાર ગ્લાનિ પણ થાય છે.

(૨) સને ૧૯૫૩માં પહેલી જ વાર મને શ્વાસોચ્છ્વાસમાં થોડી રુકાવટ યાને 'સફોકેશન' જેવું જણાયું. ૧૫-૧૬ વર્ષની મારી ઉંમરથી જ મને કસરત, દંડબેઠક, મગદળ ઘુમાવવા; દોડવું વગેરે વ્યાયામનો શોખ બહુ હતો. કોઈ કોઈ વાર હદઉપરાંત વ્યાયામ કરી નાંખતો. જ્યારે ઉપર જણાવેલો હુમલો મને પ્રથમ થયો ત્યારે લાગ્યું કે આ વધારે પડતા વ્યાયામનું માઠું પરિણામ છે શરીરમાં ખૂબ તાકાત હતી. વગર દવાદારૂએ બે ત્રણ દિવસ ઉપવાસ કરવાથી આ દર્દ જતું રહ્યું. ફરી એક બે વર્ષ પછી આ વ્યાધિનું જોર બહુ થયું. લગભગ બે માસ ઘરમાં પડી રહેવું પડયું. ત્યાર પછી વર્ષે બે વર્ષે આવી જાતનો હુમલો થવા લાગ્યો. અત્યારે આઠ-દસ વર્ષથી આ રોગને કારણે શરીર બહુજ નબળું થઈ ગયું છે. રોગના હુમલા પણ વારંવાર આવતા રહે છે. કેટલી બધી તકલીફ સહન કરવી પડે છે તે વર્ણવી શકતો નથી. ૧૯૬૨-૬૩ની આ સાલમાં લગભગ આઠ માસથી ઓછેવત્તે અંશે હંમેશાં તકલીફ સહન કરું છું. તદ્દન કંટાળી ગયો છું.

(૩) આ હુમલાની શરૂઆત આ પ્રમાણે થાય છે: પ્રથમ કેટલાક દિવસથી શરદી થાય છે. નાકમાંથી પાણી વહે છે. છીંકો આવે છે. થોડો તાવ પણ આવે છે. બે ત્રણ દિવસ પછીથી શરદી સાથે ખાધું હોય કે ન ખાધું હોય તો પણ જોરજોરથી ઓડકારો આવ્યા કરે છે, ધીમે ધીમે સફોકેશન વધતું જાય છે. એટલે કે શ્વાસોચ્છ્વાસમાં તકલીફ પડે છે. બે ચાર કલાક પછી તો આ દરદ એટલું બધું વધી જાય છે કે સુવાબેસવાનું અશક્ય બને છે મહાદેવજીના પોઠિયાની માફક હાથપગ છાતી નીચે લઈને પડી રહેવું પડે છે. આ દરદનું પ્રમાણ જ્યારે વધે છે ત્યારે પાંચ પાંચ, દસ દસ, મિનિટે ઓડકાર થાય છે. આવો હુમલો હંમેશા અડધી રાત વીત્યા પછી થાય છે. એક વાર હુમલો થયો એટલે પંદર-વીસ દિવસ પછી શરદી તો ઓછી થાય છે, પરંતુ ખાલી પેટે પણ ઓડકાર આવ્યા કરે

છે. એટલું જ નહિ પણ સફેકેશન ઓછું થયા પછી પણ ઓડકાર આવ્યા જ કરે છે. ભૂખ લાગતી નથી, ખાવાપીવાનું બંધ કરવું પડે છે. દિવસો સુધી ગરમ દૂધ કે ગરમ કોફી લઈને જ રહેવું પડે છે. કમજોરી વધી જાય છે, કોઈ વાતમાં મન લાગતું નથી. માત્ર ખોંખારવાથી કફના નાના નાના તંતુ ગળામાં આવે છે. કોઈ કોઈ વાર ખાંસી થઈને આઠ–દસ દિવસ કફ પણ પડે છે. આથી વધારે બીજો ઉપદ્રવ થતો નથી.

(૪) મારી પુત્રી એમ. બી. બી. એસ; એમ. ડી. છે. મારી બીમારીની તપાસ તેણે તેમ જ તેના પ્રોફેસરોએ પણ કરી હતી. કેટલીયે વાર છાતીનો એક્સ–રે, લોહીની તપાસ, થૂંક (ગળફા)ની તપાસ ઈલેક્ટ્રો કાર્ડિઓગ્રામ વગેરે લઈને છેલ્લા દસ અગિયાર વરસથી મારા રોગનો પત્તો મેળવવા પ્રયત્નો કર્યા છે. એક દરદી તરીકે નાગપુર મેડિકલ કોલેજની હોસ્પિટલમાં કેટલીયે વાર રહી ચૂકયો છું. સને ૧૯૫૭માં મુંબઈની કે. ઈ. એમ. હોસ્પિટલમાં ઈલાજ કરાવવા રહી આવ્યો છું. જુદા જુદા ડોકટરોએ મારી બીમારીનું નીચે મુજબ નિદાન કર્યું છે :

અસ્થમા, બ્રોન્કાઈટીસ, બ્રોન્કિયલ અસ્થમા, ઈઓસિનોફિલિયા, એલર્જિક કંડીશન, કોરોનિયલ થ્રંબોસીસ વગેરે.

(૫) મારો રોગ મટાડવા એડ્રાનિલિનના કેટલાંક ઈન્જેકશનો અપાઈ ચૂકયા છે, કોઈ કોઈ વાર મોરફિનના ઈન્જેકશનો પણ આપ્યાં છે. એમિનોફાઈલિન, ફેનોબારબેટ, એફીડ્રીન જેવી દવાઓની અનેક ગોળીઓ મે ખતમ કરી છે. એસ્મોફાર્ટ, અમોફાઈલિન, એસ્માલિન જેવી કેટલીક પેટંટ દવાઓ પણ ઘણી વાપરી છે. આ દવાઓના ઉપચારથી કેટલાક સમય માટે રોગ દબાય છે પરંતુ અવસર મળ્યે ફરી પાછો રોગ ઉથલાઈ આવે છે. અને પછીથી નવા હુમલામાં તકલીફ પણ વધારે પડે છે. મેં આજ દિવસ સુધી દમની જે દવાઓ લીધી તે દવાઓ

ઉપર ઝેર–વિષ–પોઇઝન એવાં લેબલ્સ લખેલાં હતાં. એ હિસાબે છેલ્લાં પંદર–વીસ વર્ષમાં કોણ જાણે કેટલું ઝેર પેટમાં ગયું હશે તે કહી શકતો નથી. સાથે સાથે આયુર્વેદિક ઉપચાર મહિનાઓ સુધી દૂધવટી, કંઈક મહિના સુધી ફલાહાર પણ કર્યા છે. 'એટેક' ના સમય દરમ્યાન કેવળ પાણી લઈને ચારચાર પાંચપાંચ ઉપવાસ કરતો આવ્યો છું. પરંતુ આ ઉપાયોથી કાયમાં ફાયદો નથી થયો. એટલું જ નહિ 'જેમ જેમ ઈલાજ કર્યો, તેમ તેમ દર્દ વધતું ગયું', એવી હાલત થઈ.

(૬) ગયા ડિસેમ્બર ૧૯૬૨માં બીમારીની હાલતમાં જ મારે આઠ દસ દિવસ મારે વર્ધા જવાનું થયું. ત્યાં જતાં જ મારી બીમારી વધી. ક્યારે શું થશે તેનો ભરોસો નહોતો. ડોકટરને બોલાવ્યા. તેમણે ૩–૪ ઈન્જેકશનો લગાવ્યાં અને મને બોરીવલી (મુંબઈ) જઈને ઈલાજ કરવાની સલાહ આપી. બોરીવલીમાં એક ડોકટર દમના ઈલાજ કરવામાં બહુજ હોશિયાર ડોકટર છે એવું મારા વર્ધાવાળા ડોકટરે સમજાવ્યું. ૧૯૬૩ની ફેબ્રુઆરીની શરૂઆતમાં હું બોરીવલી (મુંબઈ) જઈને ડોકટર સાહેબ પાસેથી ત્રણ વાર ઈન્જેકશનો લઈ આવ્યો. એમણે કોઈ પેથોલોજીસ્ટ પાસે મારા લોહીની અને પેશાબની તપાસ કરાવી હતી. તેનો રિપોર્ટ નીચે આપેલો છેઃ —

| | | |
|---|---|---|
| લોહીઃ | ન્યુટ્રોફિલ્સ | ૬૫% |
| | ઈયોસિનોફિલ્સ | ૯% |
| | લીમ્ફોસાઈટ્સ | ૨૫% |
| | મોનોસાઈટ્સ | ૧% |
| પેશાબઃ— | — સ્પેસિફિક ગ્રેવિટી | ૧૦૨૦ |
| | આલ્બ્યુમીન | નથી |
| | સુગર (ખાંડ) | નથી |

દુઃખની વાત છે કે ડોકટર સાહેબની દવાથી મને કોઈ લાભ

થયો નહીં. મુબઈની ભેજવાળી હવામાં ઈન્જેકશનો લેવા છતાંય મારી દમની તકલિફ ચાલુ રહી. વધારે બીમાર થવામાંથી બચી જાઉં તે હિસાબે હું કલ્યાણ થઈને મુરવાડ (જિ. થાણા) આવ્યો અહીં મારો પુત્ર રહે છે. મારી બીમારીનો તેને ખ્યાલ હતો. સૌભાગ્યવશ 'સ્વમૂત્ર' (હિંદી) પુસ્તક કોઈ સજ્જન પાસેથી તેને મળી ગયુ હતુ. તે પુસ્તક દિલ લગાડીને મેં ફરી ફરી ત્રણ-ચાર વખત વાંચ્યુ. કેટલાક દિવસ મુરવાડ રહીને અહીં મારે ગામ (અંતરગાંવ-જિ. વર્ધા-મહારાષ્ટ્ર) આવ્યો. તરત જ 'શિવામ્બુ' (મૂત્ર)નો પ્રયોગ શરૂ કર્યો.

(૭) મુબઈથી માગી ઉપજેલો 'એરેક' મારી સાથે જ ચાલુ હતો આખરે તા. ૪-૩-'૬૩ના રોજ મેં 'શિવામ્બુ' (સ્વમૂત્ર) લેવાનું શરૂ કર્યું. પહેલા ચાર દિવસ 'શિવામ્બુ' અને વચ્ચે વચ્ચે ગરમ પાણી લેતો રહ્યો. બે દિવસ પછી ધીરે ધીરે થકાવટ અને ગભરાટ દેખાવા લાગ્યા. હૃદયના ધબકારા પણ વધવા લાગ્યા. હું તો ગભરાઈ ગયો. પાચમે દિવસે પાણીમા થોડું મધ મેળવીને પીવા લાગ્યો. આનાથી હૃદયના ધબકારા, થકાવટ અને ગભરાટ ઘણા ઓછા થઈ ગયા. પછી રોજ એક બે વખત પાણીમાં થોડું મધ નાખી પીવા લાગ્યો દસ દિવસ પછી સાંજે પાણીમાં થોડો ગોળ નાખીને પીતો હતો આ પ્રમાણે બાર તેર દિવસ વીતાવ્યા પછી દિવસમા પાકા પપૈયાની થોડી થોડી ચીજો પણ લેવા લાગ્યો. ગતદિવસ 'શિવામ્બુ' લેવાનુ તો ચાલુ જ રાખેલુ. પંદર દિવસ પછી ઉપવાસના પારણા કર્યા હલકુ અને સાદું ભોજન થોડું થોડુ લેવા લાગ્યો

આમ તો તા ૪-૩-'૬૩થી શિવામ્બુ-પ્રયોગ ચાલુ કરી દીધેલો, પરંતુ પ્રથમ આઠ દિવસ માલિસ કરી શક્યો નહી. પછીથી માલિસ પણ કરવા માંડી. શિવામ્બુ પ્રયોગને લગભગ પોણાબે માસ થયા છે. પીવા સાથે માલિસ પણ ચાલુ છે. માલિસ વખતે શિવામ્બુનાં

થોડાં ટીપાં આંખમાં, કાનમાં અને નાકમાં રોજ નાખું છું. માલિસ વાસી શિવામ્બુથી કરું છું. જેથી એમોનિયા ગૅસનો ઉભરો જોરથી બહાર આવે છે. જેમ ચૂનાં અને નવસાર મેળવવાથી એમોનિયા ગૅસનો ઉભરો નીકળે છે અને લોકોને માથાના દુઃખાવા પર સુંઘાડે છે તેવો જ ઉભરો વાસી શિવામ્બુમાંથી નીકળે છે, તે સૂંઘવાથી મને આરામ માલુમ પડે છે.

(૮) તા. ૪-૩-'૬૩ની સવારથી શિવામ્બુ લેવાનું શરૂ કરેલું. આઠ દસ કલાક પછી પરિણામ એ આવ્યું કે મને ખૂબ પેશાબ થવા લાગ્યો. એ બધો જ પીતો રહ્યો. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી તો પેશાબ ખૂબ થતો.

સાથે સાથે શિવામ્બુ પ્રયોગની શરૂઆતથી જ મારા દમનું જોર ખાસ કરીને રાત્રે બેહદ વધી જતું. પાછલી રાતના ક્ષણે ક્ષણે એમ લાગવા માંડ્યું કે મારી પાસેની હમેશાં હુમલા વખતે લેવાની ઔષધિ લઈને આ દુઃખમાંથી છુટકારો મેળવું. પરંતુ ધીરજ રાખીને ઔષધિનો ઉપયોગ ન કર્યો. બે દિવસ પછી આ તકલીફ ધીમે ધીમે ઓછી થતી ગઈ. ચાર દિવસમાં તો દમની બધી જ તકલીફ મટી ગઈ. હવે સારી રીતે ઊંઘી શકતો.

લગભગ ત્રણચાર દિવસ તો સૂવામાં અને પડી રહેવામાં વધારેમાં વધારે સમય આપીને વીતાવવા પડયા. ઉપર બતાવેલ સમયે જ્યારે દમનું જોર વધારે હતું ત્યારે સાથેસાથ જે ત્રણ દિવસ સુધી નાકમાંથી લગાતાર ખૂબ પાણી વહેતું. કોઈ કોઈ વાર છીંકો પણ આવતી. થોડો તાવ પણ રહેતો. આ બધો વિકાર ત્રણ ચાર દિવસ પછી આપમેળે મટી ગયો. મારી હિંમત અને ધીરજ બમણાં વધી ગયાં. શિવામ્બુના ઉપચાર ઉપર મારો પૂરો વિશ્વાસ બેસી ગયો. મારા જીવનમાં એક નવું પર્વ શરૂ થયું.

(૯) ખુંખારવાથી ગળામાં કફના થોડા તંતુ આવવા આશરે એક માસ ચાલુ રહ્યા. પણ ક્રમે ક્રમે ઓછા થતા ગયા. ખાલી

નગારાની પેઠે જોરથી આવતી ઓડકાર ત્રણ અઠવાડિયાં ચાલુ રહ્યા. હવે ઓડકાર આવતા નથી. શિવામ્બુ ઉપચાર શરૂ કર્યા પછી એક અઠવાડિયે ભૂખ લાગવા માંડી. ભોજન કરવા માટે વારે ઘડીએ મન લલચાતું હતું. પરંતુ વગર ભોજને પંદર દિવસ કાઢ્યા. કેટલાય દિવસથી મટી ગયેલ ખૂજલી બંને જાંઘો પર ઊભરી આવી. શિવામ્બુ-પીવાથી અને તેના માલિસથી તે પણ ચાર છ દિવસમાં મટી ગઈ.

(૧૦) અત્યારે મારી ઉંમર ૫૮ વર્ષની છે, છતાંય મારા બધા દાંત સારા છે. એક દાંત થોડો હાલતો હતો. શિવામ્બુ લેવાથી આઠેક દિવસે એ દર્દીલી દાઢનો મસૂડો ફાટી ગયો, અને બહુ દર્દ થવા લાગ્યું. શિવામ્બુના કોગળા કરવાથી પાંચ છ દિવસમાં બધું જ સારું થઈ ગયું.

(૧૧) ડાબા કાકડામાં સોજો આવીને દર્દ થવાની ઘણી જૂની ફરિયાદ હતી. વર્ષે બે વર્ષે આ દરદ થતું. શિવામ્બુ-પ્રયોગ શરૂ કરતી વખતે એ દરદ નહોતું. પરંતુ ત્રણ અઠવાડિયાં પછી જ્યારે હું ભોજન કરવા લાગ્યો ત્યારે એ મારું જૂનું દરદ ઊભરી આવ્યું. અને સાત આઠ દિવસ પછી તકલીફ એટલી વધી ગઈ કે હું હેરાન પરેશાન થઈ ગયો. ખાવાપીવાનું મુશ્કેલ થઈ પડયું. તે એટલે સુધી વધી ગયું કે થૂંક પણ ગળી શકાતું નહિ. તાવ પણ ખૂબ આવવા લાગ્યો. તકલીફ અને દરદ એટલું વધ્યું કે કાન, ગળું અને મોં પર સોજા આવી ગયા. ઊંઘ ઊડી ગઈ. ઘરના બધાં જ ગભરાઈ ગયાં. તેમને આશંકા થઈ કે કદાચ આ ડિપ્થેરિયા અથવા કેન્સર હશે. મને વર્ધા કે નાગપુર લઈ જઈને સારા ડૉક્ટર પાસે તેના ઉપચાર કરાવવા તેઓએ ઠીક માન્યું. પરંતુ મેં ધીરજ રાખીને બધાને તેમ કરતાં રોક્યાં અને બીજે દિવસથી ભોજન બંધ કરીને કેવળ ઠંડું પાણી, શિવામ્બુ અને માલિશ તેમ જ શિવામ્બુના કોગળા કરવા ચાલું કર્યાં. બે દિવસ પછી મારું આ દર્દ પણ ઓછું થવા લાગ્યું. આ દર્દને માટે મેં ૭ દિવસ શિવામ્બુ અને ઠંડું પાણી

લઈને ઉપવાસ કર્યા. પછીથી બે દિવસ મધ અને પાણી લીધું. આખરે બે દિવસ મીઠા વગરની બે વખત બબ્બે રોટલી લઈને પારણાં કર્યાં. હવે મારું ટૉન્સીલનું દર્દ મટી ગયું છે. તા. ૪-૩-'૬૩ થી શરૂ કરેલ આ શિવામ્બુ લેવાનો અને તેના વડે માલિશ કરવાનો પ્રયોગ ચાલુ જ છે.

(૧૨) લોકો મને બહુ નહિ તોય થોડો જાડો પણ કહેતા. મારું પેટ પણ સામાન્ય લોકો કરતાં જરા મોટું છે. શિવામ્બુ લેવાનું શરૂ કર્યા પછી બે ત્રણ દિવસ રોજના ત્રણ ચાર દસ્ત થવા લાગેલા. સાથમાં દસ્ત સાથે આમ પણ પડવા લાગ્યું. દસ અગિયાર દિવસ સુધી તો ટટ્ટી સાથે આમ પણ પડતું રહ્યું. શરીરમાં જમા થયેલ ચરબી નીકળી ગઈ. છેવટે આપોઆપ આમ પડતું બંધ થયું અને મારું પેટ તેમ જ શરીર હલકું પાતળું બની ગયું છે.

રોજ માલિસ કરવાનું પરિણામ એ આવ્યું કે મારી ચામડી કોમળ-મુલાયમ અને ચમકીલી બની ગઈ છે.

(૧૩) તા. ૪-૬-૬૩થી તા. ૧૦-૪-૬૩ સુધીમાં દમ અને ટૉન્સીલની બીમારી અંગે બે વખત—એક વખત પંદર દિવસ અને બીજી વખત છ દિવસ—શિવામ્બુ અને પાણી સાથે ઉપવાસ કરેલા છે. આટલા લાંબા ઉપવાસ કરવાની જરૂર હતી કે નહીં તે હું કહી શકતો નથી. ગભરાટ, થકાવટ, છાતીનો ધડકો અને બેચેની માલુમ પડતી ત્યારે પાણીમાં થોડું મધ મેળવીને પીવાથી ઘણો આરામ અનુભવતો હતો. આયુર્વેદમાં મધને યોગવાહી કહે છે. મધ મુખ્ય ઔષધિને શરીરના ખૂણેખૂણામાં બહુ વેગથી સહેલાઈથી પહોંચાડવાની શક્તિ ધરાવે છે. એવું વૈદ્યોનું કહેવું છે. ઉપવાસ અને માલિસ સાથે શિવામ્બુનો પ્રયોગ જલદી ફાયદો પહોંચાડે છે એવો મારો અનુભવ છે.

અનુવાદક: નારાયણ સલારિયા

ખાસ સૂચના:—દમ ।। ઘણા પ્રયોગો થયા છે તેમાં એક નવો અનુભવ થયો છે તે એ કે પ્રયોગ (ઉપવાસોને અંતે દરદીનો જઠરાગ્નિ મંદ

પડી જાય છે, તેને ધીમે ધીમે સતેજ કરવો જોઈએ. તેને બદલે કેટલાક દિવસોના ઉપવાસી દરદી ખાવામાં ઉતાવળ કરે છે અને ફળનો રસ કે મગનું ઓસામણ વધારે પ્રમાણમાં લે છે જે બધું નહિ પચવાથી તથા એવા બીજા ખોરાકનો કફ થાય છે અને કફ થાય એટલે ઉધરસ અને શ્વાસ શરૂ થાય. આમ કેમ થયું તેનું કારણ સમજે નહિ એટલે પ્રયોગની નિષ્ફળતા સમજે. માટે આવા દરદીઓએ જેટલા દિવસોના ઉપવાસ કર્યા હોય તેટલા જ બીજા દિવસો પોતાના રોજ-બ રોજના ખોરાક પર આવતા લેવા. તેમાં પહેલે દિવસે તો એક ચમચો લીંબુનો રસ, બે ચમચા મધ અને ત્રણ ઔંસ ગરમ પાણી, એ ત્રણેને મિલાવી ચમચે ચમચે લેવું. ચાર કલાક પછી મગનું પાતળું ઓસામણ બે ઔંસમાં આદુનો રસ બે ચમચા અને સહેજ મીઠું નાખીને લેવું. વળી પછી ચાર કલાકે મીઠાં સંતરાનો રસ બે અધોળ લેવો—એ રીતે ધીમે ધીમે વધતા જવું. કડકડતી ભૂખ લાગે ત્યારે જ લેવું. વળી પેશાબ તો સવારે બે ઔંસ—બે અધોળ પીવાનું ચાલુ રાખવો.

આ રીતે કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થશે અને કોઈ પણ જાતની અવકળા રહેશે નહી,

## ૯

## કેન્સર

### ગળાનું કેન્સર

આ પ્રસંગ પણ મારા અનુભવ પહેલાનો છે. શ્રી ચિમનલાલ ગિરધરલાલની પેઢીમાં નોકરી કરતા શ્રી બાબુભાઈ સોની આ મૂત્ર-ચિકિત્સાથી ચારેક વર્ષથી જાણીતા છે અને તેમણે એ પ્રયોગ કરાવ્યા પણ છે. એમણે જે પ્રયોગ કરાવ્યા છે તે પકી બે ત્રણ

અહીં નોંધવા જેવા છે. નાની ઉંમરના કેન્સરનો પ્રયોગ તેમણે શ્રી છન્નાલાલ પટેલને કરાવ્યો અને શ્રી છન્નાલાલે પોતે તેને આ પ્રયોગથી જ મટયું છે એવું કથન મારી પાસે દૃઢતાપૂર્વક કર્યું છતાં કોઈ વિઘ્નસંતોષી શંકાનો લાભ ઉઠાવે એટલે તેમના જ થકી થયેલો કેન્સરનો બીજો પ્રયોગ સારી રીતે ચોકસાઈ કરીને હું નીચે આપું છું. શ્રી છન્નાલાલનું કેન્સર મટી ગયા પછી શ્રી જુઠાભાઈએ ભાઈ બાબુભાઈને અંગુલિનિર્દેશ કરીને કહ્યું કે, અમુક સ્થાને એક જૈન સાધુ છે તેમને કેન્સર છે. તેઓ તે માટે મુંબઈ તાતા ઈન્સ્ટિટ્યૂટમાં કિરણો લઈ આવ્યા છે. પણ મટયું નથી. આ નિર્દેશ પછી ભાઈ બાબુભાઈ તે સાધુ પાસે ગયા. તે વખતે તેમની ઉંમર આશરે ૪૫ વર્ષની હતી. તેમને ગળામાં કેન્સરની ગાંઠ હતી. મુંબઈ જઈ તેના પર કિરણો લેવડાવ્યાં. તે ગાંઠ ત્યાંથી છટકી અને ગળાની બીજી બાજુએ દેખાઈ. ઉધરસ પુષ્કળ હતી. જે દાક્તર તેમની દવા કરતા હતા તેમણે કહ્યું કે, ઉધરસ કેન્સરને લીધે છે. માટે કેન્સર મટે તો જ ઉધરસ મટે અને તે સાધુને દાક્તરે તાતા હૉસ્પિટલમાં ખસેડવાની સલાહ આપી. તે સાધુની મુંબઈ જવાની તૈયારી હતી. તેના અગાઉના દિવસે ભાઈ બાબુભાઈ તેમને મળ્યા અને મૂત્રચિકિત્સાની વાતથી તેમને વાકેફ કર્યા. ઉપરાંત તેમણે તે દરદી સાધુને 'વૉટર ઑફ લાઈફ'નું પુસ્તક વાંચવા આપ્યું. એટલે તેમણે મુંબઈ જવાનું માંડી વાળ્યું. પુસ્તક વાંચ્યા પછી બીજા જ દિવસથી તે સાધુએ પોતાનો તમામ પેશાબ લેવાનો શરૂ કર્યો ને ઉપવાસ કરવા માંડ્યા. સાધુઓને દરદને કારણે અનિદ્રા રહેતી. પેશાબ લેવાથી તેમનું શરીર સુંવાળું થયું. ત્રણ દિવસમાં ઉધરસ નાબૂદ થઈ જેને કારણે તેમને આ પ્રયોગમાં શ્રદ્ધા પેદા થઈ અને પેશાબ પીવાનું ચાલુ રાખ્યું, આ પ્રયોગ દરમ્યાન ભાઈ બાબુભાઈ અવારનવાર તેમની પાસે જતા અને તેમના શરીરમાં થતો અજબ ફેરફાર પણ જોતા. દસ્ત પણ સાફ આવવા લાગ્યો. ઊંઘ પણ સારી, આવવા માંડી અને ઉપવાસ દરમ્યાન શરીરની શક્તિ

જળવાઈ રહી. ભાઈ બાબુભાઈને પેશાબનાં માલિમની મહત્તાની માહિતી નહીં. તેની ખબર હોત અને ઉપવાસ સાથે માલિસ ચાલુ હોત તો પંદર દિવસના ઉપવાસ સાધુશ્રીને કરવા પડયા તેને બદલે થોડા ઉપવાસ કરવા પડત. આ પ્રયોગથી તેમને સંપૂર્ણ આરામ થયો. ભાઈ બાબુભાઈ આ પ્રયોગ પછી ત્રણેક માસ બાદ સાધુશ્રીને મળેલા. ત્યારે તેમને કહેવામા આવેલું કે હવે તેમને કોઈ પણ પ્રકારનું દરદ નથી. હજી પણ તે સાધુશ્રી ગુજરાતમાં વિચરે છે,

ઉપરના કેન્સર મટયાના અહેવાલ સાથે શ્રી બાબુભાઈએ બીજાં બે ત્રણ દૃષ્ટાંત પણ પોતાના અહેવાલ માટે નોંધ્યા છે. તે પણ હું એટલા માટે આપું છું કે, ગુજરાતની પીડાની જનતાને ખાતરી થાય કે આ કાંઈ નવી વાત નથી, છે તો જૂની; પણ કાળબળે આપણી સ્મૃતિમાંથી ભૂંસાઈ ગઈ હતી તે હવે જાગ્રત થાય છે. શ્રી બાબુભાઈ પોતે કપડવંજના વતની છે.

તેમણે પોતાના એક મિત્રને આ અંગેનું અંગ્રેજી પુસ્તક વંચવા મોકલી આપ્યુ. તેમણે તે પુસ્તક વાચી પોતાની જાત ઉપર પ્રયત્ન કરવાનો નિર્ણય કર્યો. ઉમરવર્ષ ૪૮ની. પેટમા ગેસનો ભારે વ્યાધિ, જઠરાગ્નિ મંદ વગેરે ફરિયાદો હતી. તેઓ હંમેશા પેશાબનુ માલિસ કરે છે. સવારમા એક વખત પોતાનો પેશાબ પીએ છે અને એ રીતે સંપૂર્ણ તંદુરસ્તી ભોગવે છે. તેમનો પુત્ર કે જેની ઉમર ૩૦ વર્ષની છે, તેના શરીરનો મેદ વધેલો. જઠરાગ્નિ મંદ તેમ જ ગેસ હતો. તે હંમેશા પોતાનો પેશાબ લે છે અને તેનાથી તેને ઘણો ફાયદો છે. તે કહે છે કે જ્યારે શરીરમા કાંઠ બેચેની જેવુ જણાય છે, ત્યારે એક ગ્લાસ પેશાબ લઈ લઉં છું કે તરત જ વ્યાધિ દૂર થાય છે.

તે મિત્રને ફાયદો થવાથી તેમણે પોતાના એક સગાને આ પ્રયોગ કરવા જણાવેલુ. તે ભાઈની ઉંમર ૫૦ વરસની હશે તમને હાર્ટ અને દમ જેવુ હશે. લગભગ દસ વર્ષથી પીડાતા હતા દવાઓ ઘણી

કરી હતી. જ્યારે તાવ આવતો ત્યારે તે તાવ ત્રણથી ચાર દિવસ દિવસ સુધી ઊતરે નહીં, અને ઊતર્યા પછી લગભગ પંદર દિવસ સુધી અશક્તિ રહેતી, આ ભાઈને એક દિવસ તાવ આવ્યો ત્યારે ઉપરના તેમના મિત્રે પેશાબથી માલિસ કરવા માંડયું. તેથી ફક્ત બે જ દિવસમાં તાવ ભાગી ગયો. જરા પણ અશક્તિ જણાઈ નહીં. થોડો વખત પેશાબ લીધો પણ અનિયમિતતાને લીધે તેમણે કંટાળી મૂકી દીધું. ત્યાર બાદ રાવળછંકાકાનો સ્વાનુભવનો લેખ ત્યારે વાંચ્યો ત્યારે તે ભાઈએ નિશ્ચય કર્યો કે, જો મારે તંદુરસ્ત થવું હોય તો આ પ્રયોગ સારી રીતે કરવો. હવે તે ભાઈ હંમેશાં માલિસ કરે છે. શરીરમાં શક્તિ આવે છે અને પોતાના ધંધાર્થે બહારગામ સારી રીતે જઈ શકે છે.

મેં મારા પોતાના બાળક માટે પણ આનો લાભ લીધો. પેશાબના માલિસથી, જે બાળક હમેશાંનો માંદલો રહેતો તે હવે સારી રીતે તંદુરસ્ત થઈ તોફાન કરીને પોતાનો ખોરાક પચાવે છે.

છેવટે ભાઈ બાબુભાઈ, ઉપરનો હેવાલ પૂરો કરતાં જણાવે છે કે "આ પ્રયોગ ઘણા ભાઈઓ કરે છે. તેનાં ઘણાં સારાં સારાં પરિણામ આવ્યાં છે. કેટલાક ભાઈઓ શરમના માર્યા તેની જાહેરાત કરતા નથી. પણ તેમના શરીરમાં થતા ફેરફારો જોતાં મને તો લાગે છે કે તેઓ જરૂર ઘેર પ્રયોગ કરે છે; પણ જાહેર કરતાં અચકાય છે. હું માનું છું કે આ પ્રયોગ માણસ અપનાવે તો આ દુનિયામાં કોઈ રોગ અસાધ્ય રહેશે નહીં."

સહી : બાબુભાઈ ઓચ્છવલાલ સોની

## ૨. પેટનું કેન્સર

પાલનપુર મ્યુનિસિપાલિટીના સભ્ય શ્રી મફતલાલ ચંદુલાલ શાહે, તેમના ત્રણ વર્ષના નાના પુત્ર ચિ. સુભાષને થયેલ કેન્સરના રોગ ઉપર મૂત્ર પ્રયોગ કરાવી રોગને મટાડયો તેનું અક્ષરશઃ બયાન

તેમણે પોતે જ તેમના તા. ૨૨-૪-'૬૧ના પત્રમાં નીચે પ્રમાણે લખી મોકલ્યું છે:—

"મારો નાનો દીકરો સુભાષ ગઈ સાલ બીમાર હતો. તેને પેટમાં ગાંઠ હતી અને વળી અંડમાં રસી થઈ જવાથી અંડમાંથી રસી ઑપરેશન મારફત કઢાવી હતી. ત્યાર પછી તે ઘા રુઝાતો ન હોવાથી ડૉક્ટરની સલાહથી હું તેને મુંબઈ લઈ ગયેલ અને કેટલાક અનુભવી ડૉક્ટરોને બતાવ્યું અને છેવટે તાતા મેમોરિયલ પરેલ ઉપર કે જ્યાં કૅન્સરની સારવાર થાય છે ત્યાં બતાવેલ તાતા મેમોરિયલમાં ડૉ. શ્રી...એ તપાસી ફોટો લઈ જાહેર કર્યું કે તેને પેટમાં જે ગાંઠ છે તે કૅન્સરની છે અને અંડ તથા પેટ ઉપર ડીપ એક્સ-રેઝ (Deep X-Rays) લેવા પડશે જેથી અમો ગભરાયા. અને ડૉ. શ્રી..., ડૉ. શ્રી... તથા ઘણા જ ડૉક્ટરોની સલાહ લીધી પણ તેઓએ કાંઈ આશા આપી નહીં. જેથી કુદરતના ભરોસે ત્રણ વર્ષના નાના બાળકને રાખી મેં છાપાંઓમાં માનવમૂત્ર વિષે વાંચેલ તેનો પ્રયોગ કરવાનું નક્કી કર્યું. અને ત્યાંના પોપટલાલ ઝવેરી તથા માનવમૂત્રની ચોપડીથી તેને પહેલા બે દિવસ ભૂખ્યો રાખ્યો. ફક્ત ઉકાળેલા ગરમ પાણી સિવાય કંઈ આપ્યું નહીં. (ત્રણ વરસનો છોકરો હતો તેથી) અને તેનું મૂત્ર તેને પાવા આપ્યું અને મારું મૂત્ર તેના આખા શરીરે ચોળવાનું રાખ્યું. સવાર અને સાંજ ચોળવાનું. સાંજે ચોળેલુ રાખી સવારમાં પાણીથી નવરાવવાનું રાખ્યું—સાબુ વિના. ચાર દિવસ પછી તેને ગૂમડાં નીકળ્યાં અને તેમાંથી રસી નીકળવા માંડી. ગૂમડાં ઉપર પેશાબનાં પોતાં મૂકતાં જ રહ્યા. છેવટે સાત દિવસ પછી તે જ પોતાથી ગૂમડાં રુઝાઈ ગયાં. તેને ખાવા માટે બહુ જ હલકો ખોરાક આપ્યા કર્યો. પેશાબ દરરોજ પાયા કરતા, ચોળવાનું પણ ચાલુ રાખ્યા કર્યું જેથી અંડ ઉપરનો ઘા સંકડાતો ગયો તેથી વિશ્વાસ બેઠો અને તેને દક્ષિણમાં તેની મા સાથે આ પ્રયોગ કરવા તેના મામાને ત્યાં મૂકયો.

આ પ્રયોગ એક મહિનો ચાલુ રહેતાં તેને આરામ થયો. ઘા પણ રુઝાયો. ગાંઠ તો રુઝાઈ ગઈ. ફરી તેને અમરાવતી ડૉક્ટરને બતાવ્યો. ડૉક્ટરોએ કહ્યું કે તેને કોઈ રોગ નથી. પ્રયોગ ચાલુ જ રાખ્યો. આઠ દિવસ પછી તેને નાગપુર જનરલ હોસ્પિટલમાં ડૉક્ટરને સાથે રાખી બતાવ્યું અને તેનું બ્લડ (લોહી) તપાસરાવ્યું. તેનો પેશાબ તપાસરાવ્યો. તેના સાથળમાંથી ઓપરેશન કરી ટેસ્ટ કરવા હાડકું લીધું અને તેનાં પરિણામે તેઓએ નક્કી કર્યું કે કેન્સર નથી. પછી હવાફેર કરાવી છોકરાને પાલનપુરમાં લાવ્યા અહીં શિશુશાળામાં બાલમંદિરમાં મોકલ્યો અને હાલ તંદુરસ્ત છે. કોઈ રોગ નથી. માનવમૂત્રના પ્રયોગથી મને મારો છોકરો પાછો મળ્યો—મોતના મોઢામાંથી. એનો જેટલો પાડ માનું તેટલો ઓછો છે. વારંવાર આપને ખબર મળી તકલીફ આપી છે તેનો પણ હું અહેસાનમંદ છું. ત્યાર પછી મેં અહીં બે ત્રણ જણને પણ આ વસ્તુ બતાવી. તેઓ પણ આશ્ચર્ય પામ્યાં છે.

આ અમુલ્ય પુસ્તક (માનવમૂત્ર) લખી જનતાની અમૂલ્ય સેવા કરી રહ્યા છો તે જાણી મને ઘણો જ હર્ષ થાય છે. આપની મહેનતને પ્રભુ વધુ બર લાવે એ જ."

## ૩ જીભનું કેન્સર

શ્રી હસમુખ સી. પાત્રાવાલા અમદાવાદ (૧૬૭૬, સેવકની વાડી, ખાડીઆ)મા રહે છે. એમણે પોતાના પિતાના જીભના કેન્સરમાં આ મૂત્ર પ્રયોગે કેટલો બધો ફાયદો કર્યો તેનું વિવરણ તા. ૨૮–૫–'૬૧ના પત્રમાં નીચે પ્રમાણે લખી મોકલ્યું :—

"આ લખાણ બિલકુલ સાચું છે તેવું પ્રમાણ આપું છું. આશરે બે માસ ઉપર મારા પિતાશ્રીના રોગસંબંધી પ્રસિદ્ધ ડૉક્ટરોએ અને વિશેષજ્ઞોને મળવાનું થયું. સલાહ લીધી. તેઓએ નિદાન કર્યું કે, "મારા પિતાશ્રીને હાલની પ્રચલિત કોબાલ્ટ અને એક્સ–રેની સારવારથી પણ ન મટે એવું પ્રાણઘાતક જીભનું કેન્સર થયેલું છે."

હું દવાઈખાતામાં નોકરી કરતો હોવાથી મને એવો વિચાર આવ્યો કે, તેમને હું સ્વીત્ઝરલેન્ડ લઈ જાઉં. ત્યાં લઈ જવાથી પણ કંઈ અર્થ સરે તેમ નહીં હોવાથી વિચાર માંડી વાળ્યો. છતાંય અતિ ઉત્સાહમાં મેં તેમને ઊંડા એક્સ-રેના ચાર કોર્સ આપવાનો પ્રબંધ કર્યો આમ કરવાથી પણ તીવ્ર પીડામાં જરાય ફેર પડયો નહીં.

મેં સને ૧૯૫૭માં મારી જુની શરદી મટાડવા મૂત્રપ્રયોગ કરેલ. તેનાથી પૂરો ફાયદો થયેલો. તેથી મેં મારા પિતાશ્રીને આ પ્રયોગ અજમાવી જોવા સૂચવ્યું. તેઓ તરત જ કબુલ થયા, અને દસ દિવસના ઉપવાસ સાથે આ મૂત્ર પ્રયોગ શરૂ કર્યો. થોડા વખતમાં નોંધપાત્ર ફાયદો જણાયો. આ ફાયદો ખૂબ ચમત્કારિક હતો, છતાંય તેની પ્રગતિ બહુ ધીમી હતી. એટલે આ પ્રયોગના પ્રવર્તક શ્રી રાવજીકાકાની સલાહ લેવી ઉચિત માન્યું.

રાતના મોડે સુધી બેસીને મારા પિતાશ્રીનો પૂરો કેસ સાંભળ્યો. તેમના ખાનપાન વિષે તેમ જ પ્રયોગની વિવિધ બાબતમા ઘણા પ્રશ્નો પૂછ્યા. તે ઉપરથી તેમને ખબર પડી ગઈ કે આ પ્રગતિમાં રૂકાવટ કેમ આવે છે? રોગ તદ્દન કેમ મટતો નથી? તેમણે ફરી ચાર દિવસના ઉપવાસ-મૂત્રપાન સાથે સૂચવ્યા. ત્યાર પછી પણ ખાન-પાન પર ખાસ ધ્યાન દઈ મૂત્રોપચાર ચાલું રાખવા કહ્યું. મીઠું, ખાંડ, દૂધ અને બીજી કેજલીક વસ્તુઓ તદ્દન બંધ કરાવી અને ઉપચારની પદ્ધતિમા થોડો ફેરફાર સૂચવ્યો. મારા પિતાશ્રીએ પૂર્ણ શ્રદ્ધાથી તે પ્રમાણે કર્યું, હું સાવધાનીથી પ્રગતિ જોતો રહ્યો.

ખરેખર આશ્ચર્ય સાથે કહેવું જોઈએ કે, જ્યારે મેં ડૉક્ટરો અને સર્જનોને ફરી બતાવ્યા ત્યારે દોઢ જ મહિનામાં રૂપિયે બાર આના જેટલો મારા પિતાશ્રીને ચમત્કારિક રીતે ફાયદો થઈ ગયો છે તેવું મને કહેવામાં આવ્યું.

આ સાંભળી હું અતિ ઉત્સાહમા આવી ગયો અને હવે થોડા સમયમાં મારા પિતાશ્રીને સો ટકા ફાયદો થઈ જશે એવી આશા

રાખી રહ્યો છું. તેવે સમયે આ કુદરતી ઉપચાર સંબંધી હું વધુ વિગત અને પ્રકાશ પાડી શકીશ તેવી ઉમેદ છે.

આખરે, દસ દિવસ પહેલાં, હું એક નામાંકિત ડોક્ટરને બતાવવા મારા પિતાશ્રીને લઈ ગયો. ડોક્ટરે તપાસીને ખાત્રી આપી કે, તેમના મત મુજબ રૂપિયે ચૌદ આની દરદ મટી ગયું છે અને દરદીને તો તદ્દન મટી ગયું હોય તેવું લાગતું હશે.

છેવટે, આપણા દેશની પીડિત જનતાને માટે હિતેચ્છુ શ્રી રાવજીકાકાએ આ છુપાયેલું સત્ય પ્રકાશમાં મૂક્યું તે બદલ જો હું તેમનો ખરા દિલથી આભાર ન માનું તો હું કૃતઘ્ન ગણાઉં. સાથે સાથે તેઓશ્રી પીડિત જનતાને સહાય કરવા માટે જે યથાર્થ પ્રયત્ન કરી રહ્યા છે તે પૂર્ણ સફળ થાવ તેમ ઇચ્છું છું."

### ૪. કૅન્સરના ઉપચાર વિષે જરૂરી સૂચન

કૅન્સરના દરદીઓની સારવારમાં દરદીના શરીરની પ્રકૃતિ, તેની પેશાબ પચાવવાની શક્તિ વગેરે જોઈને ઉપચાર સૂચવવાનો હોય છે. બીજા દરદોમાં ધીમે ધીમે શરૂઆત કરવામાં ફાયદો છે પણ કૅન્સરનું દરદ એટલી ઝડપથી જામે છે કે તેનો તાત્કાલિક ઉપચાર કરવો રહ્યો. વળી કૅન્સરના દરદીને ઘણી વખત કાનમાં દરદ હોય છે, કાન પાકતા હોય છે, માથામાં કારમા વેગ-સણકા મારે છે જે અસહ્ય લાગે છે. પ્રયોગ ચાલતો હોય તો પણ ક્ષણિક પીડામાંથી છૂટવાને દરદી કેફી ગોળી કે એવું કોઈ દ્રવ્ય લેવા લલચાય છે જેથી તે તીવ્ર દરદ થોડા સમય માટે દબાય છે પણ પરિણામે પ્રયોગ નિષ્ફળ જાય છે. મન ઉપર વધારે સંયમ રાખી સણકા સહન કરવા પણ જે દવાથી દરદ મટી જતું નથી પણ થોડો સમય દબાય છે અને પછી ઉત્તરોત્તર વધે છે એવા ઉપાયો કરીને આ પ્રયોગ નિષ્ફળ બનાવશો નહીં. તેવી દવાને વાપરીને વધારે દુઃખ વહોરવું નહીં. કૅન્સરના દરદીએ પેશાબના પીવા અને માલિસ કરવા ઉપરાંત

પી જવું. પછી ધીમે ધીમે જેટલા ઉપવાસ કર્યા હોય તેટલા દિવસમાં ફળનો રસ, મગનું ઓસામણ, દૂધ અને પાણી મેળવી તુલસીનો ઉકાળો—એમ દિન-પ્રતિદિન મંદ પડેલો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય તેમ તેમ વધારતા જઈ ખોરાક પર આવવું. પેટ ભરીને અકરાંતિયું ખાવું નહીં. ગમે તેવી હળવી વસ્તુ પ્રમાણ કરતાં વધારે ખાવામાં આવે તો તે પચે નહીં અને ઝાડા થાય, માટે કાળજી રાખવી. ઉતાવળ કરી સુધરેલી બાજી બગાડી નહીં નાખવી.

ઉપવાસ છોડયા પછી પેશાબ દિવસમાં એક બે વખત ત્રણ ત્રણ ઔંસ પીવાનું ચાલુ રાખવું. જ્યાં સુધી સંપૂર્ણ આરામ ન થાય ત્યાં સુધી માલિસ અને અન્ય સારવાર ચાલુ રાખવી તેમ પરહેજી પણ ચાલુ રાખવી, આ દરદના દરદીએ મીઠાનો સદંતર ત્યાગ કરવો જોઈએ.

## ૭
## ગળાના રોગો

### ૧. ગળાની ગાંઠો

ઘણાં નાનાંમોટાંઓને ગળામાં ગાંઠો થાય છે. કેટલીક વખતે તે ક્ષયની હોય છે. કેટલીક વખત કેન્સરની હોય છે અને કેટલીક વખત સાદી હોય છે. છતાં તેનાથી દરદીનું ગળું સૂજી જાય છે. ખાવામાં મુશ્કેલી પડે છે. તેનાં મોં અને આંખો પણ સૂજી જાય છે. આવી ગાંઠોને ઈંજેક્શનો કે ઓપરેશનથી છંછેડવામાં આવે અને તાત્કાલિક સાદા ઉપચારોથી મટાડી ન દેવાય તો તે કેન્સરનું રૂપ પકડે છે એમ ઘણાંનો અનુભવ છે. સાબરમતી હરિજન આશ્રમમાં રહેતા શ્રી. જીણાભાઈ અમરશી શાહનો છોકરો નામે શરત, ઉંમર

વર્ષ ૧૪ની, તેને ગળામાં બંને બાજુએ બે ગાંઠો થયેલી. મોઢું સૂજી ગયું હતું અને પાણી પીતાં પણ તકલીફ પડતી. તેથી ગભરાઈને ઓળખીતા ડૉક્ટર પાસે તેને લઈ ગયા ડૉક્ટરે તેને તપાસીને તુરત સુચના કરી કે તેને તાત્કાલિક ગુલાબબાઈ હોસ્પિટલમાં જ્યાં ડૉ. સુમન શાહ તે વખતે હતા, તેની પાસે લઈ જવો. તે ડૉક્ટરે જૂઠાભાઈને એમ કહ્યું કે તે પોતે તે છોકરાને દવા આપે પણ એ ગાંઠો ગળાની અંદર પાકી જાય અને ફૂટી જાય તો શરીરનું જોખમ આવી જાય. માટે ડૉ. સુમનની સલાહથી તે જે ઈંજેક્શન કે બીજી સારવાર સુચવશે તે મુજબ પછી કરીશું. ડૉક્ટરની વાતથી ગભરાઈને શ્રી જૂઠાભાઈ પોતાના છોકરાને લઈને હોસ્પિટલમાં ગયા ત્યારે જાણ્યું કે ડૉક્ટર પોતે બહાર નીકળી ગયા હતા. પણ બીજા માણસોએ કહ્યું કે બપોરે બીજા કોઈક ડૉક્ટર મળશે. તેને એ છોકરાને બતાવજો; કારણ કે ડૉક્ટર સુમન શાહ હવે બે ત્રણ દિવસ પછી આવશે. બીજા ડૉક્ટરને બતાવવાની તેની ઈચ્છા ન હતી. એટલે એ ભાઈ પોતાના છોકરાને લઈ ને ડૉક્ટર સુમનના ખાનગી દવાખાનામાં ગયા. બપોરના બાર વાગી જવાથી ડૉક્ટર ત્યાંથી પણ પોતાને ઘેર જવાને નીકળી ગયા હતા. એટલે બાપ-દીકરો થાકીને ઘેર પાછા ગયા. શ્રી જૂઠાભાઈ પાસે તે વખતે ડૉ. આર્મસ્ટ્રોંગનું પુસ્તક 'વૉટર ઑફ લાઈફ' હતું. તે તેમણે ચીવટથી વાંચવા માંડયું. પુસ્તકમાં ગળાની આવી જાતની ગાંઠો માટે બહુ જ ખાતરીપૂર્વક લખેલું છે કે, તે મૂત્રચિકિત્સાથી જલદી ઓગળી જાય છે. તેથી તેમણે પોતાના દીકરાને એ મૂત્રપ્રયોગની વાત કરી અને તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો રોજ દવાખાને જવું. રોજનાં પાંચસાત રૂપિયાનાં ઈંજેક્શનો લેવાં અને મોટા ખર્ચમાં ઊતરવું, તેના કરતાં મૂત્રપ્રયોગ કરવો એ જ સારું છે. બધી તકલીફોમાંથી બચી જવાશે. કદાચ ઓપરેશન કરવાનું પણ કહે એમ થાય તો જોખમ પણ ખરું. બાપની વાત છોકરો સમજ્યો અને આ પ્રયોગ કરવાનું

'स्वीकार्यु', भरतभाई पोताना पेशाबनो एक घूंटडो मों बगाडीने पी गयो. परंतु मानी लीधेली सुगने लीधे तुरत ऊलटी थई. ऊलटीथी केटलोक पेशाब बहार नीकळी आव्यो. छतां ते दिवसे तेने कांई पीडा नहीं थवाथी अने तेना पिताना वारंवार कहेवाथी बीजे दिवसे तेणे वधारे पेशाब लीधो. तेने ऊलटी न थई अने दरदमां ठीक राहत मळी. आने कारणे तेने श्रद्धा आवी के तेने ठीक थशे. त्रीजे दिवसे ते भाई छथी आठ औंस पेशाब आंखो मींचीने गटगटावी गयो. त्रण ज दिवसमां आठ आनी दरद ओछुं थई गयुं. बीजा पांच छ दिवस वधु प्रयोग चालु राखवाथी छठ्ठे दिवसे तो तेना गळानी बंने गांठो ओगळी गई. श्री जूठाभाई जणावे छे के, आ प्रसंगथी अमने आ प्रयोग उपर श्रद्धा चोंटी छे. आम आ प्रयोग तेनी बाबतमां सफळ थयो छे.

## ८

## पेटना रोगो

**अम्लपित्त–पेटनो दुखावो अने पेटना आंदानो रोग**

अमदावादमां नवरंगपुरा श्रीमाळी सोसायटीमां रहेता श्री . जी. बी. केळकर नामना महाराष्ट्रीयन गृहस्थे पोतानो अनुभव मने मे, १९५८मां लखी मोकल्यो छे. तेनो जरूर पूरतो भाग हुं नीचे आपुं छुं.

मने पेटनुं भारे दरद हतुं. मारा हाथ ध्रुजता हता. मने पेशाबनो उपयोग करवानुं एक मित्रे सूचव्युं. एटले में पेशाबने मारी हथेळीओ उपर घसवानुं नक्की कर्युं. बे त्रण दिवसना मालिसथी हथेळीओ ध्रुजती बंध थई. आनाथी मने आ प्रयोगने आगळ वधारवानी श्रद्धा जागी. हुं आजे कहुं छुं के त्यारे हुं तीव्र अम्लपित्त (हाईपर एसिडिटी)थी पीडातो हतो. मारी

હોજરીમાચાદા પડી ગયાં હતા પચીસ વર્ષ સુધી બધી જ જાતની દવા કરી ચૂક્યો હતો છતા તબિયતમા કઈ સુધારો થયો ન હતો, મે પેશાબના કોગળા કરવા માંડયા અને શરીર પર પેશાબનુ માલિસ કરવા માંડયુ અઠવાડિયાના ગાળામા તો મારામા ગણના પાત્ર શક્તિ આવી મારી તબિયતના આ સુધારાથી પ્રેરાઈને મે પેશાબ પીવાનુ નક્કી કર્યું દિવસમા ત્રણથી ચાર વખત થઈને એક આખો ગ્લાસ પેશાબ પીતો એક જ અઠવાડિયામા પરિણામે મને એટલી બધી રાહત મળી કે જેને શબ્દોમા વ્યક્ત કરી શકાય તેમ નથી મે મહિના સુધી પેશાબનુ સેવન ચાલુ રાખ્યુ અને આજે હુ તીન અમ્લપિત્તથી મુક્ત છુ હોજરીમા ચાદા પણ હવે નથી રહ્યા અને સારી જેવી ભૂખ લાગે છે

હુ મારા અનુભવથી માનતો થયો છુ કે જેને જીવન ની છેલ્લી ઘડી સુધી તદુરસ્ત જીવન જોઈતુ હોય તેમને માટે પેશાબ અમૃત કરતા જરાય ઊતરતી ચીજ નથી પેશાબ આપણને ઉત્તમ આરોગ્ય બક્ષે છે તેમ જ અસાધારણ ચેપી રોગો સામે સરક્ષક બની રહે છે અ તરની શ્રદ્ધા અને વિશ્વાસ સિવાય બીજી કાઈ કિમત બેસતી નથી એ રીતે ગરીબ જનતા માટે ખૂબ જ ઉપકારી ઔષધ છે? એના પરિણામો ત્વરિત અને કાયમી હોય છે

અત્યારે મારી ઉમર ૬૭ વરસની છે છતા હુ સ્વભાવિક કામ કરવા જેટલી શક્તિ ધરાવુ છુ તે મે કરેલા મૂત્રપ્રયોગને જ આભારી છે

## ૨. પેટનો દુખાવો

અરનાવીના રહીશ અને અમદાવાદમા રહેતા **ભાઈ લાલજી-ભાઈ હીરાભાઈ પટેલ,** ઉમર વર્ષ ૪૩ની વર્તમાનપત્રોમા મારી મૂત્રચિકિત્સાના સ્વાનુભવની કથા વાચીને તેમણે પોતાની મેળે પોતાને જેમ સઝ્યુ તે પ્રમાણે પોતાનુ દુખ દૂર કરવાનો નિશ્ચય કર્યો તેમને સારુ થયા બાદ એ મારા એક પરિચિત ભાઈ સાથે

મને મળવા આવ્યા અને પોતે જે પ્રયોગ કર્યો અને તેનાથી જે આરામ થયો તેની વાત કરી. પછી પોતે પોતાના દરદને નિર્મૂળ કરવા મૂત્રચિકિત્સાનો ઉપચાર કર્યો તેનો અહેવાલ મને લખી મોકલ્યો. તે ભાઈને પાંચ વર્ષથી આંતરડાંની તથા પાચનશક્તિ મંદ હોવાની ફરિયાદ હતી. દર વર્ષે ડૉકટરની દવા કરાવવી પડતી અને એક બે માસની દવાથી કદાચ આરામ થતો, પણ પાછું એનું એ જ દરદ ઊભરાયા કરતું. આખરે તે ભાઈ આર્થિક રીતે અને શારીરિક દષ્ટિએ ઘણા કંટાળી ગયા અને અંતે ગઈ દિવાળીએ તેમણે ડૉકટરની દવા લેવાની બંધ કરી. પણ ઉનાળામાં ફરી પાછા તે બીમાર પડયા. તે દરમ્યાન મારા પ્રયોગવાળો લેખ તેમના વાંચવામાં આવ્યો તેમણે મારી સલાહ કે સૂચના વગેરે મેળવ્યા સિવાય પોતાની જાત ઉપર તે પ્રયોગ શરૂ કર્યો અને તેમને બરાબર દોઢ માસમાં સંપૂર્ણ આરામ થયો.

વિશેષમાં આ ભાઈ લખે છે કે, "આ પ્રયોગથી મને દમની જે સાધારણ અસર હતી તે મટી ગઈ છે. ફક્ત આ મૂત્રપ્રયોગમાં શ્રદ્ધા અને આત્મસંયમની જરૂર છે. મને પોતાને તો અનુભવે લાગ્યું છે કે શાસ્ત્રીય રીતે મુ. રાવજીકાકાએ જે સલાહ–સૂચના પોતાના લેખમાં આપી છે તે પ્રમાણે મેં પ્રયોગ કર્યો હોત તો આટલો લાંબો વખત આ પ્રયોગ મારે કરવો પડયો ન હોત.

મારા મનની નિર્બળતાને કારણે હું બીડી તથા ખાંડ છોડી શકયો નહોતો. જો આ બે વસ્તુ છોડી હોત તો મને અવશ્ય વહેલો ફાયદો થયો હોત, એમ મને લાગે છે. મેં નીચે પ્રમાણે પ્રયોગની શરૂઆત કરી હતી:—

શરૂઆતમાં આઠ દિવસ સુધી સવારથી સાંજ સુધી બધો જ પેશાબ મેં પીધો હતો. પછી ધીમે ધીમે દિવસમાં ચાર વખત પીતો હતો અને છેલ્લા દશ દિવસમાં તો સવારમાં વહેલો એક જ વખત લેતો હતો. તેનાથી પેટમાનો ગેસ તથા કબજિયાત રહેતી

હતી તેમાં ઘણો ફાયદો જણાયો. અને એક માસ સુધી દરરોજ રાતનો પેશાબ રાખી મૂકીને બીજે દિવસે રાત્રે તથા સવારમાં અડધો અડધો કનાક આખા શરીરે માલિમ કરતો હતો. જેટલો પીવાથી ફાયદો થયો હતો તેટલો જ માલિસથી પણ ફાયદો થયો હતો.માલિસથી મારી ચામડીના રંગમાં ફેર જણાયો અને પગનાં તળિયામાં પહેલાં ખૂબ જ પસીનો થતો હતો તે હવે બિલકુલ થતો નથી અને પગના તળિયાંની ચામડી પણ સુંવાળી અને સારી થઈ ગઈ. મોઢા ઉપર ગરમી અને ફોલ્લીઓ હતી તે પણ મટી ગઈ.

બીજું કેડમાં જે કળતર થતું હતું તે પણ નાબૂદ થયું. આજે હું સંપૂર્ણ સારી રીતે કામ કરી શકું તેવી સ્થિતિમાં છું અને આજે દિવસના ચૌદ કલાક કામ કરું છું.

મારી બીમારીના ટાઈમે હું નિરાશ અને સુસ્તપણે બેસી રહેતો હતો. આજે કોઈ પણ જાતની નબળાઈ નથી અને સંપૂર્ણ સ્ફુર્તિથી કામ કરુ છું."

સદરહુ ભાઈએ આપેલા હેવાલનો છેવટનો ભાગ-તેમણે પ્રયોગ કેવી રીતે કર્યો તે વર્ણન તેમની જ ભાષામાં શબ્દે શબ્દ ઉપર આપેલ છે. તેમાં તેમણે કરેલા એકરારથી તેમની નેખાલસતાનાં દર્શન થાય છે. મૂત્રચિકિત્સાના પ્રયોગમા રાખવી જોઈતી ચોકસાઈ અને પાળવી જોઈતી પરહેજીમાં તે બિલકુલ બેદરકાર રહ્યા છે અને આપણા લોકોમાં ચોકસાઈની જે ખામી છે તેનું દૃષ્ટાંત તેમણે પૂરું પાડ્યું છે. છતાંયે તેમણે કરેલા પ્રયોગથી લાભ તો થયો જ. તેમનું કહેવું તદ્દન વ્યાજબી છે કે, જો તેમણે સૂચવેલી પરહેજી પાળી હોત તો તેમનું દર્દ દોઢ માસમાં મટ્યું તેના આઠ દસ દિવસમા નિકાલ આવી ગયો હોત આ ઉપરથી જેમને અનુભવ થયો હોય તે મૂત્રની અમોઘ શક્તિ સમજી શકે. જગતભરનાં વૈદકીય મહાવિદ્યાલયોમાં નિષ્ણાત થયેલા દાક્તરો આ વાત શી રીતે સમજી શકે? અને એ નિષ્ણાતો તે અણઘડ

ગણાતા માણસના અનુભવને મૂર્ખાઈ સમજે તો તે અણઘડ માણસના દિલમાં સામેના વિષે જે ભાવ પેદા થાય તેમાં તેનો શો દોષ?

આ વર્ણન પૂરું કરતાં એક જાણવા જેવી વાત જણાવું. સદર લાલજીભાઈ પ્રયોગ કરી સારા થયા પછી મને મળવા આવ્યા અને પોતાના અનુભવની મને વાત કરી, ત્યારે મેં તેમને સ્વાભાવિક પ્રશ્ન કર્યો કે, "તમને પેશાબ પીતાં સૂગ ન આવી?" મારો પ્રશ્ન સાંભળી તેમણે પોતાની વીતકકથા મને કહી સંભળાવી. તેમણે કહ્યું કે, હું જ્યારે દસ બાર વરસનો હોઈશ ત્યારે મારા શરીર પર બધેય અછબડા જેવા મોટા ફોલ્લા ઊપસી આવેલા. મને બહુ દરદ થતું. મારા ગામના એક વૃદ્ધ વૈદે મારા પિતાને દવા બતાવી કે તેને ત્રણ-ચાર દિવસ ગધેડાનું મૂતર પવાય તો તે ફોલ્લા શમી જશે. પણ ગધેડાનું મૂતર છે એવું હું જાણું તો તે નહીં પીઉં એવી મારા પિતાને ખાતરી હતી. તેથી એક દિવસ સવારે તૈયાર થઈને તેઓ મને કહેવા લાગ્યા કે હું અમદાવાદ જાઉં છું; બપોરે પાછો આવીશ. અમુક અમુકને મળવું છે અને કોઈ ડૉક્ટરોને તારા ફોલ્લાની વાત કરી દવા પણ લેતો આવું; એમ કહી તે ઘર બહાર ગયા અને સીધા કુંભારવાડામાં ગયા. એક કુંભારને કહ્યું કે, "હું થોડી વારમાં આવું છું તે દરમ્યાન ગધેડાનું મૂતર ઝીલીને આ શીશામાં ભરી મૂકજે." પછી ત્યાંથી સીમમાં —ખેતરમાં ગયા અને બપોરના બારેક વાગ્યે શીશો લઈને આવ્યા, અને કહેવા માંડ્યું કે, "ફલાણા ભાઈ ના મળ્યા, ફલાણા ભાઈએ વાયદો કર્યો. ઉપરાંત ડૉક્ટર પાસે જઈને પીવાની દવા લેતો આવ્યો છું. દરરોજ અમદાવાદ જવું ના પડે એટલે ચાર દિવસની સામટી દવા લેતો આવ્યો છું" એમ કહીને મને ચાના પ્યાલામાં દવા કાઢી આપી. હું મોં કટાણું કરી પી ગયો. ચારેય દિવસ એ જ દવા પીધી અને મારી ગરમી શમી ગઈ. મને પૂરો આરામ થયો પછી મેં જાણ્યું કે મેં જે દવા પીધી તે દાક્તરની દવા નહોતી પણ

ઘેડાનું મૂતર હતું. હવે બોલો, અજાણતાં ગધેડાનું મૂતર પણ પીધું છે, તો આપમેળે જાણીને મારું પોતાનું મૂતર પીઉં તેમાં સૂગ શાની? મેં તો એના કરતાંય વધારે ગંધવાળી અને વધારે બેસ્વાદ ઘણી દવાઓ પીધી છે."

## ૨. કબજિયાત

૧. અમદાવાદ કાળુપુર ખજૂરીની પોળમાં શ્રી પ્રવીણચંદ્ર પરીખ રહે છે. તેમના શરીરમાં બહુ મેદ હતો. કબજિયાત રહે, હૃદયમાં ગભરામણ થાય, સ્મરણશક્તિ પણ ઓછી થઈ ગયેલી. આવા બધા કારણે તેમને જીવન પર પણ કંટાળો આવી ગયેલો. તે અરવિન્દ મિલની એક દુકાનમાં નોકર હતા તે ભાઈ રણજિતભાઈ પાસે ઘણી વખત જતા ત્યારે તેઓ તેમને મૂત્રચિકિત્સા અજમાવવાની વારંવાર સલાહ આપતા. ઘણી સમજાવટ પછી દરદીને શ્રદ્ધા બેઠી અને કોઈ જાણે નહીં તે રીતે પેશાબ પીવાનું શરૂ કર્યું. ચાર દિવસ પછી પોતાની શરૂઆત રણજિતભાઈને કહી અને સાથે સાથે ફરિયાદ પણ કરી કે શરીરમાં ઘણી ગરમી લાગે છે પણ તેમને સૂચવવામાં આવ્યું કે ભલે ગરમી લાગે, ગભરાવું નહીં. આપોઆપ શમી જશે. ગરમી લાગે એટલે ચળ આવતી હતી. આમ દિવસમાં ત્રણ વખત સવારે, બપોરે અને સાંજે જે પેશાબ થાય તે પીતા હતા. થોડા દિવસ પછી ગરમી શમી ગઈ. અઢી માસના પ્રયોગથી શરીર હળવું થયું. મગજ સ્ફૂર્તિમાં આવ્યું. મગજનો ભ્રમ ભાગી ગયો. મધકોશ નાબૂદ થયો. ખોરાક રુચિથી ખવાવા લાગ્યો. આ અઢી માસ દરમ્યાન ખોરાકમાં મીઠું લેવાનું બંધ કર્યું હતું અને ખાસ કરીને ખાખરા દૂધ અને કારેલાં કે પરવળનું શાક ખાતા.

### ૧. કબજિયાત–ખણજ

૨. અમદાવાદ ઢાળનીપોળના શ્રી. રામનલાલ કાળિદાસ પરીખને

ઘણાં વરસથી કબજિયાત રહેતી. કલકત્તા રહેતા હતા ત્યાંથી આવ્યા બાદ આખા શરીરે ખણજ ઊપડી. ૨૧ દિવસ સુધી ડોકટરોની મુલાકાતો લીધી અને ઘણાં ઈંજેકશનો લીધાં, પણ નિરાશ થયા. એક દિવસે રાતોરાત આખું શરીર સોજાથી ભરાઈ ગયું અને મોં તો ભારેખમ જેવું થઈ ગયું. તે ભાઈ રણુજિતભાઈને પિછાણતા હતા. તેમને બોલાવી મંગાવ્યા અને પોતાનાં દુઃખની વાત કરી. તે ભાઈએ દરદીને પ્રથમ તો દાક્તરની દવા બંધ કરવાનું કહ્યું અને દરદીએ તે સ્વીકાર્યું. તેમને મૂત્રચિકિત્સાની સારવાર આપવાનો વિચાર કર્યો; પણ એક ભારે મુશ્કેલી હતી. દરદીને દિવસમાં કેવળ સવારે જ પેશાબ થતો એટલે માલિસ કરવા જેટલો પણ પેશાબ થતો નહીં, તેથી તેમના દીકરાનો પેશાબ માલિસ માટે સંઘરી રાખવાની સુચના આપી અને દરદીનો પોતાનો પેશાબ પીવાનું સુચવ્યું. દરદીએ તેમ કરવા માંડયું. બીજે દિવસથી માલિસ શરૂ કર્યું. પ્રથમ તો પગને તળિયે, પછી માથે અને મોં પર, પછી છાતી પર અને બરડે; આમ બધે શરીરે માલિસ કરતાં પેઢુ પર માલિસ કરવા માંડયું કે તુરત જ ઝાડાની હાજત થઈ. પ્રથમ તો એમને એવી ટેવ પડી હતી કે ત્રણ પ્યાલા ચાના ગટગટાવી જાય અને ચાર બીડીઓ ફૂંકી નાખે ત્યારે બકરીની કઠણ લીડીઓ જેવો મળ મહાપરાણે નીકળે; પણ આ તો માલિસ કરતાં અધવચ્ચે ઉતાવળ કરી જાજરૂ ગયા. અને તુવેરનો કોચલો એકદમ વછૂટી જાય તેમ ઝાડો વછૂટી ગયો. એ જ બપોરે પણ સાફ ઝાડો થયો અને સાંજે પણ થયો. બીજે દિવસે ભાઈ રણુજિતભાઈ માલિસ કરવા ગયા ત્યારે જોયુ તો શરીરમાં ૭૫ ટકા સુધારો થયો. અને બે દિવસમાં માલિસ અને પેશાબ પીવાથી તે શરીરમાં એટલી સ્ફૂર્તિ અને શક્તિ આવી કે ધોળકા ગામે પોતાની સાસરીમાં ગયા તેમણે ત્યાં પણ ત્રણ દિવસ માલિસ ચાલુ રાખ્યું અને સંપુર્ણ આરામ થયો.

### ૨. પેટનો દુખાવો અને ગેસ

અમદાવાદ રાયપુર શામળાની પોળના શ્રી. જયંતીલાલ

ચિમનલાલ શાહે મને પોતાનું નિવેદન લખીને તા. ૨૪-૯-૫૮ એ મોકલ્યું છે, જે નીચે પ્રમાણે છે:

"પૂ. શ્રી રાવજીકાકા,

આપનું 'માનવમૂત્ર'નું પુસ્તક મેં મહેરબાન શ્રી સ્ટોર સુપરિં૦ સાહેબ અ૦ મ્યુ૦ કો૦ પાસેથી લઈને વાંચ્યું. અને તેમાં જુદા જુદા અસાધ્ય રોગો ઉપર કરેલા માનવમૂત્રના પ્રયોગની બીના વાંચી, અને તેથી મેં પણ મારા પોતા ઉપર આ પ્રયોગ કરવાનો વિચાર કર્યો.

મને ઘણા વખતથી પેટમાં વાયુ અને કબજિયાતનો રોગ હતો, જેને લીધે અવારનવાર પેટમાં કાબા પડવામાં દુખાવો પણ થતો વળી તેને લીધે શરીર બેચેન રહેતું તેમ જ સળેખમ વગેરે થઈ આવતું. આથી મેં સૌ પ્રથમ સવારે એક ગ્લાસ ભરીને મૂત્ર પીવાનો પ્રયોગ કર્યો. પહેલે દિવસે સહજ સ્વભાવ મુજબ સૂગ ચડી, પણ પછી બીજા દિવસે મૂત્ર પીવાની માત્રા અને સમય વધાર્યો, આખા દિવસ દરમિયાન બેથી ત્રણ વખત એક એક ગ્લાસ એટલે આશરે ૧૨ થી ૧૪ ઔંસ ભરીને મૂત્ર પીવાનું શરૂ કર્યું, બરાબર બીજા દિવસે સાંજના બેથી ત્રણ ઝાડા થયા અને પેટમાંનો કચરો વાયુ સાથે નીકળવા લાગ્યો. આમ પાંચ દિવસ સુધી ઝાડા થયા અને પછી દસ્ત નિયમિત બંધાઈને સવારે આવવા લાગ્યો. ફક્ત સાત દિવસના મારા આ પ્રયોગથી મારા પેટમાંનો ભાર અને ગૅસ તેમ જ દુખાવો સાવ મટી ગયો."

### ૩. જલોદર

(૧)

એ જ ભાઈ નિવેદનમાં આગળ લખે છે કે, "આપના આ પ્રયોગને અમારા કુટુંબમાં અગાઉ પાલનપુર સ્ટેટના રાજવૈદે મારા દાદાના દીકરા શ્રી ચંદુલાલ ત્રિકમલાલ શાહ ઉપર જલોદરના

રોગ માટે અજમાવેલ તેમને એકવીસ દિવસના ઉપવાસ કરાવીને દિવસનો જેટલો પેશાબ થાય તે બધો જ પિવડાવતા અને પેટ ઉપર પેશાબના કપડાનો ખડ (લેપ) કરતા. શરૂઆતના બે ત્રણ દિવસ તેમણે મહામુસીબતે લીધો અને ત્રીજે દિવસે તેમને ઊલટી અને ઝાડા ખૂબ પ્રમાણમાં થવા લાગ્યા. ઊલટી અને ઝાડામાં ફક્ત પિત્ત અને પાણી આંતરડામાંથી અને હોજરીમાંથી ખેંચાઈને આવવા લાગ્યાં. અને એકવીસ દિવસે તેમનું પેટ તદ્દન હળવું અને મુલાયમ બની ગયું ત્યાર પછી તેમને ચોપડયાં સિવાયના લુખ્ખાં ફક્ત પાંચથી ૭ ખાખરા આખા દિવસમાં છાસની પરાસ સાથે આપતા. એ રીતે ચૌદથી પંદર મહિનાં સુધી એ જ ખોરાક અપાયો અને તેમનું શરીર તદ્દન નીરોગી અને સશક્ત બની ગયું.

કાનના સણકા અને દુખાવા માટે મારી પત્નીના કાનમાં પેશાબનાં ટીપાં દિવસમાં ત્રણચાર વખત નાખ્યાં અને તેમનો જૂનો દુખાવો તદ્દન મટી ગયો. આમ માનવમૂત્રનો આ પ્રયોગ સમજુ અને અણસમજુ વર્ગમાં પ્રચલિત થાય તે માનવજીવનને લાભકર્તા છે. એમ મારા પોતાના અનુભવ ઉપરથી હું ચોક્કસ કહું છું, અને તે માટે શક્ય એટલો પ્રચાર કરવાનો પણ પ્રયત્ન કરું છું.

ઉપર વર્ણવેલો પ્રસંગ થોડાં વરસ પૂર્વેનો છે. આ પ્રમાણે સારવાર કરનાર પાલણપુરમાં રહેતા વૈદ બાલુભાઈ રોજમલજી હતા. તે હાલ હયાત નથી. પણ ઉપરનો દાખલો એટલા માટે ટાંક્યો છે કે દરદી માટે બીજો ઉપાય કામિયાબ ન નીવડયો ત્યારે આ વૈદરાજે આ ઉપાય સૂચવ્યો. જે દરદીએ સ્વીકારી લીધો અને તેનાથી તેને આરામ થયો. અર્થાત ઘણા વૈદો કે સાધુ સંતો અને ગામડામાં રહેતા વૃદ્ધો આ અમૃત સાધન વિષે જાણતા હતા અને હજી પણ જાણે છે. હિંમતથી જે તેનો યોગ્ય ઉપયોગ કરે છે તે તેનો લાભ જીવનભર સારી રીતે ઉઠાવે છે.

## (૧)

બિલીમોરાના શ્રી.ગુલાબભાઈ નીછાભાઈ દેસાઇએ 'માનવ-મૂત્ર'ની પુસ્તિકાઓ ગામડાઓમાં વહેંચી છે. અને મૂત્રચિકિત્સાથી જે જે પરિણામો આવ્યાં છે તેને લગતી માહિતી લોકહિત માટે પ્રસિદ્ધ કરવા એકઠી કરી રહ્યા છે. બિલીમોરાના શ્રી ઈશ્વરલાલ નાગજી દેસાઈએ તેમના ૨॥ વર્ષના પુત્ર ચિં. સતીશ ઉપર મૂત્રપ્રયોગ કર્યો અને તેનું જે શુભ પરિણામ આવ્યું તેની માહિતી ભાઈશ્રી ગુલાબભાઈ મારફત મળી છે જે નીચે મુજબ છે.

"મારો પુત્ર ચિ. સતીશ વર્ષ અઢી, જન્મથી જ થોડા થોડા દિવસે બીમાર રહેતો. બીમારીમા ઝાડા, તાવ, ઊલટી થયા કરતા. તા. ૨૮–૬–'૬૦ના રોજથી તાવ શરૂ થયો જે ૧૦૪–૫ ડિગ્રી સુધી રહેતો. તાવ બિલકુલ ઊતરે નહીં.

ડૉકટરે ૪॥ માસ સુધી તાવ ઉતારવા બહુ કોશિશ કરી. બાળકના નવા જૂના રોગની બધી જ સારવાર કરી પણ તાવ ઊતર્યો નહિ.

ત્યાર બાદ તા. ૧૫–૧૧–'૬૦ના રોજ આખા શરીરે સોજા આવ્યા જે ૫–૬ દિવસ રહ્યા. ત્યારે જ ડૉકટરને માલૂમ પડયું કે આ જલોદરનો રોગ છે ડૉકટરની તથા બે દેશી વૈદની સારવાર લીધી તેનાથી આરામ હતો પણ રોગ મટતો નહી એટલે દવા કરવાની બધ કરી. ત્યાર બાદ છોકરાને ઝાડા પેશાબે લોહી અને પરૂ પડવા માંડયું.

તા. ૫–૧૨–'૬૦થી મૂત્રપ્રયોગ શરૂ કર્યો પેશાબ દિવસે જેવો થાય તેવો તાજો જ પાતો રહેતો. દિવસે પેશાબનુ આખા શરીરે માલિસ કરતો. ખોરાકમા ભાત અને દાળનુ પાણી ૧ ટંક આપતો. આ પ્રયોગ કર્યા પછી, જે તાવ ૪॥ માસમા ન ઊતર્યો તે ફકત છ દિવસમા જ ઊતરી ગયો. બીજે અઠવાડિયે, ઘુ ટણીએ ઘસતો થયો.

ત્રીજે અઠવાડિયે ચાલતો થયો. આ પ્રયોગ તા. ૩-૨-'૬૧ સુધી ચાલુ રાખ્યો. ત્યાર બાદ દિવસમાં ૨-૩ વખત પાવાનો રાખ્યો.

પ્રયોગથી રોગ મુક્ત થઈ નવું લોહી આવ્યું. શરીરના દરેક અંગો વૃદ્ધિ પામ્યાં. રાત-દિવસ મરણઘડી નજીક હતી તેને બદલે પ્રયોગથી તદ્દન સારો થયો."

ઉપસંહાર કરતાં એ ભાઈ લખે છે કે "માનવમૂત્ર એ એક દરેક રોગ માટે રામબાણ છે જે મારા જેવા ગરીબ માણસ માટે આશીર્વાદરૂપ છે."

## ૯

## આંતરડાનાં રોગો

### ૧ એપેન્ડીસાઈટીસ

ડૉક્ટર મગનલાલ સલારિયા પ્રમાણિત ડૉક્ટર છે, વૈદ છે અને મુખ્યત્વે કરીને આયુર્વેદિક પદ્ધતિએ ઑપરેશનનું કામ કરે છે, અમદાવાદમાં સરસપુર વિસ્તારમાં ચાર રસ્તા ઉપર તેમનું દવાખાનું છે. તેમાં રહેનારા દરદીઓ માટે પણ વ્યવસ્થા છે. શ્રી સલારિયાને આ મૂત્રચિકિત્સામાં સારી એવી શ્રદ્ધા છે. તેમનું વય ૬૫ છે. તેઓ તંદુરસ્ત છે છતાં પોતાનું મૂત્ર પોતા માટે એક નિર્દોષ દ્રવ્ય છે, એટલું જ નહીં પણ રોગથી થયેલા દૂષિત વાતાવરણમાં પણ શરીરના રક્ષણ માટે લોખંડી બખતર છે એવી ખાતરી કરવાને તેમણે ચાર માસથી પોતાનો પેશાબ પીવાનો શરૂ કર્યો. અને દિવસમાં એક વખત બપોરે પથ્ય ખોરાક લેવાનું રાખ્યું. ત્રણે માસના તેમના પ્રયોગ દરમ્યાન તેમના શરીરમાં વધારે સ્ફૂર્તિ આવી. શરીર લાલઘૂમ બની ગયું. મોં પરની વૃદ્ધા-

વસ્થાની કરચલીઓ પુરાઈ ગઈ અને વજન પણ ૧૪ રતલ વધ્યું. હજી પણ તે કાયમ માટે આ પેશાબ જ પીએ છે. પેશાબથી ભરેલી મોટી શીશી પોતાની પાસે રાખે છે તરસ લાગે કે તરત જ પીએ છે. પેશાબ સાવ પાણી જેવો ગંધવિહીન અને નળના પાણી જેવો થાય છે. આજ સુધીના આ પ્રયોગમા તેમને એક વખત એક પ્રક્રિયા થઈ આવી એક દિવસ એક જ વખતે આશરે ચાર રતલ પેશાબ થઈ ગયો, જેથી તેમને નબળાઈ લાગી. તેમણે બે દિવસ પેશાબ પીવાનું બંધ રાખ્યુ. પરિણામે નબળાઈ ટળી ગઈ. એટલે તે જ પદ્ધતિ તેમણે ચાલુ રાખી છે આનાથી તેમને કોઈ પણ જાતની અવકળા નથી કામ કરવાની શક્તિ ગજબ છે. ગમે તેટલા કામે થાકતા નથી તે ડૉકટર સલારિયા પોતાના દવાખાનામા જે દરદી આવે તેને સમજાવીને આ મૂત્ર ચિકિત્સાનો ઉપચાર કરે છે, એટલુ જ નહી પણ તેનો પ્રચાર પણ કરે છે.

ડૉકટર સલારિયાનો હેવાલ એપેન્ડિસાઇટીસના એક દરદીનો છે. શ્રી રમણલાલ ત્રિવેદી નામના એક ૩૦ વરસની ઉમરના જુવાન, પેટમા ઘણા વખતનો બંધકોશ. તેમને પહેલા સંગ્રહણી થયેલી. તેમને પેટની જમણી બાજુના ખૂણાના ભાગમા તીવ્ર વેદના થવા માંડી. તાવ પણ હતો. ડૉકટરે નિદાન કર્યું કે એપેન્ડિસાઈટીસ છે માટે ઓપરેશન કરાવવુ જોઈએ તેથી સર્જન તરીકે ડૉકટર સલારિયાને બોલાવવામા આવ્યા ડૉકટર સલારિયાએ કહ્યુ કે મારા દવાખાનામા દાખલ કરો, જરૂર લાગશે તો ઓપરેશન પણ કરીશ. તા ૫મી ઑકટોબરના રોજ દવાખાનામા તે ભાઈને દાખલ કર્યા. એમણે તેમનું ઓપરેશન ન કર્યું પણ તે ભાઈને સમજાવીને પેશાબનો પ્રયોગ શરૂ કર્યો તે ભાઈનો પોતાનો પેશાબ દિવસમા ત્રણ વખત, સવારે, બપોરે અને સાંજે પીવા આપ્યો. તેમ જ તેના પેશાબની પિચકારી (એનિમા) આપીએ પીન્ટ એટલે ૨॥

રતલ પેશાબ દાખલ કર્યો. પિચકારીથી ખૂબ મળ વછૂટચો. બીજે દિવસે અને ત્રીજે દિવસે પણ એ જ પ્રમાણે સારવાર કરી. પેટ અને આંતરડામાં ભરાઈ બેઠેલા અને જૂના સુકાઈ ગયેલા મળને બહાર ફેંકી દેવામાં આવ્યો. દરદી સાવ સાજો થઈ ગયો. આ હેવાલ મને ડોકટરે બેસતા વરસની મુબારકબાદી સાથે આપ્યો. મારે મન આ હેવાલ નવા વર્ષ માટે શુકનવંતો હતો.

## ૨ એપેન્ડિસાઈટીસ

એપેન્ડિસાઈટીસનું દરદ આજકાલ સામાન્ય થઈ પડયું છે. ખોરાકમાં કાંઈ ઢંગધડો નથી રહ્યો. ગમે તેવો ખોરાક ગમે ત્યારે ઠાંસીઠાંસીને ખાવાની ટેવ આપણને પડી ગઈ છે. તેથી જઠરાગ્નિ પચાવી શકતો નથી અને કબજિયાત વધે છે. તેને કારણે શરીરની રચનામાં પેટની જમણી બાજુએ મોટા આંતરડાની શરૂઆતમાં એન્જિનના ગવર્નર જેવું આંતરડાંનું પૂંછડું હોય છે તે મળથી ભરાય છે. બહુ દિવસ થાય, મળ ભેગો થાય, સુકાય અને છેવટે તે આંતરડામાં સડો પેદા થાય, તે સૂજી જાય, એટલે દુખાવો થાય અને તાવ આવે. દિવસે દિવસે તે અસહ્ય થઈ પડે ત્યારે તેનું નિદાન કરાવવા ડોક્ટર પાસે જઈએ. ડોક્ટર તાત્કાલિક સલાહ તો એવી જ આપે કે તે સોજો થયેલા આંતરડાના છેડાને કાપી નાખવું, અને જાણે દરદી ભયંકર આપત્તિમાંથી, મૃત્યુના મુખમાંથી બચ્યો.

કુદરતે આવું વધારાનું આંતરડું દરેક માનવીની શરીરની રચનામાં મૂકેલું છે તે ભૂલથી રહી ગયેલું નહીં હોય. શરીરના યંત્રમાં તેની પણ ઉપયોગિતા છે જ અને તે બધા આંતરડાના ગવર્નરની ગરજ સારે છે એમ શરીરશાસ્ત્રીઓ કહે છે. એ આંતરડાનું પૂંછડું મળથી ભરાય અને તે પાકે, તેમાં પરુ થાય તેથી તાવ અને અસહ્ય દુઃખાવો થાય ત્યાર પહેલાં જ દરદી ચેતી

જાય અને તેનો ઉપચાર કરે તો ભાગ્યે જ જોખમમાંથી બચી જાય. **ખોરાક જેમ શરીરને પોષે છે તેમ તેના રોગને પણ પોષે છે, અને ઉપવાસથી જેમ શરીર સંકોચાય તેમ રોગ પણ સંકોચાય છે.** એપેન્ડિસાઈટીસનો દરદી ચાર પાંચ દિવસનો ઉપવાસ કરે. ખોરાકથી પોષાયેલાં આંતરડાં સંકોચાય એ સ્વાભાવિક છે. તેવી રીતે સંકોચાવાથી આંતરડાને છેડે જે મળ બાઝેલ હોય તે છૂટો પડે. સંકોચાયેલા આંતરડાની આજુબાજુ મૂત્ર પ્રવેશ કરે તે એક જ દ્રવ્ય એવું છે કે જે જંતુનાશક હોવા છતાં શરીરની અંદરના ભાગમાં નિર્દોષ છે; કારણ કે તે શરીરના પાંચ તત્ત્વો પૈકીનું એક આવશ્યક તત્ત્વ છે. તો સડેલા આંતરડાને લાગવાથી તેનો સોજો પણ રુઝાઈ જાય છે. આમ મળ છૂટો પડે છે, સોજો રુઝાઈ જાય છે અને દુઃખાવો મટી જાય છે. એટલા માટે **ઉપવાસની સાથે મૂત્રપાનની આવશ્યકતા છે અને મૂત્રથી એનિમા લેવાની હોય છે. ચાર પાંચ દિવસના આવા સાદા પ્રયોગથી એપેન્ડિસાઈટિસનું દરદ નાબૂદ થાય છે.**

નીચેનો એક હેવાલ ડભોઈથી મળ્યો છે તે એપેન્ડિસાઈટિસના દરદનો છે એમ ડૉક્ટરના નિદાનથી દરદીએ પોતે લખી મોકલ્યો છે. દરદીએ પહેલાની માગવારનું વર્ણન કરવામાં ઘણા ડોક્ટરોએ તેની સારવાર કરી હતી, તે બધાના નામ આપ્યાં છે. પણ હું તે નામો અહીં આપતો નથી. આપણને તો હકીકત સાથે નિસ્બત છે, નામો સાથે નિસ્બત નથી પણ દરદીએ બહુ અકળાઈને હેવાલ મોકલ્યો છે તે નીચે પ્રમાણે છે:

લાલબજાર, નરસિંહજીના મંદિર પાસે, ડભોઈ, વડોદરા જિલ્લાના રહીશ વાળંદ શ્રી. કાળિદાસ શંકરભાઈ પોતાના હેવાલમાં લખે છે કે મેં આપનું 'માનવમૂત્ર' નામનું પુસ્તક હમણાં બે માસ

એપેન્ડિસાઈટિસનું દરદ થયેલું અને તેનું ઓપરેશન વડોદરાની પ્રખ્યાત ડફરિન હોસ્પિટલમાં કરાવેલું. ત્યાર પછી પણ વડોદરાના પ્રખ્યાત ડૉક્ટર આર–સાહેબે કરેલું. પરંતુ મારો દુખાવો મટયો જ નહીં. એટલે મેં ડભોઈના કેટલાયે એમ. બી. બી. એસ. ડૉક્ટરોને બતાવી ટ્રીટમેન્ટ લીધેલી. તે સિવાય વડોદરાના પણ પ્રખ્યાત ડૉક્ટર ૨–સાહેબની પણ એક વરસ સુધી દવા ચાલુ રાખી. અને તે સાથે ઈન્જેક્શનનો કોર્સ પણ ખરો. આટલાં બધાં ઇન્જેક્શનો ને દવાઓ કરવા છતાં પણ કોઈ પણ ફાયદો થયો જ નહીં. પછી આણંદ ડૉક્ટર ફોર્ડને બતાવ્યું છતાં દરદ તો એનું એ જ રહ્યું. પછી મહેમદાવાદમાં ડૉક્ટર પ–સાહેબ, અમદાવાદના ડૉ. ક–અને ડૉ. સર્જન સાહેબની જ્યુરી ભરીને મહેમદાવાદ બતાવ્યું. છતાં કંઈ જ નિર્ણય આવ્યો નહીં. અને પછી બધા જ ડૉકટરોએ ઓપરેશન ફરીથી કરાવવાનો અભિપ્રાય આપ્યો. પછી હું ડૉક્ટર કા.–સાહેબની ચિઠ્ઠીથી ડૉ મ.–આણંદવાળા જે વડોદરામાં છે તેમને મળ્યો, અને સાથે સાથે ડૉ. દ –ના વૉર્ડમાં દાખલ થયો. પછી ડૉ. ના–એ મારી ટ્રીટમેન્ટ એમના હાથે શરૂ કરી. ઈલેક્ટ્રિકનો શેક આપ્યો અને દરદ દબાયું. ફક્ત એક માસ ને માટે જ દરદ દબાયું. ત્યાર પછી દરદ ફરીથી શરૂ થયું. ફરીથી હું એમના જ વૉર્ડમાં દાખલ થયો. અને... ડૉક્ટર સાહેબે મારી ટ્રીટમેન્ટ ફરીથી શરૂ કરી. છતાં કંઈ જ ફેર પડ્યો નહીં. છેવટે એમને મેં ઓપરેશન (ઓપન) કરવાનું કહ્યું, છતાં પણ એમણે ફરીથી સ્કિનિંગ કરી કંઈક ખામી જેવું જણાય તો ઓપન કરીશું એવું કહ્યું. છેવટે બેરિયમ એનિમા આપી સ્કિનિંગ શરૂ કર્યું. અને બધી જ જગ્યાએ જોઈ તપાસીને એમનો રિપોર્ટ (એન. એ. ડી.) કંઈ જ નથી એમ આવ્યું. એટલે મને ડૉ. આર–એ કહ્યું કે તમને ઓપરેશનમાં અગર તો તમારા પેટમાં કંઈ જ ખામી નથી. એવો રિપોર્ટ હોવાથી હું તમને દવાખાનામાંથી છુટા

કરુ છું', અને અમે કઈ જ કરી શકીએ એમ નથી આનો જવાબ આપ્યો. એટલે મે કહ્યું કે, "સાહેબ, મારે હવે શુ કરવુ?" એટલે એમણે કહ્યુ કે, "બીજા કોઈ ફિઝિશિયન ડોકટરની સલાહ લો, અમારો સર્જનોનો તે વિષય નથી" એમ કહી રજા આપી. દરદ તો ચાલુ હતું અને ડભોઈ પાછો આવ્યો. પછી ડોકટર શા ની ટ્રીટમેન્ટને લીધે તેમા ફક્ત એવો-ફોર્ટીનના દસ ઈન્જેક્શનનો કોર્સ પૂરો કરાવ્યો અને આરામ થયો. તે ફક્ત દોઢ માસ સુધી દરદ બિલકુલ બધ થયુ અને ફરીથી શરૂ થયુ. ત્યાર પછી આપના 'માનવમૂત્ર' પુસ્તકની પહેલી આવૃત્તિ વાચનામા આવવાથી આખરે કટાળીને મે તે ઉપચાર, **વગર ઉપવાસે દિવસમાં ત્રણ વખત પેશાબ પીને ચાલુ કર્યો. તેનાથી કઈક રાહત લાગી, ફક્ત બે જ દિવસમાં. પરંતુ ત્રીજે દિવસે રાત્રે દરદ બહુ જ પ્રમાણમાં થવાથી આખરે મને બુદ્ધિ સૂઝવાથી દરદવાળી જગ્યા ઉપર મૂત્રની માલિસ ચાલુ કરીને દસ જ મિનિટમાં મને ઊંઘ આવી ગઈ ને દરદમાં વધુ ફેર પડયો બીજે દિવસે મૂત્ર પીધુ અને રાત્રે માલિસ પણ કરી અને આરામ થયો. આ પ્રમાણે પીને, માલિસ કરીને પાંચથી છ દિવસમાં દરદ પૂરુ મટયું. અને આજે પણ દરદ થતુ જ નથી** આ પ્રયોગ લગભગ સવા માસથી હમણા ચાલે છે દરદ બિલકુલ જણાતું જ નથી. અને શરીરે સ્ફૂર્તિ પણ સારી છે ખોરાક પણ પહેલા નહોતો લેવાતો તે બધો જ લઉ છુ. ડભોઈમા મારુ જોઈ ઘણા જ માણસો એ પ્રયોગ કરે છે ને તેમને રાહત છે. મે આ સબધે ઘણા ડોકટરોની સલાહ લીધી પણ કોઈ જ આ પ્રયોગ માટે અભિપ્રાય આપતા નથી એટલે હવે મારે શુ કરવુ તેની સલાહ તમે આપજો મારી ઉમર ૪૫ વર્ષની છે

૩ કોલાઈટીસ (Colitis)

(મોટા આતરડાનો સોજો)

પેટના નાના મોટા આતરડાનુ દરદ અપથ્ય ખોરાકને કારણે

ઘણાને થાય છે. ખાદી ગ્રામોદ્યોગ પ્રયોગ સમિતિ, હરિજન આશ્રમ અમદાવાદ-૧૩ વાળા ભાઈ યોગેન્દ્ર પરીખ બી. એસ. સી.(ખેતી) ને એવું દરદ થયું અને તેમને ભારે દુઃખદ નીવડયું. તેનો ઉપચાર તેમણે કરાવ્યો અને શા શા ઉપચાર કરાવ્યા તેની નોંધ તેમણે રાખી એલોપથી અને હોમિયોપથીથી ન મટયું એટલે છેવટનો મૂત્રપ્રયોગનો ઉપચાર તેમના જાણવામાં આવ્યો અને તે તેમણે મુંબઈના તેમના જાણીતા દાક્તર અદલ બહેરામ એમ. ડી. ની સલાહ લઈ કર્યો અને તેમાં તેમને સંપૂર્ણ આરામ થયો. તે ભાઈએ પોતાનો હેવાલ ચોકસાઈથી લખીને તા. ૧૨-૧૩ માર્ચ ૧૯૬૦ના રોજ ભરાયેલા 'મૂત્રચિકિત્સા વિચાર વિનિમય સભા' માં રજૂ કર્યો. તે હેવાલમાં ચોકસાઈ છે એટલે તેવા ઘણા દરદીઓને તે માર્ગદર્શક બનશે એમ માની નીચે આપું છું તેમણે જે જે ડોકટરોની સારવાર લીધી તેમનાં નામ હેવાલમાં લખ્યાં છે. પણ તે મેં મૂકયાં નથી :—

અમદાવાદની એપ્રિલ મહિનાની ગરમીને કારણે થોડીક શારીરિક અસ્વસ્થતા રહેતી હતી. એપ્રિલ મહિનાની પહેલી તારીખે મને ફલુ થયો. સાજા થયા પછી મે મહિનાના પહેલા અઠવાડિયામાં એકાંતરિયો મેલેરિયા શરૂ થયો. એકાદ અઠવાડિયુ આ તાવ ચાલ્યો. તે દરમિયાન સખત ગરમી પડતી હતી. અને પરિણામે ઝાડાની સંખ્યા વધીને પાંચ સુધી પહોંચી. વૃક્ષ-કપાસની મોસમનું કામ પુરું થયું હતું અને (analysis) નું મારું કામ ચાલુ હતું એટલે દિવસના ૧૨ થી ૧૪ કલાક જેટલો સમય સહેજે આ કામમાં જતો હતો. ઝાડાની સંખ્યા વધી તેની સાથે વાયુ, પેટનો દુખાવો અને ઝાડામા લોહી પડવાની શરૂઆત થઈ.

ડોકટરને હવે બતાવવું જોઈએ એમ વિચારીને મારા મિત્ર ડોકટરને બતાવ્યું. એમણે મને ઘઉં, તેલ અને મરચું છોડી દેવાની

સલાહ આપી અને દવા આપી. આ દવા પંદરેક દિવસ ચાલી પણ કાંઈ ફેર ન પડયો. એટલે ફરી વાર ડૉક્ટર પાસે ગયો. દવામાં થોડો ફેર કરવામાં આવ્યો. એમેટીનનાં ઈન્જેકશનોની શરૂઆત કરી. પરંતુ તા. ૧૯ જૂન સુધીમાં તબિયત ઉત્તરોત્તર બગડતી ગઈ એટલે તા. ૧૯મી જૂનને દિન સિવિલ હૉસ્પિટલમાં દાખલ થયો. ત્યાંના ત્રણ અનુભવી ડૉક્ટરોના માર્ગદર્શન તળે એમેટીનનાં ઈન્જેકશન ચાલુ રહ્યાં, ચિકિત્સા માટે લોહી, ઝાડો તથા પેશાબ તપાસવામાં આવ્યાં. એમીબીક ડીસેન્ટ્રીનો ભય હતો પણ રિપોર્ટમાં કાંઈ ન આવી. ઝાડામાં લોહી પડતું હતું. પણ રિપોર્ટમાં ના આવતી હતી. એટલે ડૉક્ટરોએ કોલાઈટીસનાં કારણોની જુદી જુદી શકયતાઓ તપાસવા માટે બે ત્રણ વાર ઝાડો તપાસ્યો, પેટમાં કરમ હોય તો તે કાઢી નાખવા માટે ક્રિસ્ટોઈડઝની ગોળીઓ આપી. આથી ઝાડાની સંખ્યા વધી ગઈ પરંતુ કાંઈ ન નીકળ્યું. કોલાઈટીસનું કારણ જોવા માટે સિગ્મોઈડોસ્કોપિક એકઝામિનેશન કરવામાં આવી. પહેલે દિવસે પ્રાથમિક તપાસ કરી ત્યારે દઝતા હરસ ( bleeding piles) છે એવો રિપોર્ટ આવ્યો. બીજે દિવસે બીજા ડૉક્ટરે સર્જિકલ કેસ તરીકે ) મને ફરી વાર સિગ્મોઈડોસ્કોપથી તપાસ્યો. એમણે કહ્યું કે મને અલ્સરેટીવ કોલાઈટીસ ( Ulcerative Colitis ) છે મોટા આંતરડાની અંદરથી થોડી ચામડી તથા લોહી લઈને પરીક્ષણ માટે મોકલવામાં આવ્યું. પરંતુ અલ્સરેટીવ કોલાઈટીસનું કારણ સમજાયું નહિ. મારો કેસ સર્જિકલ કેસ નહોતો રહ્યો છતાં તે ડૉક્ટરે એમના બીજા મિત્ર ડૉક્ટરની ભલામણથી મને પોતાની સીધી દેખરેખ તળે રાખ્યો વચ્ચે ત્રણ ચાર દિવસ હૉસ્પિટલ છોડીને હું પાછો ખાનગી વોર્ડમાં દાખલ થયો. તે દરમ્યાન ઝાડામાં ખૂબ લોહી પડવા માંડયું અને મારું વજન ૧૨૭ રતલ સુધી પહોંચી ગયું શરીરમાં લોહી ઓછું હોવાને કારણે ડૉક્ટરની સલાહથી બે

વાર નવું લોહી લીધું. આની અસર થઈ. લોહી પડવાનું બંધ થયું. પરંતુ એ ત્રણ દિવસ પછી બીજી વખત લોહી લીધા બાદ પાછો ઊથલો ખાધો. આ સારવાર દરમ્યાન એસીટીએચ, સ્ટ્રેમેન્ટીન સ્ટ્રેપ્ટોપેનિસિલિન બાયસ્ટીમ ફોર્ટનાં ઈન્જેક્શન તથા સલ્ફાગ્વાનીડીન, સ્પાસ્મીડોનની ગોળીઓ ચાલુ હતાં. તબિયત થોડી સુધરી એટલે ડૉ. નાયરની સલાહ લીધી. એમણે વિટામીન બી. નાં ઈન્જેક્શન, તથા અનુકૂળ ખોરાક લેવાની વિગત વાર સૂચના આપી. મેં અંતમાં એમને પૂછ્યું "આ બધી સારવાર લીધા પછી પણ મારા રોગનું કારણ કોઈને સમજાયું નથી. રિપોર્ટમાંથી પણ કંઈ મળતું નથી. આપને શું લાગે છે?"

એમણે ઉત્તર આપ્યો, "માનસિક ચિંતા પણ અલ્સરેટીવ કોલાઈટીસનું કારણ હોઈ શકે એટલે મન પરનો ભાર તમે ઓછો કરી હળવા થઈને રહો તો આ રોગમાંથી વહેલા મુક્ત થશો.

હોસ્પિટલમાંથી રજા લેતાં પહેલા ડૉ. એન. સી. શાહે કહ્યું "અમે રોગને અટકાવ્યો છે. એ ઊથલો મારશે. પણ એને નિવારી નહિ શકીએ."

મારું કુટુંબ મુંબઈ હતુ. તબિયત સહેજ સારી હતી એટલે હું મુંબઈ ગયો. રોગનું કારણ જાણવા ખાતર અને મનને સંતોષવા ખાતર ડૉ. પરેલ પાસે મેં ફરી વાર પરીક્ષણ કરાવ્યું. પરંતુ એ વિધિમાંથી શારીરિક વેદના સિવાય મને બીજી કોઈ જાતની માહિતી ન મળી. અંતે ભગવાનનું નામ લઈને એલોપથીની દવા કરવી કે હોમિયોપથીની શરૂઆત કરવી એ વિષે ચિઠ્ઠી નાખીને મેં જાતે જ ઉપાડી. હોમિયોપથીનો ઉત્તર આવ્યો. એટલે તરત જ તે પ્રમાણે તેનો અમલ કર્યો.

અમારા આખું કુટુંબના વર્ષો જૂના ડૉ. અદલ બહેરામને ફોન કરીને

મારો નિર્ણય જણાવ્યો અને એમણે પોતાની દવાઓ આપવાની શરૂઆત કરી એમણે ગ્રેફાઈટીસ, મર્કસોલ, નકસવોમિકા, મર્ક કોરોઝીવ, કામોમિલ્ઝ વગેરેની ગોળીઓ આપી. મુબઈ આવીને આ દવાઓ શરૂ કરી તે પહેલા મારુ વજન વધુ ઘટીને ૯૪ રતલ સુધી પહોચ્યુ હતુ એટલે અઢી મહિનામા ૩૩ રતલ વજનનો ઘટાડો થયો હતો। ઝાડામા અતિશય ચીકાશ હતી લોહી પહેલાની જેમ પડવા માડયુ હતુ વાયુ, પેટનો દુખાવો વગેર ચાલુ હતા ઘણા વખતથી દહી ખાતો હતો તે હવે અબખે પડી ગયુ હતુ ખાવાની રુચિ જતી રહી હતી અને જે કઈ ખાતો તે ઉલટી દ્વારા નીકળી આવતુ હતુ

હોમિયોપથીની દવા શરૂ કરી ત્યારે આ સ્થિતિ હતી મારો ક્રોનિક કેસ હતો ડો અદન બહેરામે મને દૂધના પાણીથી, તથા બેલ ફ્રુટના પાણીથી ખોરાકની શરૂઆત કરાવી. ધીમે ધીમે મગનુ પાણી અને સફરજન લેવા માડયા. ૧૨-૧૫ દિવસમા કાજી અને ખીચડી કઢી પર ચઢી ગયો હોમિયોપથીની દવાથી સારુ થવા માડયુ એક મહિના દરમ્યાન મારી પ્રગતિ એટલી ઝડપથી થવા માડી કે ડોકટરે છેલ્લો એક જથનો ખાવાની ધારણા રાખવા માડી અને તે સાચી પડી ચોમાસાની ઋતુમા શરદીને લીધે તાવ આવ્યો અને પાછુ લોહી પડવા માડયુ પદરેક દિવસમા પાછો સાજો થયો અને અમદાવાદ આવવા નીકળ્યો તે પહેલા ડો અદન બહેરામને ફરી વાર મળ્યા

મુબઈમા હતો તે દરમિયાન મારા હાથમા માનવમૂત્ર પ્રયોગનુ પુસ્તક આવ્યુ આ રોગની વિશેષ જાણકારી માટે હુ આયુર્વેદના પુસ્તકો વાચતો જ હતો એટલે સહજભાવે પુસ્તક હાથમા લીધુ વાચવા માડયુ. કુતુહલ જાગ્યુ અને એકી બેઠકે પૂરુ કરી ગયો આ પુસ્તક તથા 'વોટર ઑફ લાઈફ'નો ઉલ્લેખ મે ડૉ. અદલ

બહેરામની સાથેની મારી વાતચીતમાં મુંબઈથી નીકળતા પહેલાં કર્યો. એમણે કહ્યું, "હું એમના અનુયાયીને મળ્યો છું. તને પણ સલાહ આપું છું કે તું આ પ્રયોગ કર. તને હોમિયોપેથી કરતાં પણ આ પ્રયોગ વધું સારો પડશે." મેં સામો પ્રશ્ન કર્યો, "આજ સુધી તમે મને કેમ ન સૂચવ્યું? એમણે જવાબ આપ્યો, "તારા ઘરમાં સૌને એની સૂગ હોય અને તું એને માટે તૈયાર ન હોય એમ લાગતું હતું, એટલે મૂગો રહ્યો."

મેં પૂછ્યું, "પેશાબ જેટલો થાય તેટલો બધો પીવો અનિવાર્ય છે?"

ડૉ.—ના. દિવસોમાં ત્રણ વાર એક એક પ્યાલો પીવો. શરૂઆતમાં અડધું પાણી નાખીને પીવો ત્યાર બાદ ધીમે ધીમે પાણીનું પ્રમાણ ઓછું કરતા જવું."

મેં પૂછ્યું, "ખોરાક કેવો લેવો જોઈએ?"

ડૉ.— સાદો અને હલકો.

ડૉક્ટરે મને કહ્યું કે તેઓ જાતે જ આ પ્રયોગ કરતા હતા અને અનુકૂળ થઈ શકે તેવા દર્દીઓ પાસે તે કરાવતા હતા. એમણે ૨૨ વરસ સુધી એલોપથીની પ્રેક્ટિસ કરી. ત્યાર બાદ ડાયાબીટીસના સંશોધન માટે તેઓ લંડન ગયા. તે દરમ્યાન હોમિયોપથીનાં અભ્યાસ અને સંશોધન શરૂ કર્યા. એની ઉપાધિ મેળવી. ફ્રાન્સ ગયા, સંશોધન ચાલુ રાખ્યું, નવી ઉપાધી મેળવી અને અંતે સ્વદેશ પાછા આવીને એલોપથીને તિલાંજલી આપી, હોમિયોપથીની પ્રેક્ટિસ શરૂ કરી. હાલ તેઓ મુંબઈની હોમિયોપથિક કોલેજના પ્રિન્સિપાલ તરીકે કામ કરે છે.

અમદાવાદ આવ્યા પછી ચોમાસાની ખરાબ ઋતુ ચાલુ રહી હતી તે દરમ્યાન ફરી એક વાર રોગે ઊથલો ખાધો અને મને ઝાડામાં લોહી પડવા લાગ્યું. વજન પાછું ઘટવા માંડ્યું. મેં ડૉ. અદલ

બહેરામને મુંબઈ ફોન કર્યો, એમની મૂત્રપ્રયોગ માટે સલાહ માગી, અને મૂત્ર પ્રયોગનો આરંભ કર્યો. મૂત્રપ્રયોગ અંગેનું પુસ્તક મારા પત્ની સૌ. નિલમે પણ વાચ્યુ હતું. એમની હિંમત અને ધીરજ સાથે ત્રણ દિવસના ઉપવાસ મે કર્યા. ડોકટરની સૂચના-અનુસારમાં દિવસ ત્રણ વાર મૂત્રપાન કર્યું અને ત્રણેય દિવસ પુસ્તકમાં લખેલી સૂચના પ્રમાણે મૂત્રનુ માલિસ આખા શરીરે કરાવ્યુ. મૂત્ર-પાનને બીજે દિવસે પેશાબનો રંગ બદલાઈ ગયો. હવે પેશાબ પાણી જેવો ચોખ્ખો પરંતુ સ્વાદમા સહેજ ખારો લાગતો હતો.

ત્રણ દિવસના ઉપવાસ દરમ્યાન ઝાડાની સંખ્યા વધીને ૭-૮ સુધી પહોચી. વધુ લોહી પડવા માડયું. પણ આખા અઠવાડિયા દરમ્યાન તે ધીમે ધીમે ઓછુ થઈ ગયુ. બીજા અઠવાડિયા દરમ્યાન ઝાડાની સંખ્યા પોતાના મેળે કાબૂમા આવી અને ત્રીજે અઠવા-ડિયે હું હરતો ફરતો થઈ ગયો. આજે તબિયત તદ્દન સારી છે. ખાવાપીવામાં તળેલું તથા મરચાંવાળુ ખાવાનું બંધ કર્યું છે. હવે આવતો ઉનાળો મૂત્રપ્રયોગ વડે સુખમય પસાર કરું તો મૂત્રપ્રયોગ સો ટકા સફળ થયો એમ કહેવાય. જોકે આજે ૯૫ ટકા સફળતા મળી ચુકી છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ એની અંતિમ અને નિશ્ચયાત્મક કસોટીના પરિણામની વાટ જોવી જરૂરી છે.

આર્થિક દૃષ્ટિએ વિચાર કરીએ તો મને ડૉકટરની દવા (એલોપથી)માં રૂ.૬૦૦.૦૦નો ખર્ચ થયો, હોમિયોપથીએ માત્ર ત્રણ રૂપિયાનો ખર્ચ કરાવ્યો અને મૂત્ર પ્રયોગથી એક પાઈનોય ખર્ચ કર્યા વિના હું સાજો થઈ ગયો. ગરીબોના આ કલ્પવૃક્ષ વૈજ્ઞાનિક સંશોધન થાય એવુ મૂત્રપ્રયોગના અનુભવીઓમાથી કોણ ન ઈચ્છે?

## ૮ સંગ્રહણી

અમદાવાદ આસ્ટોડિયા, મદન ગોપાલની હવેલી, (નાડાવાડાની,

પોળ, ઘર નં. ૨૫૦/૨)ના રહીશ ભાઈશ્રી **ભીખાલાલ નાથાલાલ કોઠારી** તેમના તા. ૧૪-૩-'૬૧ના પત્ર દ્વારા લખી જણાવે છે કે:-

"છેલ્લા ૧૦ વર્ષથી હું પેટના દર્દથી પીડાતો હતો. દરદ ખૂબ વધ્યું. મોટા મોટા બધા જ ડૉક્ટરોને બતાવ્યું. વખતો વખત સેંકડો ઈંજેકશનો લીધાં, ગોળી, દવાઓનો તો પાર જ નહીં. પૈસા પણ ખૂબ જ ગજા ઉપરાંતના ખર્ચાયા. છેલ્લે તબિયત ખૂબ જ લથડી.

ખાધેલું આઠ વારે નીકળી જાય. સંગ્રહણી જેવું થઈ ગયું. ૧૭૬ રતલ વજન હતું. ઘટવા માંડ્યું તે છેક ૧૨૬ રતલ સુધી પહોંચ્યું.

જીવન ટકાવવા માટે રોજ એક રૂપિયાની દવા ખાવી પડતી. હું ખૂબ જ કંટાળી ગયેલો. તેવામાં એક સંબંધીએ "માનવમૂત્ર". નું પુસ્તક મને વાંચવા આપ્યું મેં પુસ્તક ધ્યાનપૂર્વક વાંચ્યું.

તા. ૧-૫-'૬૦થી મૂત્રપ્રયોગ શરૂ કર્યો. ૧ મહિનો માલિશ કર્યું. ટીપેટીપું મૂત્ર પી બે દિવસના ઉપવાસ કર્યા. પરિણામ ઘણું સારું આવ્યું. આજે તે વાતને ૧૦ મહિના થયા. વજન ૧૭૦ રતલ થયું. દવાનું દર્શન પણ કર્યું નથી. હવે દિવસમાં ૩ વખત થઈ કુલ ૪૦ ઔંસ (૨॥ શેર) જેટલો પેશાબ પીઉં છું. હવે મને સારું રહે છે. કંઈક તકલીફ થાય તો પેશાબ તથા ઉપવાસથી કાબૂમાં લઉં છું.

પ્રયોગથી આર્થિક લાભ પણ ઘણો થયો. હું બીડી પીતો પાન ખાતો તે બધું ગયું. એટલે બાર મહિને રૂ. ૨૫૦/-બચ્યા. અને લગભગ રૂ. ૪૦૦/- દવાના બચ્યા. ડૉક્ટર પાસે જવાનો સમય પણ બચ્યો."

ઉપરના હેવાલમાં ભાઈએ મૂત્રપ્રયોગ કર્યા પછી વજન વધ્યાની જે હકીકત જણાવી છે તેની ખાત્રી કરવા તેમને રૂબરૂ બોલાવેલા,

અને માલૂમ પડયું કે તેમના લખવા મુજબ જ તેમનું વજન વધ્યું હતું. શરીર તંદુરસ્ત હતું. રૂબરૂમાં તેમને સૂચના આપવામાં આવી હતી કે જેટલો પેશાબ થાય તેટલો ન પીવો પણ ઓછા પ્રમાણમાં પીવો.

## ૫. આંતરડાનું ચાંદુ

**શ્રી એમ. એ નુરાણી,** ૧૯૪, નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ-૩ જાતે મુસલમાન છે છતાં મૂત્રપ્રયોગમાં અને મૂત્રચિકિત્સામાં શ્રદ્ધા તથા સારો રસ ધરાવે છે, મુંબઈમાં તેનો ઘણો સારો પ્રચાર કરે છે, પુસ્તકોનું સારા પ્રમાણમાં વેચાણ કરે છે અને ઘણાને પ્રયોગ અંગેનું માર્ગદર્શન આપી રસ લેતા કર્યા છે. તેમણે સુરત મુકામે તા. ૧૫-૬-'૬૧ના રોજ ભરાયેલ સ્વમૂત્ર વિચાર વિનિમય સભામાં નીચે મુજબની હકીકત ભાષણ આપી જાહેર કરી હતી.—

એલોપથી પદ્ધતિ મુજબ, ભયંકર રોગમા નિદાન કરવામાં ડોકટરને મળતી નિષ્ફળતા અને તેના પરિણામે દરદીને કેટલી હેરાનગતિ અને આર્થિક મુશ્કેલી ભોગવવી પડે છે તેનો તાદૃશ્ય ચિતાર આપતાં શ્રી નુરાનીએ જણાવ્યું કે :—

"મારા પુત્રને પેટમાં આંતરડાનાં ચાંદાની ( Duodenal Ulcer ) બિમારી હતી તેને લઈને પેટમા દુ:ખાવો થવાથી ૧૯૫૦ માં મુંબઈની એક હોસ્પિટલમાં ઓપરેશન કરાવ્યુ. ૧૯૫૭ના મે માસમાં ફરી પેટમા દુખાવો શરૂ થયો. ઘણા વૈદ્યો અને ડોકટરોની દવા કરી. આખરે એક ડોક્ટરે, આંતરડાનો ટી.બી. છે. તેમ જણાવ્યું અને તેમની સલાહથી ૪૦ સ્ટ્રેપ્ટોમાઈસીન ઈન્જેકશન અને રોજ ll ૬ ગોળી આઈસોનેકસ લેવી શરૂ કરી. આ સારવાર સાથે ઘરે આરામ લેવો પડચો. આ

સારવાર દરમિયાન, ૩૫ દિવસ પછી, પગ ઉપર સોજા જણાયા. તેથી ડૉક્ટરને ફરી બતાવ્યું. મારા પુત્રને જોઈ ડૉક્ટર ગભરાઈ ગયા ને તાત્કાલિક હોસ્પિટલમાં દાખલ થઈ જવા સલાહ આપી. બીજે દિવસે તેને હોસ્પિટલમાં દાખલ કરાવ્યો. હોસ્પિટલમાં ઘણાં ઈન્જેક્શનો આપ્યાં તથા લોહી આપવામાં આવ્યું. અને ૧।। મહિના સુધી ડૉક્ટરોએ કોશિશ કરી: પણ કાંઈ સુધારો જણાયો નહીં. ઊલટું, આખા પગ ઉપર સોજા આવી ગયા. છેવટે, ડૉક્ટરોએ લાચારી બતાવી જેથી દરદીને ઘરે લાવ્યા. ત્યાર બાદ, હોમીઓપથ ડૉક્ટરની ૨૦ દિવસ દવા લીધી. પરંતુ તે ડૉક્ટરે પણ લાચારી બતાવી."

"ત્યારબાદ મારા એક સ્નેહી બીજા એક ડૉક્ટરને લાવ્યા. તેણે મારા પુત્રને તપાસી આશા બતાવી. તેથી તેને ફરી હોસ્પિટલમાં દાખલ કર્યો. ત્યાં પણ ડૉક્ટરોએ દવાનાં ઈન્જેક્શનો આપ્યાં, ખોરાક પણ ઈન્જેક્શનોથી આપતા અને રોજનો રૂ. ૬૦નો ખર્ચ થતો."

"પાંચ દિવસ બાદ, પેટમાં ડ્યુડીનલ અલ્સર, જેનું ૧૯૫૦માં ઑપરેશન કરાવેલું, ફાટ્યું ને મારો એક વહાલો પુત્ર તા. ૩૧–૮–'૫૭ના રોજ મૃત્યુ પામ્યો."

ઉપરના જેવો જ પોતાનો દાખલો આપતાં શ્રી. નુરાણીએ જણાવ્યું હતું કે, "૨૫ વર્ષ પહેલાં મારા પેટમાં પણ ડ્યુડીનલ અલ્સરની બીમારી હતી. મેં તેનું દુઃખ પંદર વર્ષ સહન કર્યું. તે માટે ઘણાં ડૉક્ટરોની દવા કરી ને પરહેજી પાળતો હતો. તેમાં રોજના રૂ. ત્રણનો ખર્ચ થતો. તેમ છતાં દરદ કાબૂમાં આવ્યું નહીં. આખરે લાચાર થઈ, ૧૯૪૬માં ઑપરેશન કરાવ્યું. તે જ જગ્યાએ, પેટનો દુઃખાવો, ઝાડામાં લોહી પડવું, ઊબકા આવવા,

જમ્યા પછી ઝાડે જવું, ખોરાકનો અપચો કમરવાંસામાં દુખાવો, અશક્તિ, દાદર ચડતાં શ્વાસ ભરાઈ આવવો, વગેરે ફરિયાદો થઈ. તેથી મારા દિવસો ભારે તકલીફમાં ને દુઃખમાં જતા હતા. તેવામાં ૧૯૫૯ના જૂન માસમાં ઈશ્વર કૃપાએ મારા એક મિત્રે શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલે લખેલું "માનવમૂત્ર"નું પુસ્તક વાંચી જવા મને જણાવ્યું. મેં તે પુસ્તક મેળવી એ દિવસમાં જ વાંચી પૂરું કર્યું."

પોતે વહોરા કોમના હોઈ, મૂત્રને ઈસ્લામ ધર્મમાં "નાપાક" ગણવામાં આવે છે, અને શરીરને તેનો સ્પર્શ થાય તો શરીર "અપવિત્ર" રહે તેથી બંદગી પણ ના થઈ શકે તો પેશાબનો ઉપયોગ કેમ કરીને થઈ શકે? અને કેમ પી શકાય? વગેરે સવાલો પુસ્તક વાંચ્યા પછી પોતાને પ્રયોગ કરવાનો હોઈ, ઉત્પન્ન થયા અને ઘણા ચિંતન અને મનન પછી, તે સવાલોનું સમાધાન પોતાને કેવી રીતે મળ્યું અને મૂત્રપ્રયોગ કર્યાથી પોતાને કેટલો લાભ થયો તેની હકીકત રજૂ કરતાં શ્રી નુરાણીએ જણાવ્યું કે, "એક રાત્રે મને સ્વપ્ન આવ્યું ને સ્વપ્નામાં પ્રેરણા મળી જેમા મને જણાવ્યું કે આ "આયત"નો ભાવાર્થ તું સમજે તો મૂત્ર પી શકે છે:

"ઈન્નમાં હર્રમા૦ અલૈકુમુલ૦ મયતના૦ વદ્મા૦ વલહમલખિનઝીરે વમાઉહિલ્લા બેહી૦ લેગયરિલ્લાહિ ફ-મનિં દ્દતુર્રા૦. ગૈયરાબાગિન૦ વલાઆદિન૦ ફલા૦ ઈસ્માં૦ અલૈયહે૦ ઈન્નલ્લાહા૦ ગફૂરન૦ રહીમ૦"

**અર્થ** :— હરામ કર્યું (ખુદા તાઆલાએ) તમારા ઉપર મુરદાર, (અને એકસીડન્ટમાં મરી ગયેલાનુ) લોહી અને ડુક્કરનું માંસ, અને જે ખુદાના નામ સિવાય ઝબેહ કરવામા આવ્યું હોય તે, (નુ ખાવું) સિવાય કે (ખુદાના કાનુનનું ઉલ્લંઘન ન કરતા)–લાચારીની હાલતમા કોઈ (માનવી) ખાય તો તે ગુનેહ લેખાશે નહી. ઈશ્વર માફનો કરનાર મહા દયાળુ છે.

તે પછી સ્વપ્નામાં બીજી "આયત" જણાવી :-

"યા-અય્યોહલ્ઝીના આમનુ૦ ઈઝાકુમતુમ ઈલસ્સલાતે૦ ફગ-સિલૂ૦ વૂજૂહકુમ૦ વ. અદિયકુમ૦ ઇલિલમરાફેકે૦ ઈલલકઅબૈયને વ. મસહુ બેરોઉસેકુમ વ અરજોલેકુમ વ-ઈમકુનતુમ જોનોબન ફત્તાહરુ, વઇનકુનતુમમરઝા, અવઅલા સફરિન, અવજાઆ અહદુન મીનલગાએ તે અવ-લામસતો મુન્નીસાઆ, ફલમ તજેદુ માઅન ફતયમ્મમુસ, ઈદંન તૈયેબન, ફમસહુ, બેવોજુહેકુમ વ. અયદીકુમ મિન્હો."

**અર્થ**:– એ લોકો ઈમાન લાવ્યા સઘળાં, જ્યારે ઊઠો તમે નમાઝ વાસ્તે પછી ધોવ તમે તમારા ચેહરાઓને અને હાથોને કોણી લગન અને મસાહ કરો તમે તમારા માથાંઓને અને તમારા પગોને નખના તક૦ અને જો હો તમે જનાબતદાર પછી સ્નાન કરો તમે, અને જો હો તમે બીમાર, અથવા મુસા-ફરીમાં, અથવા આવ્યો હોય તમારામાંનો કોઈ એક પેખાનું કરીને, અથવા મળ્યા હોય તમે તમારી સ્ત્રીને—પછી ના હોય તમારા પાસે પાણી. પછી તયંમ્મુમ કરો ચોખી (પાક) માટીથી.

"તે પછી પૂછે છે કે ધાત અપવિત્ર કે પેશાબ?"

મેં જવાબ આપ્યો કે ધાત. ત્યારે કહ્યું કે ધાતમાં તો દરેક ધર્મના પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે કે "સ્નાન" કરવું જ જોઈએ, ત્યારે આ આયતમાં ઈશ્વર ફરમાવે છે કે તેવા વખતમાં "માટીથી" "મસાહ" કરો તે બહેતર છે અને નમાઝ પડવાનું કહે છે ત્યારે પેશાબ તો "ના-પાક" તેમાં "સ્નાન" કરવાનું નથી પણ જ્યારે ધાત નીકળે તો "સ્નાન કરવું જ" જોઈએ, તેમ છતાં, મુસાફરીના વખતમાં, પાણી ના મળી શકે તો માટીથી તયમ્મુમ (વુજુ) કરી તરતમાં બંદગી અદા કરવાનું ફરમાવે છે. આગલી જે આયતો હું કહી ગયો તેમાં પણ હરામ કહેલી

વસ્તુઓની જરૂરતના વખતમાં "હરામ કે નાપાક" વસ્તુ ખાવામાં કે પીવાના ઉપયોગમાં લીધી હશે તો તે માટે ઈશ્વરના ગુનેગાર લેખાશો નહીં. ઈશ્વર મહાદયાળુ છે"

"તમે તમારી બીમારીમા આ પ્રમાણે શ્રદ્ધા રાખીને પેશાબ ઔષધરૂપે લો."

"તે પ્રેરણાના આધારે" પ્રભુના "અદ્ભુત" ગુણોવાળું ઔષધ (પેશાબ) સવારમાંજ પીવા માંડયો અને આઠ દિવસના સંઘરેલા પેશાબથી માલીસ પણ કરવા માંડયું. તેમજ પરેજી બરાબર પાળી. ૪૦દિવસના અંતે હું રોગમુકત થયો. બલ્કે શરીરમાં તાકાત પણ આવી તેમ જ નિયમિત સવાર પહેલાં આંખ ઊઘડી જતી અને પ્રાર્થના કરવા માટે મારું મન વધારે પરોવાતું અને હું તેમ કરતો."

"જેથી કરીને આ પ્રયોગના ગુણો માટે અજાયબી ભરેલું ઔષધ કહું તો મારા ઈસ્લામી અને અન્ય ભાઈઓ, તમો સાચું માનશો કે તેની ખૂબીઓની વ્યાખ્યા આપવા માટે આ જગતના મહાન દયાળુ પેદાના કરનાર સર્જનહારના શુકર અદા કરવાના શબ્દો મને તો ઓછા જણાય છે. એટલી બધી કરામતોનો ભંડાર આ મૂત્રમાં સમાયેલો છે."

"માટે આપણે આ હૃદયના સમુદ્રમાંથી વહેતા પાણીમાંના ગુણો જોવા માટે અનુભવો જોતા જોતા શીખવુ જોઈશે. કારણ કે, તે તો ઈશ્વરી રહેમતના ઝરારૂપે કાયમ વહ્યા કરે છે."

"હું તેનો જાતઅનુભવોના ગુણોનો લાભ મેળવી ચૂકયો છું. મારો અનુભવ એટલે સુધી કે જરૂરતના વખતમા કાચનો ગ્લાસ ભરીને નહિ પણ ખોબલા ભરી ભરીને પી જતો."

"તે ઔષધ નુકસાનકારક છે જ નહીં. તેની હુ તમોને એક મુસલમાન થઈને ખાતરી આપું છું."

"તે એટલા માટે કે હું કાંઈક મારા દુખિયા ભાઈઓની આ રીતે સેવા આપી શકું. હું મુંબઈથી અહીં સુરત શહેરમાં આવી આયુર્વેદિક કોલેજના સ્ટેજ પરથી બોલી રહ્યો છું આ "સેમિનારમાં" ડૉક્ટરો અને વૈદો દૂર દૂરથી પધારેલા છે, તે એટલા માટે કે આપણને નવું ઔષધ સાંપડયું છે. તેના ગુણો હિંદુસ્તાનના શહેર-શહેર અને ગામડે-ગામડે પહોંચાડી રોગથી પીડાતા દુઃખી ભાઈઓની સામે તેના અનુભવો રજૂ કરી સમાજની સેવા બજાવવા ભાગ્યશાળી થઈ શકીએ તે એટલા માટે કે, ખરી બંદગી તેવાં કામોમાં સમાયેલી છે જેમ કે સમજના આપનારાએ કહ્યું છે કે:—

"વ. અફઝલો અઅમાલિલખવાસ્સે અત્તફક્કુરો.
વલ એઅતબારો બેતસારીફે ઉમુરિલ મહસુસાતે
વલ મ અકુલાતે વખાસ્સતન માં યતઅલ્લકો બિદદીને

(અર્થ-અને ખાસ લોકોનું ઉત્તમ અમલ, શરીરથી પ્રાપ્ત થઈ શકે, અને બુદ્ધિથી સમજી શકાય તેની બાબતોમા હેરફેરમાં વિચાર અને ચિંતન કરવું છે અને ખાસ કરી ધર્મ સાથે સંબંધ ધરાવતી બાબતોમાં આ-ઉપલા અર્થની સમજ-

જે ખાસ લોકો અને અકલમંદો છે તેઓ દરેક ચીજની છાનબીન કરી બીજા માટે સંશોધન કરે. શરીરને લાભ કરની બાબતમાં અને સમૂહને લાભ કરતી બીજી દરેક વસ્તુ માટે બુદ્ધિ વાપરી તે સમાજને એવી રીતે રજુ કરે કે સમજી શકાય. ત્યારે જ તે સફળતાને શિખરે પહોંચેલો ગણાય અને તે જ ઈશ્વરની ખરી બંદગી બની રહે."

"યુંકુના બિનઝરે વયખાફુના યવમન કાના શરરોહુ મુસત્તીરા".

અર્થ—પુરી કરે છે (અકલમંદ લોકો) તેની જરૂરોને અને ડરે છે વો દિવસને કે જાહેર થાઈ તેની બદી ફેલાનારી તે અંગારા એતે."

"કાયાકા પીંજરા ડોલે, મનપંછી લીનરસે બોલે

દો નૈન પાક સમંદર, ઓ પાપી પાપકો ધોલે.

આ—દોહરાની સમજ—

(આપણા કર્મોના પાપથી અથવા કુટેવોથી અંધારી આફતમાં તેમ જ અનિયમિત ચાલચલનથી મુશીબતમાં સપડાઈ પડીએ ત્યારે મનથી બંદગી કરી ઈશ્વર પાસે ક્ષમા માગી નયનનાં પાણીથી ધો.)"

"ઈસ્લામ ધર્મના મહાન પેગંબર—મોહમ્મદ (અ. વ.) ના જમાઈ અલીઈબ્ને અબીતાલીબ (અ. વ) એક બેરમાં ફરમાવે છે કે:—

"દવાઓકા ફીકા વમા તશઅરૂ"

"વદાઓકા મિનકા વમા તુબસેરૂ"

અર્થ:

તારી દવા તારામા છે અને તું તે જાણતો નથી અને તારો રોગ તારામાં છે તે તુ જોઈ શકતો નથી. તેમ જ મહાન પેગંબર ઈસા (સ. અ. વ) (જિસસ ક્રાઈસ્ટ) એ બાઈબલમાં ફરમાવ્યું છે કે– "Drink water of thine own eistern. When thou fastest, anoint thy head & Wash your face."

(અર્થ: "તારા પોતાના જ શરીરમાથી નીકળતા પાણીને પાન કર જ્યારે તું રોજા કરે (ઉપવાસ કરે) માથા ઉપર અને મોંને ધો."

"આના વાચન અને મનન ઉપરથી, ઈંગ્લંડમા ૧૯૧૪માં મિ. જ્હોન ડબલ્યુ આર્મસ્ટ્રોગ નામના અગ્રેજ ગૃહસ્થને બાઈબલમાંથી પ્રેરણા અને સમજણ મળી તેઓ ક્ષય જેવા ભયંકર રોગથી ગ્રસ્ત હતા અને ડોકટરોએ તેમના માટ જીવવાની આશા છોડી દીધેલી. તેઓએ બાઈબલના ઉપરોક્ત વાકયને સમજી મૂત્રપ્રયોગ કર્યો અને રોગમુક્ત થયા અને બીજા હજારો દુ:ખી દરદીઓને તે પ્રયોગ કરાવી સારા કર્યા અને "Water of life" નામનું પુસ્તક પ્રગટ કર્યું. તેમા પોતાના અને બીજા દરદીઓના રોગ-મુક્તિના અનુભવો રજૂ કરી જગત માટે પોતાની મહાન સેવા

બજાવી ગયા, તે જ પ્રમાણે હિંદુસ્તાનમાં, અમદાવાદના રહેવાસી શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલે તે પ્રયોગથી પોતાને ફાયદો થવાથી હજારો ગુજરાતવાસી દરદીઓને તેની સમજણ આપી અને પ્રયોગ કરાવી સારા કર્યા અને તે સર્વે સારા થયેલા દરદીઓના રિપોર્ટો એકઠા કરી ૧૯૫૯ના મે માસમાં 'માનવમૂત્ર' નામનું પુસ્તક બહાર પાડ્યું. એ જ વર્ષમાં તેની ૫ આવૃત્તિઓ થઈ અને ૧૩,૦૦૦ નકલો ખપી, આપણે ભેગા થયેલા સૌ–તે મૂત્ર ચિકિત્સાની પ્રવૃત્તિને વેગ આપવા અને પ્રયોગથી રોગમુક્ત થયેલાના અનુભવો રજૂ કરી મૂત્રચિકિત્સાની પ્રવૃત્તિની સાબિતી આપી રહ્યા છીએ. તે માત્ર સામાજસેવા માટે જ.'

## ૨૦

## કીડનીના રોગો

### ૧ નેફ્રીટીઝ-કીડની રોગ

શ્રી અંબાલાલ કે. પટેલ, બી. એસસી, એલએલ બી., મ્યુનિસિપલ સ્ટોર સુપરિન્ટેન્ડેન્ટ, અમદાવાદ— એમણે પોતાના એક અસાધ્ય ગણાતા રોગ પર ગઈ સાલ મૂત્રપ્રયોગ કર્યો હતો અને તે સંપૂર્ણ સફળ થયો હતો. ત્યાર બાદ તે ભાઈ તો આ પ્રયોગના પ્રચારક થઈ ગયા છે. તેમનું સ્વાસ્થ્ય પણ ત્યાર બાદ ઘણું સારું રહ્યું છે. તેમણે બીજો પ્રયોગ પોતાને ઘેર જ પોતાની દીકરી પર કર્યો.

તેમની દીકરી સાત–આઠ વરસની ઉંમરની છે. તેને nephritis (નેફ્રીટીઝ) નામનો કીડનીનો રોગ થયેલો. તે દીકરીનું નામ નારાયણી. આ રોગને કારણે તેને પેશાબમાં લોહી અને પરુ આવે. તેને કારણે શરીર અશક્ત રહે, ગળામાં દુખાવો ઊપડે,

તાવ પણ આવે અને નબળાઈ વધે. એક દાકતરની સલાહથી એક વરસ પહેલા ગળાના કાકડા પણ કઢાવેલા. ગળાની ગરબડ અને દુખાવો ચાલુ રહેવો. આ દરદને અસાધ્ય ગણવામાં આવે છે અને ખાસ કરીને સ્ત્રીઓ માટે તો ભયંકર અનુભવાયું છે. વળી તેની સારવારમાં અને આહારવિહારમા બહુ સાવચેતી રાખવી પડે છે. તેમ જ દરરોજના પેશાબમા આલ્બ્યુમીન, પરુ, લોહી વગેરેનો સ્રાવ કેટલા પ્રમાણમા છે તે તપાસવાની જરૂર રહે છે. દવા ઉપરાંત આ દરદમા દર્દીની ખૂબ કાળજીપૂર્વક શુશ્રૂષા કરવાની જરૂર પડે છે એટલે દરદી ઉપરાત સારવાર કરનાર પણ કંટાળે છે. દવાનો ખર્ચ પણ ખૂબ થાય છે. શ્રી અંબાલાલ પટેલ પોતે લખે છે કે, " મારી દીકરી ચિ. નારાયણીને એક અઠવાડિયું મણિનગર શ્રી લલ્લુભાઈ ગોરધનભાઈ હોસ્પિટલમાં રાખી. બાદ ઘેર દસ દિવસ સુધી તે દવા ચાલુ રાખી. ઊપડેલુ દરદ તુરત તો શમી ગયુ પણ બે ત્રણ અઠવાડિયા પછી તે જ દરદ બહુ જોરથી ઊપડયું અને પેશાબમા કેવળ લોહી જ જવા લાગ્યુ. અહીં હું નિરાશ થયો. મારા જમાઈ મુંબઈમા છે. એ એડિનબર્ગના એમ આર. સી પી. થયેલા છે. તેમની સૂચના હતી કે દરરોજની દસ ગોળીઓ અને પેનિસિલિનના ઈન્જેકશનનો કોર્સ શરૂ કરવો જે ૬ માસ સુધી ચાલે. પણ મને એમા વિશ્વાસ બેઠો નહિ ૭ માસ સુધી આ ભયકર દરદ માટે થોભાવાતું મને ગમ્યું નહીં. મારી દાનત તો તેને મૂત્રપ્રયોગ કરાવવાની પ્રથમથી હતી. પણ મારી પત્ની વિરોધ કરે હુ તેમને કહુ કે મે મારી જાત પર પ્રયોગ કર્યો ત્યારે કેમ કરવા દીધા ? મારા કરતા દીકરી વધારે વહાલી છે? તે શું બોલે ? પણ મે તેમને સમજાવ્યાં તેમણે માન્યું ચિ. નારાયણીએ પણ માન્યુ પેશાબમા તો પરૂ અને લોહી હતુ તેને પીતા તે ધ્રુજે છતા તે પિવરાવ્યો કમકમાં લાવી દુખની મારી તે પી ગઈ. એક જ આસ પેશાબ થતો પણ તેની ચમત્કારિક અસર થઈ. થોડા સમય પછી જે પેશાબ થયો તે

વધારે જસ્થામાં હતો પણ ઘટ્ટ ન હતો. તે પણ તે પી ગઈ. પછી તો જે પેશાબ થતો તે સ્વચ્છ પાણી જેવો થતો. તેને પણ ખાતરી થઈ કે કાંઈક નવાઈ છે, એટલે દિવસમાં બે ત્રણ વખત બે ઔંસ પેશાબ પીવા લાગી. આમ સતત પંદરેક દિવસ પીવાનું ચાલું રાખવાથી તેનું દરદ મટી ગયું એટલું જ નહીં, પણ મહિનાઓ પછી આ હેવાલ લખું છું ત્યાં સુધી તેના દરદે ફરી દેખા દીધી નથી. અને મોંમાં કે માથામાં કોઈ પણ દુખાવા સિવાય નારાયણી હરતીફરતી અને દોડતી થઈ ગઈ છે.

## ૨. પેશાબનું બંધ થઈ જવું

ડૉક્ટર મગનલાલ સલારિયા પાસે એક વિચિત્ર કેસ આવ્યો. એક દરદી નાથા કેસરાજી ઉંમર ૩૫ની. જાતે પાવૈયો. ૧૨ વર્ષની ઉંમરે તેણે પોતાની ઈન્દ્રિયનું છેદન કરાવાયેલું. તેનો પેશાબ બંધ થયો. પેશાબના વેહમાં સોજો આવી ગયેલો કે તે દરદી છેવટે સિવિલ હોસ્પિટલમાં ગયો. ત્યાં પેશાબ કરાવવા સળી નાખી. પણ પેશાબ થાય નહિ. અને સળી નાખતાં એટલું બધું દરદ થાય કે તે દરદીથી સહન ન થાય. ત્રણ દિવસને અંતે તે થાકયો અને કોઈ જાણીતા માણસે તેને ડૉ. સલારિયાને ત્યાં મોકલ્યો. તા. ૫-૧૨-'૫૬ના રોજ ત્યાં દાખલ થયો જે મૂત્રનો માર્ગ બંધ થયો હતો. તેની નીચે ઑપરેશન કરી પેશાબ માટે બીજો રસ્તો કરે તો રાહત મળે ડૉક્ટરે તપાસીને જોયું કે પેશાબનો વેહ સોજાથી બંધ થઈ ગયો છે. છતાં ઑપરેશન કરવા પહેલાં તેના પર મૂત્રપ્રયોગ અજમાવવાનો વિચાર કર્યો. મૂત્રપ્રયોગમાં દરદીને પોતાનું મૂત્ર પીવું જોઈએ. પણ દરદીને તો ટીપુંએ પેશાબ થાય નહિ ત્યાં તેને પોતાનો પેશાબ શી રીતે મળે? આવે પ્રસંગે કોઈ પણ તંદુરસ્ત માણસનો પેશાબ ન છૂટકે કામમાં લેવાની ગણતરીએ દાક્તરે પોતાનો પેશાબ દરદીને પાવાનો વિચાર કર્યો. અહીં એક નોંધવા જેવી હકીકત જણાવું. આ દાક્તર સલારિયા છેલ્લા એક વરસથી

ટીંપુંય પાણી પીતા નથી પણ પોતાનો પેશાબ જ પીએ છે. બહાર જાય તો કાચની શીશી રાખે છે. અને તરસ લાગે તો પોતાનો પેશાબ પીએ. એમનો દાવો છે કે તેમ કરવાથી તેમની શક્તિ વધી છે, શરીર તદ્દન તંદુરસ્ત રહે છે. ૬૫-૬૭ વરસની ઉંમર હોવા છતાં ૧૨-૧૫ કલાક કામ કરે છે. વજનમાં પણ વધ્યા છે અને શરીર લોહીના બુંદ જેવું લાલ દેખાય છે.

તેમણે પેલા દરદીને પોતાનો પેશાબ રાત્રિના અગિયાર વાગ્યા સુધીમાં ત્રણ વખત પાયો. રાત્રે આશરે બે અઢી વાગ્યે દાક્તર દર્દીના ખાટલા પાસે ગયા અને જોયું તો દરદી તો ઘસઘસાટ ઊંઘે છે પણ આખી પથારી પેશાબથી ભીંજાયેલી. પેશાબ થયા જ કરે. દરદીને ખબર નહિ. દરદી જાગ્યો ત્યારે તેણે ભારે રાહત અનુભવી પછી તો તેનો જ પેશાબ તેને પાવા માંડ્યો અને તેનાથી તેના શરીરમાં ભરાઈ ગયેલો બધો પેશાબ નીકળી ગયો. પેશાબની આ અજબ શક્તિ ગણાય. આર્મસ્ટ્રોંગના કેસોમાં એક કેસ છે કે આવા મૂત્રપિંડના રોગવાળી એક દરદી બાઈને પરાણે પરાણે થયેલો લોહી અને પરુવાળો રગડો પેશાબ પીવાથી કલાકમા ૨૦૦ ઔંસ પેશાબ છૂટથી થયો. સ્વમૂત્રમાં એ અલૌકિક શક્તિ છે. આ જ પુસ્તકમાં નેફ્રેટીઝથી પીડાતી એક બાળાને પોતાનો, લોહી અને પરુ મિશ્રીત એક ઔંસ પેશાબ પાવાથી સારી રીતે પેશાબ થવા માંડ્યો. નેફ્રેટીઝનો ભયંકર રોગ ગયો અને પેશાબ સ્વચ્છ પાણી જેવો થવા લાગ્યો, તે કેસ નોંધાયેલો છે.

દાક્તર સલારિયાએ પોતાના દરદીને આનંદ કરતો બે ત્રણ દિવસમાં વિદાય કર્યો.

### ૩ પેશાબની મહાપીડા *

મેં વારંવાર જણાવ્યું છે કે હું હૃદયરોગમાંથી મુક્ત થયો નથી. પણ જેમ તેમ કરીને ટકાવી રહ્યો છું. લોહીના નીચા દબાણના

* લેખકનો પોતાનો સને ૧૯૬૦નો અનુભવ.

કારણે ઉપવાસ કરવામાં જોખમ લાગ્યું. જેને લોહીનું નીચું દબાણ હોય તેણે મૂત્ર ઉપચારમાં ઉપવાસ કરી પોતાની અશક્તિ વધારવી નહીં એવી ચેતવણી મેં વારંવાર આપી છે જ. હું પણ એ જ પ્રમાણે વર્તતો. હું તો મારા શરીરને અખતરામાં મૂકું ખરો પણ ખતરામાં ન મૂકું. એટલે મારા ઉપચારમાં કેટલાક પ્રસંગે જોખમ આવી પડે ત્યારે જે સાધન અસરકારક નીવડયું છે તેની મદદ લેતો. અને જોખમને વિદારતો. જ્યાં સુધી સ્વમૂત્રના ઉપચારની ચોક્કસ પદ્ધતિ નક્કી કરી શકયા નથી ત્યાં સુધી ગંભીર દરદોની સારવાર માટે આપણે એવું વલણ રાખવું રહ્યું. એમ કરવામાં મૂત્ર દ્રવ્ય પ્રત્યે શ્રદ્ધા હોવા છતાં તેના શાસ્ત્રીય ઉપયોગ અંગેની આપણી અજ્ઞાનતાનો દોષ છે, તે દોષ આપણે નિવારવો જ જોઈએ. તે માટે તો આપણે સંશોધન કેન્દ્ર ખોલવું. અનેકોના અનુભવને અંતે તેની શાસ્ત્રીય પદ્ધતિ પ્રાપ્ત થતાં તે મુશ્કેલી પણ દૂર થશે.

ઉપરની મુશ્કેલીને કારણે મેં ત્રણ વખત ઉધામા માર્યા પણ ત્રણેય વખત કાંઈ કાંઈ કુદરતી પ્રતિકૂળતાને કારણે કે મારી પ્રકૃતિના કારણે હું નિષ્ફળ નીવડયો. એટલે મેં ઉપવાસ કરી પ્રયોગ કરવાનો વિચાર માંડી વાળ્યો અને લાંબા ગાળાની સારવાર શરૂ કરી, તેમાં પણ ગયા ભાદરવા માસમાં શરદીને કારણે ઉધરસ થઈ અને પૂરતો પેશાબ થયો નહીં, જેથી સોજા આવ્યા અને વધ્યા. તે નિવારવા ડૉક્ટરની મદદ લેવી પડી. પણ તેમાં જોઈએ તેના કરતાં દસ અગિયાર રતલ પાણી વધારે નીકળી ગયું. સામાન્ય રીતે મારું વજન ૧૦૦ રતલ રહેતું તેને બદલે ૮૯ રતલ થયું. અને અશક્તિ વધી પડી. પરિણામે ૨૧ સપ્ટેમ્બરના રોજ લકવાનો હુમલો થયો. તેને એકાએક શમાવવા ડૉક્ટરે ઈન્જેક્શન આપ્યું પણ તેના પ્રત્યાઘાતમાં પેશાબ બંધ થઈ ગયો. આમ બારણું કાઢતાં ઊંટ દાખલ થયું. ત્રીસ કલાક સુધી બિલકુલ પેશાબ ન થયો અને

તેની પીડાનો પાર ન રહ્યો. એટલે પડોશમાં રહેતા એક ડૉક્ટરને બોલાવી પેશાબ કઢાવ્યો પણ તેથી પત્યું નહીં. પછી પણ પેશાબ બંધ રહ્યો. ચોવીસ કલાક થયા. અસહ્ય પીડા થવા માંડી. ડૉક્ટરને બોલાવ્યા, તે પોતાનું સાધન લઈને આવ્યા, પણ સાધનનો ઉપયોગ કરતાં પહેલાં તેમણે કહ્યું:—

આમ વારંવાર પેશાબ કાઢવામાં જોખમ છે. વિજાતીય સાધન શરીરની અંદર દાખલ થતાં પેશાબની ઇન્દ્રિયના રસ્તામાં સોજો ચવાનો પૂરો ભય છે અને સોજો થાય તો પેશાબ માટે ઓપરેશન કરી બીજુ કાર ખોલવું પડે."

મેં કહ્યુ: પેશાબના રસ્તામાં સોજો ન થાય તે માટે તમે શરીરના અંદરના ભાગને નુકસાન કરે નહીં એવા જંતુનાશક કોઈ દ્રવ્યનો ઉપયોગ કરો.

તેમણે કહ્યું: એવું કોઈ જંતુનાશક દ્રવ્ય એલોપથીમાં નથી કે જેનો ઉપયોગ શરીરના અંદરના ભાગમાં થઈ શકે.

મેં કહ્યું: મૂત્ર જંતુનાશક દ્રવ્ય છે અને તે શરીરની અંદરનું તત્ત્વ છે એટલે નિર્દોષ છે. તમે તમારું સાધન પેશાબમાં બોળો અને પછી અંદર મૂકો તો તેથી તમે કહો છો તેવું નુકસાન નહીં થાય.

ડૉક્ટરે મારી વાત સ્વીકારી અને તેમ કર્યું. પેશાબ ૧૯ ઔંસ જાડો રગડો અને લાલ સિંદૂર જેવો નીકળ્યો. શાંતિ થઈ. થોડા સમયમાં પેશાબની હાજત થઈ. દબાણ થયું અને ટીપે ટીપે નીકળવા માંડ્યો. ભારે બળતરા બળવા માંડી. છતાંય ટીપે ટીપે નીકળવા માંડયો તેથી કાંઈક ચિંતા ઓછી થઈ. આ બાબત અંગે

થાય છે. અને તેને કારણે રાત્રે ઊંઘ પણ ન આવે, શું કરવું? તેમણે સલાહ આપી.

"(અમુક) ટીકડીઓ ચાર મંગાવો અને લઈ લો."

મેં શંકા કરી કે : વળી પાછો તેનો શો પ્રત્યાઘાત (રિએક્શન) થશે?

તેમણે કહ્યું : "તે નુકશાન કરશે નહીં. પણ તમે તે ટીકડી નહીં લો અને ચાલુ પેશાબની પીડા નિભાવશો તો 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' ને સોજો થવાથી કદાચ ઑપરેશન કરાવવું પડે એવો સંભવ ઊભો થાય. જે તમારી આ ઉંમરે જોખમકારક છે."

આ વાત સાંભળી હું વિચારમાં પડયો. મને તુરત સૂઝી આવ્યું : "હું કેવો દંભી ! મારા કહેવાથી બીજા આ અખતરા કરે છે તે સાંભળી હું રાજી થાઉં છું. હું જાતે અખતરો કેમ ન કરું? તેમાં શું નુકશાન થવાનું છે? મેં મારા સ્વજનોને સમજાવ્યા. એક કલાકના પ્રયત્નથી એક અધોળ પેશાબ ટીપે ટીપે એકઠો થયો. હિંગળોકના રંગ જેવો જાડો રગડો હું આંખ મીંચી પી ગયો. વળી પાછો બીજા કલાકે બીજો એક અધોળ એકઠો થયો તે પી ગયો. એકાદ કલાક પછી પેશાબની થોડી ધાર શરૂ થઈ અને પાછળનો ભાગ ટીપે ટીપે નીકળ્યો. બળતરા તો બળતી જ હતી. પછી તો જેમ જેમ પેશાબ પીતો ગયો તેમ તેમ પેશાબની ધાર વધવા માંડી અને બળતરા ઓછી થવા લાગી. આમ આઠ દિવસમાં કંઈ પણ બળતરા સિવાય ધારબંધ સ્વચ્છ પેશાબ થવા માંડયો. અને હું ભારે જોખમમાંથી બચી ગયો.

મૂત્ર ઉપચારના માર્ગ છેલ્લા પ્રયત્નમાં દાખલવેલી નબળાઈ અનાવડત હોવા છતાં જે સત્ય સમજાયું અને અનુભવ્યું તેથી હું ભયમાંથી બચ્યો. એક માસ પછી આ લખાણ લખું છું ત્યારે હું બિલકુલ નિર્ભય છું, અને સ્વાસ્થ્યપૂર્ણ માણસના પેશાબ જેવો પેશાબ સ્વાભાવિક રીતે થાય છે.

વારંવાર ઊઠવાથી ઠંડો પવન સહન કરવો પડે અને તેથી શરદી થાય. આને કારણે કફ થાય, ને જમણા તથા ડાબા પડખે અસહ્ય દુખાવો થાય. પડખાભેર સુવાય પણ નહિ. આમ મહિને બે મહિને પવન લાગે કે પીડા ઊભી થાય.

કન્સલ્ટન્ટ ડૉક્ટરોને બતાવીએ તો પેશાબનો, લોહીનો, ઝાડાનો, અને કફનો રિપોર્ટ માંગે અને એક્સ-રેનાં ફોટા પણ બતાવવાના હોય.

આ બધી તૈયારી કરી ૧૬ એક્સ-રેના ફોટા બતાવ્યા ત્યારે કહ્યું કે પડખામાં શરદીના પેંચીઝ છે. તેમાં કફ ભરાયો છે તેને કારણે દુખાવો છે. તેને માટે ૨૧ દિવસની દવા લેવાનું સૂચવ્યું ને ઈન્જેક્શનો આપ્યાં. આ પ્રયોગમાં આખા શરીરે એવી તો ખૂજલી ઊપડી કે ખરંજવામાં માણસ જેમ ખંજોળે તેમ આખા શરીરે ખંજોળતાં શરીર ઉઝરડાઈ ગયું. ક્યાંક લોહી પણ નીકળે. રાત દિવસ સુખે બેસાય નહીં. કાંધ પર ને છાતીમાં દુખાવો થાય. ડૉક્ટર કહે કે હૃદયને તપાસરાવો. પેશાબ પણ ગરમ દવાને લીધે ટીપે ટીપે ઊતરે ને અસહ્ય પીડા થાય. એટલે ગરમ પાણીના ટબમાં બેસું ત્યારે નિરાંત વળે.

ડૉક્ટર કહે, કદાચ પથરી હોય તેવો સંભવ છે. નહીં તો આવી પીડા ન થાય. એટલે એની દવા પણ ચલાવી.

એક રોજ મારો ભત્રીજો જેને હળવો હાર્ટ-એટેક થયેલ અને બ્લડપ્રેશર પણ હતું તે આપનું પુસ્તક મંગાવી, વાંચી તે પ્રમાણે પ્રયોગ કરે. તે સવાર સાંજ મારી તબિયત જોવા આવે. તેણે કહ્યું કે પોતે આપનું પુસ્તક વાંચી પ્રયોગ કર્યો છે તેથી થોડો ફેર જણાયો છે. એટલે મેં તે પુસ્તક મંગાવ્યું. નાદુરસ્ત તબિયત છતાં આખું પુસ્તક વાંચી ગયો અને ત્રીજે દિવસે મારા ૪૦ વર્ષના

ફેમિલી ડોકટરને બોલાવી આપના પુસ્તકમાં લખ્યા પ્રમાણે પ્રયોગ કરવા સલાહ માગી. મારા ભત્રીજાની પણ તે જ ડોકટર દવા કરે- તેને ફાયદો થયો તે જાણે એટલે કહ્યુ, કે મારી આપેલી દવા બંધ કરો ને આ પ્રયોગ કરી જુઓ. અને મેં પ્રયોગ શરૂ કર્યો.

દરરોજ ત્રણવાર પેશાબ પીતો. અને બધી દવા બંધ કરી. સવારના કબજિયાત રહેતી તેને બદલે ઝાડો ઠીક ઉતરવા માંડ્યો. પેશાબ પણ ઠીક ઊતર્યો. આમ એ પ્રયોગ ચાલુ રાખ્યો તથા જૂના પેશાબથી માલિસ કરવાનું તથા પછી ગરમ પાણીથી નાહવાનું રાખ્યું, આમ કરવાથી નીચે મુજબ પરિણામો આવ્યા.

૧. હરસ(મસા)ની પીડા ઘણા વખતથી હતી તે મટી ગઈ.
૨. કબજિયાત રહેતી હતી તે ઘણી હળવી થઈ. શરૂઆતમાં કાળા ઝાડા ઊતર્યા. હવે શીતસરના આવે છે,
૩. ભૂખ નહોતી લાગતી તે હવે લાગે છે અને રુચિથી ખવાય છે. પગના ગોઠણમાં દુખાવો રહેતો હતો તે મટી ગયો છે.
૪. પાછલા ભાગમા એક ચાઠું હતું, સુકા ખરજવા જેવું તેના પર પેશાબ ચોળવાથી તે નાબુદ થયું.
૫. વાસામા દુખાવો બિલકુલ નથી.
૬. છાતીમાં દુખાવો મુદ્દલ થતો નથી.
૭. પેશાબ છૂટથી ઉતરે છે. પણ નળી સાકડી હોવાને લીધે ઓછી બળતરાએ ઊતરે છે.
૮. રાતમા ત્રણથી ૭ વાર ઊઠવું પડતું તે હવે એક બે વાર ઊઠવું પડે છે.
૯. પેડુમાં થોડો પેશાબ ભરાય કે પેશાબ કરવા જવું પડતું. હવે તેમ નથી. પેશાબ ઠીક જથ્થામા ભેગો થાય ત્યારે જવું પડે છે.

૧૦. કીડનીમાં કાંઈ ઝીણી રેતી કે પથરી હોવાનો ડૉક્ટરનો ભય હતો પણ તેવો દુખાવો હવે નથી.

૧૧. દોઢ માસમાં શરદી થઈ નથી. તાવ આવ્યો નથી. છાતીમાં દુખાવો થયો નથી.

૧૨. અગાઉ ડાબા કાન પાસે એક ઊપસેલી જગ્યા હતી, ત્યાંથી પીડા શરૂ થાય તે ડાબા માથાના ભાગમાં અડધી રાત સુધી ઘણી પીડા રહે તે ૧૫ રોજથી મટી ગઈ છે.

૧૩. જમણા હાથ પર સફેદ કોઢનાં બે નાનાં ટપકાં હતાં તે માટે દવા કરવા ડૉક્ટરે ના પાડી હતી. તે કોઢ પણ આછા થઈ ગયા છે.

૧૪. શરીર પરની ખંજવાળ તો પેશાબના માલિસની શરૂઆત કરી ત્યારથી બંધ થઈ ગઈ છે.

૧૫. જે વસ્તુ ખાવાથી મને શરદી કે ગરમી તુરત થતી તે પણ માઠી અસર કર્યા વિના પચી જાય છે. દા ત. બાજરીનો રોટલો, દૂધ કે દહીં સાથે ખાતો તેથી હરસને કારણે દોઢ વર્ષથી મૂકી દીધેલો તે તથા ગોળ શરૂ કર્યો છે છતાં હરસ જણાતા નથી.

આમ મારી તબિયતમાં અનેક લાભ થયા. તેમાં સહેજ પણ અતિશયોક્તિ નથી. ખોટનો દીકરો બાપના ખોળામાં મૂતરે ત્યારે બહેન કહેશે કે લ્યો બાપાને પવિત્ર કર્યા. એના જેવી આ વાત છે. પેશાબના માલિસ વખતે તેમાં પ્રીત થાય છે કારણ કે તેનાથી ફાયદો જણાય છે. એ જ.

## ૫. મધુપ્રમેહ (ડાયાબિટિસ)

### ૧

'માનવમૂત્ર' પુસ્તકની ચાર આવૃત્તિ થઈ ત્યાં સુધી મધુપ્રમેહ ડાયાબિટિસનું દરદ મટવાનો સ્પષ્ટ અને વિશ્વાસપાત્ર હેવાલ

મારી પાસે આવ્યો નહોતો. ઘણા દરદીઓ તે દરદ પર મૂત્રપ્રયોગના અખતરા કરી થોડીઘણી રાહત મેળવતા અને તેવી રીતે આ રોગના ઘણા દરદીઓ સાજા થયા છે. એવી વાતો મારી પાસે આવે ખરી પણ જ્યાં સુધી પદ્ધતિસર પ્રયોગ કરી મધુપ્રમેહ દરદ મટાડયું હોય એવા વિશ્વાસપાત્ર હેવાલ દરદી પોતે મને ન લખી મોકલે ત્યાં સુધી હું તે વિષે કાંઈ પણ આ પુસ્તકમાં લખીને ખોટો પ્રચાર કરું તેમા દોષ છે. એટલે હું નિશ્ચંત રાહ જોતો કે એનો સંતોષકારક હેવાલ પણ મને મળશે જ. અને છેવટે પ્રભુ ઇચ્છાથી તે મળ્યો.

મુંબઈમાં રહેતા **જ્યોતિર્વિદ્ જયકિશનદાસ દયારામ પંચાલ** (૨૮, સૂરજ બિલ્ડિંગ, એલ્ફિન્સ્ટન રોડ, મુંબઈ-૧૩) તરફથી વિશ્વાસપાત્ર હેવાલ-તેમના ડૉકટરના રિપોર્ટ અને લોહીની અંદર કેટલા ટકા ખાંડ છે તેના રિપોર્ટ સાથેનો-મને તા. ૬-૬-૧૯૬૦ના રોજ મળ્યો, જે નીચે પ્રમાણે છે:

મને ડાયાબિટિસનું દરદ પાંચ વર્ષ ઉપર થયું હતુ. એનાં લક્ષણ એવાં હતા કે પેશાબ કરવાની જગ્યાએ મોઢા ઉપર ચામડી બગડી ગઈ હતી. એટલે કે ચામડી ફાટેલી હોવાથી પેશાબ કરતી વખતે ઘણી જ બળતરા થતી હતી. તેમ જ ખંજવાળ વધારે આવતી હતી. એટલે હુ કેમ્પ કંપનીનો મલમ લગાડતો હતો. પણ દિવસે દિવસે કમરથી માંડીને પગ સુધી સાંધા દુખવા માંડ્યા. પછી એ બંને દરદનું પ્રમાણ દિવસે દિવસે વધતુ ચાલ્યું. અને પેશાબ પણ થોડી થોડી વારે થાય કરતો. તેમ જ રાત્રે ત્રણ ચાર વખત ઊઠવું પડતુ. આ બધુ દરદ ચાર વર્ષ સુધી સહન કર્યું. પછી મને ડૉકટરને ત્યા જવાની ફરજ પડી. એક મિત્રની સલાહથી હુ એક જાણીતા ક્લિનિકમાં તા. ૧-૫-'૫૯ના દિવસે ગયો. મારો કેસ ડૉકટર

માહીમનુલાએ હાથમાં લીધો. પછી તપાસ કરતાં માલુમ પડ્યું કે મને ડાયાબિટિસ થયો છે. મારી ઉંમર ૪૧ વર્ષની છે. એમણે જણાવ્યું કે, મોટે ભાગે એ ઉંમરે જ ડાયાબિટિસ થાય છે. સાકર તપાસી તો પેશાબમાં ચારેક ટકા જેટલી ભરપૂર સાકર હતી. મને રેસ્ટીનોનની ૨૦ ગોળી આપી અને પરહેજીમાં બાફેલી ભાજી અને પાતળી છાશ ત્રણ દિવસ ખવડાવી. ચોથે દિવસે ગયો તો સાકર બિલકુલ દેખાઈ નહીં. એટલે એમણે ઓછો ખોરાક અને સાથે થોડો ભાત ખાવા આપ્યો. પેલી ૨૦ ગોળી પણ પૂરી કરી. હું દર ત્રીજે દિવસે તાપાસરાવવા જતો હતો. પણ સાકર દેખાઈ નહીં. પછી ડોક્ટરને વહેમ જતાં તેમણે મને જરા સાકરવાળો પદાર્થ બે દિવસ થોડો થોડો લઈને પછી જવાનું કહ્યું. એ પ્રમાણે કરી ને હું ગયો. તો ત્રણ ટકા સુગર દેખાઈ. એટલે ડૉક્ટરને પણ ખાતરી થઈ કે મને ડાયાબિટિસ છે તે પછી ૨૫ બીજી ગોળીઓ ખાધી પણ આરામ થયો નહીં. બે ચાર ડૉક્ટરોએ મળીને મસલત કરીને મને કહ્યું કે તમને હવે ગોળી લાગુ પડતી નથી એટલે ચિઠ્ઠી લખી આપીને મને બીજા ડૉક્ટર પાસે મોકલ્યો. ત્યાર બાદ હું બીજા ડૉક્ટર પાસેથી મારા લોહીનો રિપોર્ટ લઈ ત્રીજા ડૉક્ટર પાસે ગયો. તેમણે એનેડાઈટ ટેબલેટ્સ આપી. તેનો કોર્સ ત્રણ માસનો હતો. મારું વજન ૧૬૭ રતલ હતું. એટલે ઓછો ખોરાક અને દવા લઈને મારું વજન પણ ઓછું કરવાનું હતું. સાકર ઘટી ગઈ અને વજન પણ થોડું ઘટ્યું. પણ કોઈ દિવસ જરા ચોખાની લસ્તુ ખાધી તો તરત જ સાકર દેખાઈ આવતી. આમ ડોક્ટરોની સારવાર લીધી તેની સાચી હકીકત જણાવી છે.

હવે મેં મૂત્રચિકિત્સાનો પ્રયોગ કર્યો અને કેવી રીતે કર્યો તેની હકીકત નીચે જણાવું છું:

મૂત્રચિકિત્સાનો પ્રયોગ શરૂ કર્યો તેના ત્રણ માસ પહેલેથી મારી દવા બંધ જ હતી. મૂત્રપ્રયોગ આપશ્રીએ જણાવ્યા પ્રમાણે

પહેલાં પેશાબ ભેગો કર્યો અને છએક દિવસનો જૂનો થયા પછી તા. ૭-૩-'૬૦થી માલિશની શરૂઆત કરી અને આઠ દિવસ પછી તા. ૧૪-૩-'૬૦થી પીવાની શરૂઆત કરી. પહેલે દિવસે તો દિન-ભર જેટલો પેશાબ થયો તે બધો પી જઈને ઉપવાસ કર્યો. પણ તે જ દિવસે માથામા ઘણી જ વેદના ઊપડી. એટલે મારે સાંજે થોડી કોદરી ખાવી પડી હતી. આઠમે દિવસે સુગરનું પ્રમાણ કમતી થઈ ગયું. એટલે મારે સાકર ખાવી પડી. તેને કારણે મેં દરરોજના ત્રણ ગ્લાસ પેશાબ લેવા માંડ્યો. પછી તો રોજ સાકર ઘટી જાય અને મારે સાકર લેવી પડે. એટલે મેં આઠ દિવસ પ્રયોગ બંધ કર્યો. અને આપને પત્ર દ્વારા જણાવ્યું. અને પછી આપની સલાહ પ્રમાણે દરરોજ ચારેક ઔંસ જેટલુ લેવાનું રાખ્યું અને ખોરાકમા ફેરફાર કર્યો. બપોરના કોદરીનો ભાત અને સાંજે જુવારનો રોટલો રોજ લેતો. પછી રજાને દિવસે થોડોક ભાત ખાવાનો શરૂ કર્યો. આમ અખતરો કરીને પેશાબ તપાસરાવું છું પણ કાંઈ સાકર દેખાઈ નહીં. એટલામા લગ્નસરાના દિવસો આવ્યા. અને મીઠી વસ્તુ, ભાત, બટાટા વગેરે બબ્બે ચારચાર દિવસને અંતરે ખાધુ છે પણ સાકર જણાઈ નહીં. પછી છેલ્લા આઠ દિવસ, તા ૧૬મીથી ૨૨ સુધી દેશમા લગ્નમા ગયો હતો ત્યા દિવસમા બેબે વાર શિખંડ, પૂરી, ભાત, તથા બટાટાનુ શાક ખવાયુ છે પછી મુંબઈ આવીને પેશાબ તપાસરાવ્યો પણ સાકર દેખાઈ નથી અને આઠ દિવસમા છ રતલ વજન વધી ગયુ માટે હાલ બપોરના ભાજી, એક ગ્લાસ છાશ અને સાંજે થોડી કોદરી ખાઉ છુ અને ચાર ઔંસ જેટલું દિવસમા ત્રણ વખત પીવાનુ રાખ્યું છે. હવે હુ રોજ નિયમિતપણે ખોરાક લેવાનું કરીશ કારણ કે, મારુ વજન ઉતારવા તરફ હું ઘણું ધ્યાન રાખુ છું.

મને આ પ્રયોગ દરમિયાન ઝાડા કે ઊલટી થઈ નથી. પણ સાકરનું પ્રમાણ ઘટે ત્યારે બેચેની લાગે અને મગજમા ચક્કર

આવે એટલે સાકરનો ઉપયોગ કરવાથી મટે. મારું પીવાનું અને માલિસ હું ચાલુ જ રાખીશ.

આ માનવજળને આપણે મૂત્ર કહીએ છીએ. પણ એને 'અમૃતજળ'નું ઉપનામ આપી શકીએ. કારણ કે, મારા જેવા અનેક દરદીઓએ આ પ્રયોગ 'અમૃતજળ' તરીકે જ કર્યો છે. અને જે એમ સમજે તે જ આ પ્રયોગ કરી શકશે.

ઉપરનો હેવાલ લાંબો છે છતાં મેં પૂરો આપ્યો છે. કારણ કે, તેમાં ચોકસાઈ છે, એટલું જ નહીં પણ આ ભાઈ જ્યાં મુશ્કેલી આવી ત્યાં અટકી પડ્યા નથી કે મૂંઝાયા નથી. જે આ કુદરતી ઉપચાર કરે તેણે કરેલા ઉપચારની પોતાના શરીર પર કેવી અસર થાય છે તે તપાસતા રહેવું જોઈએ અને કાંઈ ભૂલને કારણે જુદી અસર થાય કે તુરત સામાન્ય સમજથી પોતાના ઉપચારમાં ફેરફાર કરીને લાભદાયક પદ્ધતિ ગ્રહણ કરવી જોઈએ. આમ કરવામાં સહીસલામતી એ છે કે આવા ફેરફારથી કંઈ નુકસાન થતું નથી; આપણને સાચો રસ્તો હાથ લાગી જાય છે. કુદરતી ઉપચારો પણ માણસની શારીરિક પ્રવૃત્તિ પ્રમાણે ઓછીવત્તી અસર કરે છે. બધીયે પ્રકૃતિવાળા શરીરને એક જ સારવાર બંધબેસતી ન પણ આવે. એટલા માટે સત્ય વાત તો એ છે કે જે માણસ પોતાના શરીર પર સારી માઠી અસર સમજીને તે પ્રમાણે કુદરતી ઉપચારોનો સમન્વય કરશે. તેને માટે પોતાનું સ્વાસ્થ્ય પોતાના હાથમાં જ છે.

વળી આ દરદીને ઉપવાસ ન કરવા પડ્યા. કારણ કે, તેમનો રોગ ઘર કરીને નહોતો બેઠો. પણ જેઓનો મધુપ્રમેહનો રોગ ઘર કરી બેઠો હોય તેમણે ઉપવાસ કરવા જોઈએ, તેમ પ્રયોગ પણ લાંબો સમય ચાલુ રાખવો જોઈએ એમ મારું માનવું છે. એટલે કોઈ દરદીએ આ વાંચીને પોતાને પણ ટૂંકી મુદતમાં દરદ મટી

ન જાય તો હારી જવું નહીં પણ હિંમતથી આગળ ધપવું. તેમ કરવાથી ફાયદો જ છે. નુકસાન મહેજ પણ નથી.

ઉપરના અહેવાલથી સંતોષ ન માનતા ભાઈશ્રી પંચાલનો રોગ મટયાની ચોકસાઈ કરવા તેમને પાંચ-છ માસ બાદ કેન્દ્ર તરફથી પૂછાવવામાં આવ્યું કે તમારું મધુપ્રમેહનું દરદ હવે દેખા દે છે? તેમણે નીચેનો જવાબ આપ્યો:

"આજ સુધીનો મારી તબિયતનો સંપૂર્ણ હેવાલ શ્રી રાવજીભાઈ પટેલને લખતો રહ્યો છું. મેં રાવજીભાઈને પ્રથમ જણાવ્યું હતું કે આ પ્રયોગથી મને ફાયદો થશે તો, હું મારા જેવા દરદીઓને સલાહ બતાવી રોગમાંથી મુક્ત કરવા ખડે પગે તૈયાર છું. મારા સારા થયા પછી ઘણા જ દરદીઓને પ્રયોગ બતાવ્યો છે. આપ જાણો છો કે દુનિયાનું માનસ વિચિત્ર હોય છે. ઘણાક દર્દીઓ સંપૂર્ણ પ્રયોગ કરતા નથી. અને ઘણાઓ સારી રીતે હસતા હસતા પ્રયોગ કરે છે અને તેઓને સંપૂર્ણ આરામ થઈ ગયો છે. આમાં મને જોઈતું ગાઈડન્સ (માર્ગદર્શન) હું રાવજીભાઈ પાસે પત્ર દ્વારા માંગતો હતો. મુંબઈમાં હાલ ડાયાબીટીઝનો ત્રણ ટકા સુગરનો કેસ મારો થઈ ગયો છે. અને બધી વસ્તુ ખાઈ શકે છે.

"મારા પોતાના દરદ બાબતમાં તો મારો ડાયાબીટીઝ તદ્દન નાબૂદ થયો છે. બધી વસ્તુઓ ખાઈ શકું છું, દીવાળીમાં પણ ગળપણ વગેરે ખાધું છે. હાલ લગ્નસરા ચાલુ છે તેમાં પણ ખવાય છે. હું સાથે સાથે મારો પેશાબ પણ તપાસરાવું છું. પણ કાંઈ દેખાતું નથી. છતાય ખોરાક લેવામાં હું કાળજી રાખું છું. ગળપણ બહુ ખાવાથી ડાયાબીટીઝ થાય છે એટલે હું બહુ ગળપણ ખાતો નથી. જોકે રોજ ચામાં સાકર લઉં છું. બીજો ખોરાક તો સાધારણ લઉં છું. બીજો હેવાલો હું ચોકસાઈથી મોકલી આપીશ."

## ૬. મીઠી પેશાબ અને લકવો

ખ્યાલ નહીં એવી જગાએ 'મૂત્રોપ્રચાર'નો પ્રયોગ ગુજરાતમાં તો ઠેર ઠેર થયા કરે છે. ગુજરાત બહાર બીજા પ્રાંતોમાં પણ થાય છે. પાલીતાણામાં જૈન સોસાયટી, ગિરિવિહારથી શ્રી સૌભાગ્યચંદ્ર ગિરધરલાલને ત્યાં રહેતા **શ્રી ગુલાબચંદ ખેમચંદ શાહે** પોતાને થએલા મીઠી પેશાબ અને તેનું જે પરિણામ આવ્યું તેની હકીકત તેમની પાસે લખાવી મને મોકલી આપી છે તે ઉત્સાહજનક છે જે નીચે પ્રમાણે છે:

મને મીઠી પેશાબનો રોગ હતો અને જમણી બાજુનો લકવો હતો. જે આપની 'માનવમૂત્ર'ની ચોપડી વાંચી નીચે પ્રમાણે પ્રયોગ એક વરસ થયાં કરું છું. તેનાથી ઘણો જ ફાયદો છે પણ ચોપડીમાં જે ઉપવાસની મહત્તા આપેલી છે તે કરતે તો મને જલદી આરામ થતો. પણ મારાથી ઉપવાસ થતા નથી. તેથી ધીમે ધીમે પણ સારો ફાયદો થયો છે. દરરોજ સવારે દાતણ કરીને જે પેશાબ થાય તે પી જાઉં છું અને બપોરે આખા શરીરે માલિસ કરું છું. પગના ઘૂંટણના સાંધામાં દુખાવો થતો હતો તે પણ મટયો છે. જે દરરોજ દુખાવો થતો તે માલિસથી મટયો છે.

૧. કેટલાક વખતથી ઈન્સ્યુલીનનાં ઈંજેક્શન લેતો હતો તે એક વરસથી બંધ કર્યા છે.

૨. મૂત્રથી ચામડીનાં દરેક દર્દો મટે છે એ મારી જાતમાહિતિ છે. શરીર પર કાંઈ થાય તો હું તેનો ઉપયોગ કરું છું. અને તેનાથી મને ફાયદો થયો છે.

૩. મારી ઉંમર ૬૫ વર્ષની છે. પહેલો મને ચાલવાનો ઘણો ત્રાસ હતો. જે હું આજે ત્રણચાર માઈલ ખુશીથી ચાલી શકું છું.

૪. પહેલાં મારી આંખે દૂરનું ઝાંખું દેખાતું હતું તે મૂત્રને આંખે ચોપાવાનો પ્રયોગ શરૂ કર્યો તેનાથી થોડો ફાયદો જણાયો એટલે મને શ્રદ્ધા બેઠી કે આમાં કાંઈક છે ખરું. એટલે મેં પીવાનું શરૂ કર્યું. જેનાથી મને ઘણો જ ફાયદો થયો. આમ માનવમૂત્રથી દરેક રીતે ફાયદો થયો. આમ માનવમૂત્રઆશીર્વાદરૂપ છે

ઉપરના હેવાલમાં વિગત નથી આપી તેટલી ખામી છે. શ્રી ગુલાબચંદે મૂત્રોપચાર પણ વ્યવસ્થિત કર્યો જણાતો નથી. છતાં તેમને ફાયદો થયો છે. તેથી કોઈ તેવા દરદી તે વાંચીને તેમનું અનુકરણ કરી તેમના જેવો અવ્યવસ્થિત ઉપચાર કરે નહીં. બીજી રીતે તે ભાઈની શરીર પ્રકૃતિ સારી હશે, તે ખોરાકમાં સંયમી હશે. વળી પાલીતાણાના પહાડ પર રહેવાનું એટલે હવા અને કુદરતી વાતાવરણ પણ ફેર એવાં કારણોને લીધે હળવા ઉપચારથી તેમને સારો લાભ થયો ગણાય. જોકે તેમણે ધીરજ રાખી એક વરસ સુધી ઉપચાર ચાલુ રાખ્યો. એ બધો વિચાર કરી મીઠી પેશાબ અને લકવાના દરદીએ ધીરજ રાખી વ્યવસ્થિત ઉપચાર કરવો. એમ કરવાથી જરૂર તેમનું દરદ ટળશે.

## ૭. ઘોડીનો મધુપ્રમેહ

હું તો માનું છું કે કુદરતનો કાયદો એક અને અચળ છે. એટલા જ માટે સિદ્ધાંત અંગેના નિયમમાં મેં મારી શ્રદ્ધા વ્યક્ત કરી છે કે જે સત્ય માનવી માટે લાગુ પડે છે તે જ સત્ય જાનવર માટે પણ લાગુ પડે. જાણે આ ભુલાયેલા સત્યની યાદ આપણને પ્રભુ કરાવતો હોય તેમ અચાનક એક નિવેદન મારા હાથમાં આવી પડયું. મુંબઈમા પશુઓના દરદ મટાડતા ડૉક્ટર .જી અચ. વેલિન્કરનું એ નિવેદન છે. અંગ્રેજીમાં ડૉક્ટરે પોતે લખી મોકલ્યું છે. મુંબઈના કોઈ શોખીન શેઠ મારવાડની એક તેજીલી ઘોડી ખરીદી મુંબઈમાં લઈ ગયા. મુંબઈ ગયા પછી તે

બીમાર પડી. તે આ પશુ ચિકિત્સક પાસે આવી. તેમણે તેની દવા કરીને તેને રોગમુક્ત કરી. તે શી રીતે બન્યું તે પોતાના તા. ૧૪–૧–'૬૧ના અંગ્રેજી નિવેદનમાં નીચે પ્રમાણે લખે છે:

"હિન્દી ઓલાદની ૭ વરસની ઉંમરની એક ભૂખરા રંગની ઘોડી મુંબઈના મદનપુરા વિસ્તારના એક ગૃહસ્થ નામે એસ. એન. શીપ્રાની માલિકીની માંદી રહ્યા કરતી હતી. જ્યારે તેને ખરીદી ત્યારથી તે સુકાયેલી હતી. અને એવું માની લીધું કે ટ્રેનમાં દૂરથી આવવાને કારણે અને તેટલા દિવસોમાં પૂરતો ખોરાક નહીં મળવાને કારણે તે સુકાઈ હશે.

તેના માલિકના તબેલામાં આવ્યા બાદ અઠવાડિયાના સમયમાં તેનો ઝાડો તપાસવામાં આવ્યો અને પ્રાથમિક ઉપચાર તરીકે તેના શરીર પર બંધ નાંખવામાં આવ્યા. તેને ઓરીશીલનાં પાંચ ઈન્જેક્શન આપવામાં આવ્યાં. ઘોડીને સારો પૌષ્ટિક ખોરાક આપીને તપાસ નીચે રાખવામાં આવી. પંદર દિવસ તે સારવારને વીતી ગયા બાદ ઘોડીની સ્થિતિમાં ખાસ સુધારો જણાયો નહીં. પણ પાછળથી જણાયું કે તેને ખૂબ પેશાબ થતો હતો. થોડા થોડા કલાકે વારંવાર પેશાબ થતો હતો. વળી તેની કેડ પર કે મૂત્રપિંડને અડતાં તેને દુઃખ થતું હોય તેમ લાગ્યું. થોડા દિવસમાં તેના પેશાબમાં લોહી જણાયું. તેના ઉપચાર તરીકે હેક્ઝામીન, સોડા સલ્ફેટ અને મેપસલ્ફ નાળ વડે તેને પાવામાં આવ્યાં. બે દિવસ પછી લોહી બંધ થયું, પણ પેશાબનો જથ્થો તો કાયમ જ રહ્યો.

એવામાં મારા પડોશી શ્રી. જયકિશનદાસ પંચાલ પાસેથી માણસોને મધુપ્રમેહનો રોગ મૂત્રોપચારથી મટે છે એવી હકીકત સાંભળ્યા પછી મારા મનમાં પણ વિચાર આવ્યો કે, "કદાચ ઘોડીના પેશાબમાં ખાંડ જતી

હશે ? લાવને તપાસી જોઉં તેને કરેલા ઉપચારથી કાંઈ અસર ન થઈ તેનુ કારણ એ પણ હોય."

તે ઘોડીનો પેશાબ તપાસતા માલૂમ પડયુ કે તેમા ૨ ટકા ખાંડ જાય છે મે પણ તેને નાળ હતી તેનો જ પેશાબ પાવાનો નિર્ણય કર્યો અને આખા દિવસનો ઘોડીનો પેશાબ ભેગો કર્યો આગલા દિવસનો ભેગો કરેલો પેશાબ બીજે દિવસે આપતો. આખા દિવસનો પેશાબ આશરે ચાર રતલ થતો સાત નાળો પેશાબ તેને પાવામા આવ્યો ચોથી નાળ પાયા પછી ઘોડીની સ્થિતિમા સુધારો જણાયો અને સાતમી નાળ પાયા પછી ઘોડીએ પોતાનો ખોરાક સારી રીતે લેવા માંડયો વારંવાર પેશાબ થતો હતો તેમા અને તેના જથ્થામા ઘણો ઘટાડો થયો અને ખાંડનુ પ્રમાણ તેના પેશાબમા ૨ ટકા હતુ તેને બદલે ાાા (પોણો) ટકો થઈ ગયુ

એવામા ઘોડીનો કોઈ ગ્રાહક આવ્યો અને તેના માલિકને તેની સારી કિંમત મળી એટલે તેણે ઘોડીને મુંબઈ બહાર વેચી દીધી

ઉપરનુ નિવેદન આપણી વાતને ટેકો આપે છે કે કુદરતે પ્રાણી માત્રને તેના શરીર સ્વાસ્થ્યનુ સાધન તેને આપ્યુ જ છે માનવીના ડોકટરો પોતાના દરદીના રોગનો ઉપચાર કરે છે તેમ આ જાનવરના ડોકટર પણ કરતા હતા. પણ અનુમાન પર રચાયેલી ચિકિત્સા માટે તો અખતરા જ કરવા પડે ને ? શ્રી વેલિન્કરે પણ તેવા અખતરા કર્યા તેમા કાંઈ પરિણામ ન આવ્યુ માનવ દરદીના પોતાના પેશાબથી મધુપ્રમેહ મટે છે એવી વાત સાભળીને ઘોડીના રોગની ખાતરી કરવાનુ તેમને સૂઝી આવ્યુ તપાસતા માલૂમ પડયુ કે તેમની દરદીને મધુપ્રમેહ છે અને તેના જ મૂત્રથી તેનો રોગ મટયો નિવેદનમા પૂરો આરામ થયાની વાત લખી નથી છતા મે લખ્યુ કે તેનો રોગ મટયો તેનુ કારણ એ કે કુદરતે મૂગા

જાનવરોને તો એવી પ્રેરણા આપી છે કે જ્યાં સુધી તે હોય ત્યાં સુધી તે ખાય નહીં. તેની બીમારી દૂર થાય ત્યારે ખાય. તે પડી રહે અને પોતાનો પેશાબ ચાટે. તે ઘોડી છૂટ. હોય તો તે સૂઈ રહેત, ઉપવાસ કરત, અને પોતાનો પેશાબ ચાટયા કરત. એટલે દરદ શરૂથી જ વધવા નહીં પામ્યું હોત. આપણે તો ઘોડીને બાંધીને ગુલામ બનાવી. તે પોતાની પ્રેરણા પ્રમાણે શી રીતે વર્તે ? તેના વતીની ફરજ તેના માલિકને બજાવવી રહી. અને માલિક તો તેના ડૉક્ટરને જ સોંપેને ? જાનવરના ડૉક્ટરો માનવીના ડૉક્ટરની માફક જેવું ભણ્યા હોય તેવા જ ઉપચાર કરેને ?

આમ દરદ, દરદી અને ડૉક્ટરની વાત છે. ગમે તેમ હોય પણ આપણી વાતની એક કડી આગળ વધી કે માનવ દરદીના દરદનું નિવારણ તેનો પોતાનો પેશાબ છે. તેમ પશુ દરદીના દરદનું નિવારણ પણ તેનો પોતાનો પેશાબ છે. કુદરતી સત્ય જે માનવીને લાગુ પડે છે તે જ સત્ય પશુઓને પણ લાગુ પડે છે.

## ૧૧ વાતવ્યાધિ

### ૧ સંધિવા (ગાઉટ)

અમદાવાદના ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટીમાં રહેતા **શ્રી પુરુષોત્તમભાઈ સોમાભાઈ પટેલ** (સરદાર વલ્લભભાઈ પટેલના ભત્રીજા) છેલ્લાં બે ચાર વર્ષોથી સંધિવાથી પીડાયા કરે. હાથનાં આંગળાં અને કાંડાના સાંધા તેમ જ પગનાં આંગળાં અને ઘૂંટણ વગેરે ભાગના સાંધા જકડાયા કરે અને દુખ્યા કરે. તેને કારણે હાથે વજન ઉપાડાય નહીં તેમ જ ચાલતાં દુઃખ થાય અને ખૂટ પણ

પહેરવા મુશ્કેલ પડે આ દરદની અસર તેમના સમગ્ર શરીર પર પણ થવા લાગી શરીર ફિક્કું અને સ્ફૂર્તિરહિત રહેતું. દવા તો થાય જ, પણ કાંઈ ગણત મળે નહી.

મારા મૂત્રચિકિત્સાના પ્રયોગની વાત તેમણે જાણી અને મારી પાસે આવ્યા મે તેમને સલાહ આપી કે જૂના મૂત્રથી શરીરે માલિસ કરો અને ધીમે ધીમે સવારમાંજ પીવાનુ પણ ગમો ઉપરાંત કેટલીક જરૂરી સૂચનાઓ પણ આપી.

એવામા તેમને કુટુંબ સાથે હરદ્વાર જવાનો નિર્ણય કર્યો અને હરદ્વાર એક માસ ગંગાજીને કાંઠે રહ્યા ત્યા રહી તેમણે આ પ્રયોગ શરૂ કર્યો પંદર વીસ દિવસ માલિસ કર્યું તે પણ સતત ચાલ નહી વચ્ચે બે દિવસ જોવાજોગ સ્થળો જોવા જવુ પડે તે દિવસ માલિસ બંધ રહે એમ એકંદર વીસ દિવસના માલિસથી તેમનુ સંધિવાનુ દર્દ મટી ગયુ અને હરદ્વારથી પાછા આવી તુરત મને વધામણી આપી કે તેમનો સંધિવા નિર્મૂળ થયો, પણ ત્યાર પછી પેશાબ દિવસમા બે વખત પીવાનો તેમણે ચાલુ રાખ્યો તેનું પરિણામ પણ સુંદર આવ્યુ તેમના શરીર ઉપર જે ફિક્કાશ હતી તે જતી રહી અને લાલી આવી શરીર અને મનની સ્ફૂર્તિ આવી ઝાડાની નિયમિતતા થઈ અને જઠરાગ્નિએ પણ સરસ કામ કરવા માંડયુ હાલ પોતે નિશ્ચિંત છે

## ૨ કરોડરજ્જુ(મણકા)નુ ગંઠાઈ જવું

**શ્રી અંબાલાલ કે પટેલ** બી એસસી એન એલ બી સ્ટોર સુપરિન્ટેન્ડન્ટ, અમદાવાદ મ્યુનિસિપાલીટી તેમનો પત્ર છે તેમાથી નીચેનુ ટાંચણ કરુ છુ

આપના સ્વાસ્થ્ય પર પેશાબચિકિત્સાથી જે અસર થઈ

તેથી પ્રેરાઈ મેં મારા ઉપર તેની અજમાયશ તા. ૧૫-૫-'૫૮ વહેલી સવારે પ્રભુપ્રેરણાથી શરૂ કરી.

દાક્તરી તપાસમાં જેને પ્લુરસી, સંધિવા અને 'કરોડ મણકાનું ગંઠાઈ જવું (સ્પોંડીલીટીઝ) 'કહે છે તેનો હું દરદી હતો કફ પણ સારા પ્રમાણમાં સફેદ, સહેજ ભૂરા રંગનો અને વાદળીન જેવો છિદ્રોવાળો નીકળતો. કામમાંથી નિવૃત્ત થાઉં એટલે હું ઝડપાઈ જતો. આવી સ્થિતિ સને ૧૯૫૨ના વર્ષથી ચાલતી... પ્રથમ તો તા ૧૫-૫-'૫૮થી તા. ૨૧-૫-'૫૮ સુધી સારાયે શરીર પર માલિસ કરવાનું શરૂ કર્યું. તા. ૨૨-૫-'૫૮ માલિસ સાથે પ્રાતઃકાળે ઊઠતાં થતા પેશાબને પીવાનું શરૂ કર્યું. આ દરમ્યાન મને આખે શરીરે સારી પેઠે ગરમી નીકળી મને લાગ્યું કે આ પ્રયોગની પ્રક્રિયા હશે જેથી હું ગભરાયો નહીં. પણ વહેલીમોડી તે બધી ગરમી પેશાબના માલિસથી શમી ગઈ. પેશાબના ઘસવાથી અને પીવાથી અસર તો બહુ અલૌકિક થઈ છે. પેસાબ ઝેરી છે, તે પિવાય નહીં, તેવો જે રૂઢિગત ખ્યાલ છે તે તદ્દન ખોટો છે. તે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાનું અલૌકિક સ્વપ્રાપ્ત, સ્વયંભૂ, દેશી સાધન હોવાની મને ખાતરી થઈ છે. ઉપવાસમાં છેલ્લા દિવસે અને આગલે દિવસે એટલે કે તા. ૩૦ તથા ૩૧ના રોજ પેશાબ ડિસ્ટિલ્ડ વૉટરના જેવો સ્વાદ વગરનો મેં અનુભવ્યો. મને જે કફ થતો હતો તે જે દિવસથી પેશાબ પીવાનું શરૂ કર્યું તે જ દિવસથી બંધ થયો. શરદી અને પાંસળીઓનો દુખાવો દૂર થયો શરીરમાં તાજગી આપનાર ગરમી આવી અને હું રાત્રે પણ ઓઢયા વગર ઉઘાડા શરીરે સૂઈ રહેવા શક્તિમાન થયો. આ અગાઉ તો મારે શરીરની ગરમી સાચવવા ગરમ કપડાં વીંટાળી સૂઈ રહેવું પડતું. શરદી, કફ અને પ્લુરસી જેવું દરદ દૂર થઈ, વાના રોગો પણ ખૂબ જ હળવા થયા. મારી રોક જે પહેરાવેલી

તે છૂટી થઈ અને હલનચલન કરતી થઈ ગઈ. ચામડીની શિથિલતા દુર થઈ અને મુલાયમતા પ્રાપ્ત થઈ. રોગમુક્ત થઈ ટૂંકમાં પેશાબના પ્રયોગથી જે અસર થઈ તે અલૌકિક જ છે. મેં અવારનવાર પેશાબનું માલિસ અને પીવાનું રાખ્યુ છે. અને તેથી સ્વાસ્થ્ય ખૂબ જ સારૂ જણાય છે. સ્વાસ્થ્ય માટેની અમુમોલ, 'સ્વયંભૂ, અલૌકિક જડીબુટ્ટી સ્વપેશાબ હોવાનું કહેવામાં મને અતિશયોક્તિનો દોષ જણાતો નથી. સૌ કોઈ પીડિત સમાજ દાકતરી કે વૈદીકીય સનાહ બાજુ ઉપર મૂકી આવી અજમાયશ કરે અને સત્યનો અનુભવ કરે તેવી અભિલાષા હું સેવું છું.

२

આણંદ પાસેના મોગરી ગામના **શ્રી ચતુરભાઈ ભાઇલાલભાઈની પુત્રવધૂની** કમ્મરનો ચોથો અને પાચમો મણકો ગંડાઈ જઇ, સોજો થયેલો અને કમ્મર ઉપર ગઠ્ઠો જામેલો, તેથી દુખથી ઊંચું જોઈ ચલાય નહી તેમ જ આડું અવળું પણ જોવાય નહીં, ચત્તુ સુવાય નહીં, એક બાજુ જ સુવુ પડે. સતત દુખાવાને લીધે ઊંઘ પણ આવે નહી; આમ ભારે પીડા હતી. તે બહેનને સુ ાછ કિરણોની સારવાર પણ આપેલી. પણ કાંઈ રાહત મળી નહીં. ત્યાંથી પાછા આવી આણંદ મિશન હોસ્પિટલમા સાડાત્રણ માસ પ્લાસ્ટર ઓફ પેરિસના પાટામા સૂતા રહ્યા, પણ કાંઈ ફેર પડચો નહી. દિનપ્રતિદિન તેનું દરદ અસહ્ય થઈ પડયુ. ઘરના આ ત્રણે દરદીઓ હતા. મોટી દીકરીના કાનને તદ્દન આરામ થવાનો અનુભવ પામેલા ચતુરભાઈને શ્રદ્ધા બેસી ગઈ અને ઉપરાંત ત્રણે દરદીને પેશાબથી આખા શરીર પર માલિસ કરવાની શરૂઆત કરી. માલિસ કર્યાને અઠવાડિયુ થયુ હશે ને ત્રણે દરદીને ફેર લાગ્યો. તેમની કાંતિ તેજસ્વી થવા લાગી દુ.ખ ઓછું થવા લાગ્યું. પેટ સાફ થઈ ખોરાક પચી જાય. શરીરે સ્ફૂર્તિ રહે અને દરદનું

દુઃખ ઓછું જણાય. પંદર દિવસના માલિસ પછી પુત્રવધૂની કરોડરજ્જુના મણકાનો ગઠ્ઠો ઓગળી જવા લાગ્યો. આમ ફેરફાર થાય તેથી તેમણે મને પૂછીને હું સૂચના આપું તે પ્રમાણે કરવા માંડયું. ત્રણે દરદીઓએ પેશાબથી જરૂર પૂરતા ઉપવાસ પણ કર્યા અને એક માસના ગાળામાં તો માલિસ અને ઉપવાસથી પુત્રવધૂને આરામ થયો અને પોતાના પતિ સાથે કલકત્તા ગયાં. ચતુરભાઈની પત્નીનું શરીર સારું થયું. દુઃખ દૂર થયું. સ્ફૂર્તિ વધી અને તેમના ભાઈના પત્નીનું મધુપ્રમેહનું દરદ પણ મટી ગયું. શરીર સારું થયું. હાથપગના વેણાચૂંથી શમી ગયાં. શરીરની ફીકાશ જતી રહી, મોં પર તેજ આવ્યું અને શરીરમાં શક્તિ આવી.

શ્રી ચતુરભાઈનો ઉત્સાહ વધ્યો. અને આણંદ સાથે સબંધ વધારે ત્યાં તેમણે મોટો પ્રચાર શરૂ કર્યો, એટલું જ નહીં પણ એવું આમંત્રણ પણ આપ્યું કે જેને દેવી પ્રયોગ કરવો હોય તેમણે મારે ત્યાં આવવું. હું બધી વ્યવસ્થા કરી આપીશ. આરામ થયે જજો.

મોગરીનાં ઉપરનાં ત્રણ—ચાર દરદીઓને આરામ થવાથી આણંદ અને આજુબાજુનાં ગામોમાં છૂટાછવાયા પ્રયોગો શરૂ થયા. કરમસદના મારા એક સગા ડૉક્ટર છે. તેમની દોરવણી નીચે એક સાઠ વર્ષની ઉંમરના ગૃહસ્થને દસ વરસનો દમ મટી ગયો એ વાત ડૉક્ટર શ્રી પ્રભુદાસ પટેલ મને મળ્યા ત્યારે કહી.

## ચામડીનાં દર્દો

### ૧ ગરમીના ફોલ્લા

હરિજન આશ્રમ, અમદાવાદ-૧૩ વાળા શ્રી જૂઠાભાઈ શાહે પોતાના શરીર પર ભયંકર ગરમી ઊપસી આવેલી તે પર સફળ

પ્રયોગ કર્યો તેનો હેવાલ તેમણે પોતે તા. ૧૦-૧૦-'૫૮ના રોજ મોકલી આપ્યો છે. તેમની ઉંમર ૭૭ વર્ષની છે. ત્રણેક માસ ઉપર તેમણે શરીર પર પેશાબથી માલિશ કરવાનું અને પેશાબ દરરોજ એક બે વખત પીવાનું શરૂ કરેલું. તે દરમ્યાન આખા શરીર પર શીતળાની માફક મોટા પીળું જેવા ફોલ્લા ઊપસી આવ્યા. આખા શરીર પર આંગળી મૂકવા જેવી પણ જગા ખાલી નહીં. હાથે અને પગે ઘણો દુખાવો શરૂ થયો, તેથી તેમણે મૂત્ર અને પાણી સાથેના નવ ઉપવાસ કરવાનો નિર્ણય કર્યો. ફોલ્લાને કારણે શરીર પર માલિસ તો થઈ શકે નહીં. જેથી મૂત્ર ચોપડવાનો નિશ્ચય કર્યો. આ પ્રયોગમા તેમને ભારે શ્રદ્ધા હોવાથી તે મુજબ સારવાર ચાલુ રાખી. શરીરની સ્થિતિ એવી હતી કે બીજો કોઈ માણસ જુએ તો એમ જ કહે કે તેમને રોગની હોસ્પિટલમા લઈ જવા જોઈએ પણ તેમણે કોઈ પણ વૈદ ડૉક્ટરની સલાહ લીધા સિવાય સંપૂર્ણ શ્રદ્ધાથી પ્રયોગ ચાલુ રાખ્યો.

ઉપવાસ દરમ્યાન દિવસમા જેટલો પેશાબ થાય તે બધો તે પી જતા અને બે ત્રણ દિવસનો વાસી પેશાબ રાખી મૂકેલો તેનો ઉપયોગ શરીર પર ચોપડવામા કરતા વચ્ચે છઠ્ઠે દિવસે રોગનો ઉપદ્રવ ખૂબ જ જણાયો અને પગે સોજા પણ આવી ગયા એમણે જોયું કે શરીરની ગરમી ઉપર કેવળ પેશાબ સિંચવાથી પેશાબનો ગુણ દાખવતો નથી, તેથી તેમણે પોતાના એક મિત્ર શ્રી સનારિયા પાસે પેશાબ ચોળીને શરીર પર માલિસ કરાવ્યુ. તેને લીધે પાકેલા ફોલ્લા બધા ફૂટી ગયા. આખા શરીરે જાણે પરુ-પાચ ચોપડયુ હોય એવો સફેદ લેપ જણાયો પણ પછી તુરત નવશેકા પાણીથી નાહી નાખી શરીર સ્વચ્છ કર્યું આથી ઘણી જ રાહત થઈ. પાચ છ દિવસ સુધી જૂના નવા ફોલ્લામાથી પરુ નીકળી જવાથી રૂઝ આવવા લાગી અને શરીર સારુ થઈ ગયુ બે દિવસ પછી તો તેમની હમેશની કામગીરી શરૂ કરી દીધી.

આ કિસ્સામાં વિશેષ વિગત આપતાં શ્રી જૂઠાભાઈ જણાવે છે કે, મેં મારી જિંદગીમાં કોઈ દિવસ ઉપવાસ કરેલા નહીં; કેમ કે જો એક જ દિવસ ખાધા વિનાનો જાય તો શરીરે પુષ્કળ અશક્તિ આવી જતી, પરંતુ પેશાબ સાથેના આ ત્રણ દિવસના ઉપવાસ વખતે મને જરાયે અશક્તિ જણાઈ નહોતી અને થોડું થોડું ફરી પણ શકતો હતો. આથી મને શ્રદ્ધા ઊપજી છે કે ચામડીનાં દરદોમાં આ મૂત્રપ્રયોગ રામબાણ અને સહેલો ઉપાય છે. મારી સર્વને ભલામણ છે કે આ સચોટ બિનખર્ચાળ ઉપાય અજમાવીને ચામડીનાં દરદોમાં ફાયદો ઉઠાવે અને બીજી ખર્ચાળ દવાઓ અને હેરાનગતિથી બચે.

જો હું ડૉક્ટરી દવા પાછળ પડચો હોત તો મોટા ખર્ચમાં ઊતરત. સાથે આખું કુટુંબ મારી સારવાર પાછળ હેરાન થઈ જાત. આ દરદમાં તો મેં મારાં સગાંઓને કે દીકરીઓને પણ જાણી જોઈને ખબર આપી ન હતી; કેમ કે મારે તેમને હેરાનગતિમાંથી બચાવવાં હતાં. આ રીતે મેં મારું ચામડીનું ભયંકર દરદ શાન્તિથી મટાડયું.

ઉપરના હેવાલનો હું પોતે સાક્ષી છું. એક દિવસ હું આશ્રમ તરફ ફરવા ગયેલો. ત્યાં મેં તેમની બીમારીની વાત જાણી. હું તેમને જોવા ગયો. તેમની ભયંકર દશા જોઈને હું ત્રાસી ગયો. અને મને ચિંતા થઈ કે આનું પરિણામ શું આવશે! પણ પાંચ દિવસ બાદ જ્યારે મેં ભાઈ જૂઠાભાઈને જોયા ત્યારે મને તેમનું શરીર જોઈને આશ્ચર્ય થયું. શરીરના કોઈ ભાગ ઉપર દરદની નિશાની નહિ અને ચામડી તેજસ્વી તથા સુંવાળી જણાઈ. ૭૭ વર્ષની ઉંમરે આવી બીમારી પછી પણ પાંચ પાંચ માઈલની મુસાફરી કરીને ખરા ધોમના તાપમાં મોટી તાલવાળો ખુલ્લે માથે માથા ઉપરનો વજનો ટુકડો નાખીને શ્રી જૂઠાભાઈને પાછો મારી પાસે આવેલા જોયા ત્યારે મેં તેમનું ખમીર તો જોયું. પણ સાથે સાથે માનવમૂત્રના ખમીરની પણ મને વિશેષ ખાતરી થઈ.

## ૨. જૂનું લીલું ખરજવું

પાટણના રહીશ અને મુંબઈમાં રહેતા ચાના દલાલ શ્રી રસિકલાલનાં પત્નીના બન્ને હાથના આગળા પર લીલું ખરજવું થયેલું. કેટલાય મહિના થયા છતાં મટયું નહીં અને જેમ જેમ ઈન્જેકશનો લે કે દવા લગાડે તેમ તેમ વધ્યે જ જાય વધુ મુશ્કેલી તો એ હતી કે, તેમાંથી રાતદિવસ પાણી ઝરયા કરે એટલે ચીતરી ચઢે અને કોઈ કામ હાથે થાય નહીં. હાથે રાતદિવસ પાટા બાંધી રાખવા પડે. આ સ્થિતિમાં ચિ. શક્તિદાત પોતાને ધંધાર્થે મુંબઈ શ્રી રસિકલાલ શેઠને ત્યાં ગયો અને તેમના પત્નીની આ દશા જોઈ તેણે તુરત ઉપાય બતાવ્યો કે, દિવસમાં બે વખત સવાર સાંજ જૂના પેશાબમાં એક એક કલાક હાથ ધોયા કરો. પંદર વીસ દિવસમાં ખરજવું નિર્મૂળ થઈ જશે. શ્રી રસિકલાલને તે દરમ્યાન લગ્નગાળામાં પોતાના વતન પાટણ જવાનું થયું. બધા કુટુંબી પાટણ ગયા અને તેમનાં પત્નીએ ખરજવાનો ઉપાય કર્યો. બાર પંદર દિવસમાં બન્ને હાથના આગળા સ્વચ્છ થઈ ગયા. આગળા પર નિશાની સરખી પણ ન રહી પાટણથી મુંબઈ પાછા ફરતા તેમનું આખું કુટુંબ અમદાવાદ ઉતરેલું ને તે બહેને સ્ટેશન જતા પહેલા પોતાના હાથ બતાવી આશીર્વાદ આપ્યા અને શ્રી રસિકલાલ મૂત્રપ્રયોગના સ્વાનુભવની કથાવાળા લેખની પંદરેક નકલો પ્રચાર માટે મુંબઈ લઈ ગયા

## ૩. ૩૦ વર્ષનું જૂનું ખરજવું

રાજભવન મહાડ, મુંબઈથી ચંચળબહેન પી પટેલ, તેમના તા. ૧૪–૬–'૬૧ના પત્રમાં લખી જણાવે છે કે "સ્વમૂત્રના પ્રયોગથી મારું ૩૦ વર્ષનું જૂનું ખરજવું એકદમ સારું થઈ ગયું છે. જ્યારે તમારી માનવમૂત્રની ચોપડી વાંચી ત્યારે તો મને ખૂબ જ નવાઈ લાગી કે ચોપડીમાં આવું બધું લખાણ છે અને ડોક્ટર કહે છે કે

પેશાબ એક જાતનું ઝેર છે. મેં ૨૦-૨૫ દિવસ, દિવસમાં ત્રણ વાર તેનો પ્રયોગ કર્યો આજે એક વર્ષથી મને ખરજવું મટી ગયું છે અને હું તમારો ઘણો જ આભાર માનું છું. હજારો ગરીબ વર્ગ તમને આશીર્વાદ આપશે."

### ૪. સફેદ કોઢ

નીચેનો કેટલોક હેવાલ હું ઉત્સાહપૂર્વક આપીશ. ભાઈ રણજિતભાઈ બળદેવભાઈ પરીખ એક સંસ્કારી યુવાન છે. ૩૦-૩૨ વર્ષની હાલની ઉંમર છે ને મણિનગરમાં રહે છે. તેમના શરીરે પંદર વર્ષથી સફેદ કોઢ થયેલો. માથે, મોં પર, બરડે, છાતીએ, પેટ પર, હાથ અને પગ પર એમ બધે તે પ્રસર્યો હતો. સફેદ કોઢને કારણે તેમના માથાના વાળ પણ ધોળા હતા. આ રણજીતભાઈને સાધુ બાવાઓનો સંગ કરવાનો શોખ. તેમાંથી યોગની સાધનાવાળા સાધુ મળ્યા. તેમની સાથે વધુ સંપર્કમાં આવ્યા અને યોગની સાધનાના સાધક બન્યા. આ અભ્યાસમાં મનુષ્યમૂત્રના ઉપયોગની વાત આવી. યોગની સાધનામાં 'હઠયોગ પ્રદીપિકા' વાંચેલી, તેમાં અમરોલી મુદ્રાના વર્ણનમાં શિવામ્બુકલ્પનો ઉલ્લેખ કરેલો છે. તે પરથી તેમણે શિવામ્બુકલ્પ નામનું સંસ્કૃત પુસ્તક દરભંગા તરફ રહેતા કોઈ મહાત્મા પાસેથી મેળવ્યું અને તેના પ્રયોગો તેમણે પોતાની જાત ઉપર કર્યા. તે પ્રયોગ પ્રમાણે નાક વાટે પેશાબ પીવાનું શરૂ કર્યું.

ભાઈ રણજીતભાઈએ નાકથી પેશાબ પીવાનો શરૂ કર્યો ત્યારે બે ત્રણ દિવસ માથું ભારે રહ્યું. સવારનો પહેલો પેશાબ આશરે ૬ ઔંસ તે નાક વાટે પીતા. માથું ભારે રહે. તે ઉપરાંત ગળામાં પણ ધીમો સળવળાટ રહેતો. પેશાબ લેવાનો શરૂ કર્યા બાદ એક માસે એક નાકમાંથી કફ નીકળવા માંડ્યો. દિવસે દિવસે તંદુરસ્તી આવવા માંડી.

ભાઈ રણજીતભાઈના શરીર પર સફેદ કોઢ હતા એ વાત ઉપર જણાવી છે. પેશાબ પીવાવી અને રીતસર પેશાબના માલિસથી કોઢ ઉપર પણ અસર થવા માંડી. પ્રથમ તો કોઢ વધતા અટકી ગયા. અને પછી જે હતા તેમાંથી જવા માંડયા. માથા પર કોઢ હોવાને કારણે માથું સફેદ અને તેના વાળ સફેદ પૂણી જેવા હતા માથું કાળું થયું અને તેના પરના વાળ પણ કાળા થયા. મો પરના કોઢના ડાઘ હતા તે પણ મટી ગયા. છાતી પર, પાસામા અને કમર પર, ગળા પર અને પેટ પર કોઢના ડાઘ હતા તે બધા મટી ગયા અને ચામડી ઘઉં વર્ણી થઈ ગઈ. માથા પરના અને મો પરના વાળ તો ચાતુર્માસમા કેશ રાખેલા. મેં તેમને પ્રથમ જોયા ત્યારે કોઈ અરવિન્દાશ્રમના યુવાન સાધક હોય તેવો ખ્યાલ પ્રથમ પરિચય થતા મને આવેલો. અને જ્યારે મે જાણ્યું કે દાઢી અને માથાના કેશ હું કાળા જોઉં છુ તે પહેલા સફેદ હતા ત્યારે મને નવાઈ લાગેલી આ પ્રત્યક્ષ ન જોયુ હોત તો મે માનવાનો પણ ઈન્કાર કર્યો હોત. મૂત્રના સાધનથી આવો અજબ પલટો થયો જોકે તે ભાઈના હાથના આગલા ભાગ પર તેમ જ પગના છેવટના ભાગ પર કોઢના ડાઘ છે ખરા તેને નિર્મૂળ કરવા જેટલો પ્રયત્ન તેમણે નથી કર્યો, પણ તે કહે છે કે તે પીડા કરતા નથી એટલે ગરમીમા પણ તેનાથી કાંઈ દાહ જેવુ લાગતુ નથી છતા તે પણ નીકળશે એમ કહે છે તેમની પેશાબ વાપરવાની રીત અનોખી હતી. નાહીધોઈને જમ્યા પછી માલિસ કરતા અને પછી કામે જતા આખો દિવસ એવા શરીરે રહેવા છતા કાંઈ ગંધ જણાતી નહોતી આવા સ્વાનુભવ પછી તેમણે મૂત્રની સાચી શકિત જાણી. તે પછી પોતાના ઘરમાથી નાના બાળકોને આનો જ અમલ કરવાનો તેમ જ આજુબાજુ નાના મોટાને કાંઈ વાગ્યુ હોય, આંખ દુખતી હોય, કાન પાકતો હોય તો શીશીમા ભરી મૂકેલી દવા આપીને મટાડતા. દવા શું છે તે તેઓ કાંઈ જણાવતા નહી. પણ રણજિતભાઈ

પાસે ઘણી સારી દવા છે તેનાથી ગડ, ગૂમડ, વાગેલું વગેરે તુરત મટી જાય છે એવી જાણ થઈ.

## ૫ રક્તપિત્ત (કુષ્ઠ રોગ)

મૂત્રચિકિત્સાના અંગ્રેજ નિષ્ણાતે પોતાના પુસ્તકમાં એવું જાહેર કર્યું છે કે, રોગોની યાદીમાં જેટલા ગંભીર રોગ જણાય છે તેવા રોગવાળા દરદીઓ તેમની પાસે આવી ગયા છે અને તેમને મૂત્રચિકિત્સાથી ફાયદો જ થયો છે. ફક્ત એક જ રોગ એવો છે કે જેનો દરદી તેમની પાસે ગયો નથી. તે રોગ છે રક્તપિત્ત–(લેપ્રસી)નો કારણ કે ઈંગ્લંડમાં તે રોગ જવલ્લે જ હોય છે. આ તેમની વાત વાંચ્યા પછી મને ઈચ્છા થઈ કે આ મૂત્રમાં આ શક્તિ પણ હોવી જ જોઈએ. એટલે અહીં રક્તપિત્તની હોસ્પિટલ છે. ત્યાં જઈ ત્યાંની સેવિકા બહેનો, જેઓ ખ્રિસ્તી હોય છે અને કેવળ સેવાભાવથી આવા ભયંકર ચેપી રોગના દરદીઓને કોઈ સારવાર કરવા તૈયાર ન હોય તો તેવા તેમનાં સગાંવહાલાંઓથી તરછોડાયેલા રોગીઓની સેવામાં રાત-દિવસ રહે છે, તેઓને મળી, આ મૂત્રચિકિત્સાની વાત અને ખાસ કરીને તેમના પવિત્ર શાસ્ત્રની વાત તેમની પાસે મૂકી હોય તો થોડા-ઘણા રક્તપિત્તના દરદીઓને રાહત મળે અને પીડામાંથી બચે એવા વિચારથી તે હોસ્પિટલમાં સેવાનું કામ કરતી ફ્રેંચ સેવિકા બહેનોના સંપર્કમાં છે એવા એક મિત્રને આ કામ સોંપ્યું. તે ત્યાં ગયા અને વાત કરી ત્યારે તે સેવિકા બહેને કહ્યું કે, " જે ડોક્ટરની દેખરેખમાં આ દરદીઓ છે તે ડોક્ટરની સંમતિ સિવાય તે કાંઈ કરી શકે નહિ. ત્યાંના ડોક્ટર અમદાવાદમાં રહેતા ચામડીના રોગોના નિષ્ણાત એક ગૃહસ્થ છે. તેમના દિલમાં આની ગેડ બેસે તો કામ થાય. મને લાગ્યું કે હમણાં એવું કાંઈ બને નહિ. સમય તેનું કામ કરશે એમ સમજી મેં તેનો પ્રયત્ન છોડી દીધો. પણ બીજી રીતે પ્રભુએ

મારી ઈચ્છા પૂરી પાડી. ડોકટર પુષ્પેન્દ્ર ભટ્ટે રક્તપિત્તના એક દરદીને મારી પાસે મોકલ્યો. એક રવિવારે તે રોગી ભાઈ અને તેમનાં પત્ની મારી પાસે આવ્યાં. તેમનું નામ કાનજીભાઈ મોહનલાલ, ઉંમર વર્ષ ૩૨. રહેનારા અમદાવાદ. ધંધો મિલમાં વીવિંગ ખાતામાં, મને તે ભાઈએ પોતાના દરદની હકીકત કહી, ચામડીના ચેપી રોગના નિષ્ણાત ડોકટરે તેમના દરદને રક્તપિત્તના દર્દ તરીકે સારવાર કરેલી અને લાંબે ગાળે પણ ન મટયું. એટલે મારો સ્વાનુભવવાળો લેખ વાંચી ડો. પુષ્પેન્દ્ર ભટ્ટની સૂચનાથી મારી સલાહ લેવા આવ્યા. મેં બધી હકીકત જાણી લીધી. તે વખતે તેમના હાથ અને આંગળા પર ચાંદાં હતાં અને હાથનાં આંગળાંમાં ઝણઝણાટ અને બળતરા રહેતી હતી. હાથ ઊંચો કરી શકતા નહિ. હાથની રગ પણ સંકોચાઈ ગઈ હોય તેવી ખેંચાતી મેં જોઈ. તેમણે ઘણા સમય સુધી રક્તપિત્તના રોગની દવા કરી છે પણ મટયું નહીં તે મેં જાણ્યું એટલે મેં તેમને પૂછ્યું કે, "તમે જે છપાયેલી પત્રિકા લાવ્યા છો તે બરાબર વાંચી છે?" તેમણે જવાબ આપ્યો કે, "વાંચી છે, એટલું જ નહીં પણ મેં પેશાબથી હાથ પર એક અઠવાડિયાથી માલિસ કરવા માંડયું છે." "તમને એક અઠવાડિયાના માલિસથી કેમ લાગે છે?" મેં સવાલ કર્યો. તેમણે સ્પષ્ટ જવાબ આપ્યો કે, "મને પહેલાં કરતાં બળતરમાં અને ઝણઝણાટમાં ઘણી રાહત લાગે છે"

તે ભાઈનો જવાબ સાંભળીને મને આનંદ થયો અને હૃદયમાં પ્રભુને નમન કરીને નિશ્ચિંતે કહ્યું કે, "તો પછી માલિસ કર્યા કરો અને આવતી કાલથી સવારે દરરોજ જે પેશાબ થાય તે પીઓ. એ ત્રણ દિવસ પછી તમારે પેશાબ અને પાણી સાથે ઉપવાસ કરવા જોઈએ."

તેમનાં પત્નીએ પૂછ્યું: "કેટલા ઉપવાસ કરવા પડશે?"

મેં જવાબ આપ્યો કે, " અત્યારે કાંઈ ચોક્કસ ન કહી શકાય. હું દાક્તર નથી. તમારા જેવો જ છું. પણ આ વસ્તુ એવી શક્તિશાળી છે કે તમારો રોગ મટાડશે." વગેરે વાત કરી મેં આશ્વાસન આપ્યું. પતિપત્ની બંને ગયાં. બીજે રવિવારે બન્ને પાછાં મારી પાસે આવ્યાં. તેમણે પોતાને સુધારો થતો જણાવ્યો. મેં તેમને ઉત્તેજ્યાં અને ઉપવાસ કરવાની સૂચના આપી. તેમણે ત્યાર પછી ત્રણ ઉપવાસ કર્યા. ત્યાર બાદ લાંબે ગાળે એટલે આશરે બે-ત્રણ માસ પછી ભાઈ કાનજીભાઈ મારી પાસે આવ્યા. આનંદિત ચિત્તે ઉપકારવશ થઈ તેમણે બધી વાત મને કહી અને નીચે પ્રમાણેનું નિવેદન તા. ૩૦-૧૧-'૫૮ના રોજ આપી ગયા જે હું પુસ્તકમાં લખવા યોગ્ય ભાષામાં તેનો સત્ય મુદ્દો કાયમ રાખી નીચે પ્રમાણે આપું છું :

" મારું નામ કાનજીભાઈ મોહનલાલ. ઉંમર વર્ષ ૩૨. રહેવાસી અમદાવાદ. ધંધો મિલમાં વીવિંગ ખાતામાં. રૂબરૂમાં આવી લખાવું છું કે જમણા હાથમાં ચાર વર્ષથી પુષ્કળ દુખાવો થતો હતો અને ઉપરથી મને ચામડી ઉપર લાલ ચાંદાં પડયાં હતાં. જેથી મેં રિલીફ રોડ પર આવેલા ડોકટર શ્રી...જે ચામડીના રોગના સ્પેશિયાલિસ્ટ છે તેમને બતાવ્યું. ત્યારે તેમણે મને કહેલું કે તેમને રકતપિત્તનો રોગ થયો છે અને દવા તરીકે મને ગોળીઓ લેવાની લખી આપી તથા દશ ઈંજેકશનો પણ આપ્યાં. પણ તેનાથી મટયું નહીં પણ કળતર વધ્યું. ત્યાર બાદ હું ગુલાબબાઈ હોસ્પિટલમાં ત્યાંના સ્કિન સ્પેશિયાલિસ્ટ પાસે ગયો. તેમની સૂચના મુંજબ ચાર ઈંજેકશનો ડોકટર પુષ્પેન્દ્ર ભટ્ટ પાસે લીધાં પણ તેમાંથી મટયુ નહીં. ત્યાર પછી ડો. પુષ્પેન્દ્ર ભટ્ટે મને રાવજીભાઈએ છપાવેલાં મૂત્ર-ચિકિત્સાવાળો લેખ વાંચવા આપ્યો. મેં પ્રયોગ વાંચ્યો અને વધુ વિગત માટે રાવજીભાઈને રૂબરૂ મળ્યો અને તેમની સૂચના અનુસાર ઘેર જઈ

પ્રયોગ શરૂ કર્યો. મેં ત્રણ દિવસ (પેશાબ અને પાણી સાથે) ઉપવાસ કર્યા. અને માલિસનો પ્રયોગ એક માસ ચાલુ રાખ્યો. તેનાથી મારા જમણા હાથનું કળતર તથા દુખાવો બંધ થઈ ગયાં. અને મારો હાથ જે પ્રથમ વળતો ન હતો તે હાલમાં વળે છે; તેમ જ જે હાથે પ્રથમ કામ નહોતું થઈ શકતું તે હાથે હું સારી રીતે કામ કરી શકું છું. હાલ મારા હાથે સહેજ બહેરાશ લાગે છે. એકંદરે મને મૂત્રચિકિત્સાના પ્રયોગથી પુષ્કળ ફાયદો થયો છે અને હાથ પરનાં ચાંદાં મટી ગયાં છે આંગળામા પણ જે ચચરાટ થતો હતો તે હવે મટી ગયો છે"

આ ભાઈ પોતાનું નિવેદન આપવા આવ્યા ત્યારે મને બહુ ખુશનુમા જણાયા. પહેલાં તો સાવ ભયભીત અને નિરાશ લાગતા હતા. પણ મેં તેમને કહ્યું કે, હજી તમારો રોગ સંપૂર્ણ મટ્યો છે એવું માની બેસસો નહિ. તમારી નોકરીમાં થોડી ખલેલ પહોંચે તો પગાર કપાય, માટે તમારા રોગને વીસરીને તેના તરફ બેદરકાર રહેશો તો પાછા તે તમને પજવશે અને તમને નોકરી પણ નહિ કરવા દે; માટે તમારે માલિસનો અને સવારે ઊઠી પ્રથમ પેશાબ પીવાનો પ્રયોગ ચાલુ રાખવો જોઈએ દરરોજ પગને તળિયે મોં અને માથા પર અને બને હાથ પર એક કલાક પેશાબ ચોળી પછી નાહી નાખવું. આમ કર્યા કરશો તો આ ભયંકર રોગ મૂળમાંથી જશે; નહિ તો પાછો માથુ ઊંચકશે રોગ ગયો, રાહત મળી અને કામ થાય છે, એટલાથી જ સંતોષ માનશો નહિ, પણ એક વખત પેશાબ પીવાનું અને માલિસ કરવાનુ ચાલું રાખશો. ઉપર પ્રમાણે મેં સાવચેતી આપી અને તે ભાઈ આનંદ પામતા પામતા ગયા.

## ૬. સોરાઈસીસ-વિચર્ચિકા

આ રોગ અસાધ્ય રોગો પૈકી એક ગણાય છે. તેનાં લક્ષણ નીચેના આવેલા નિવેદનમાં વર્ણવ્યાં છે જેથી જાણી શકાશે કે તે કેવો ત્રાસદાયક અને ભયંકર રોગ છે. પોરબંદરના રહીશ શ્રી

પોપટલાલ ગોવિંદજી લાખાણી જે વીસ-પચીસ વરસે મુંબઈમાં સૉલિસિટરના ધંધામાંથી નિવૃત્ત થઈ હાલ પોરબંદરમાં રહે છે. તેમને છેલ્લાં પચીસ વર્ષથી સોરાઈસીસનો રોગ હતો. તે રોગ કેવો પીડાકારક હતો, તેનું વર્ણન કર્યા પછી તે શી રીતે મૂત્રોપચારથી મટયો તેનું ચમત્કારિક વર્ણન મને લખી મોકલ્યું છે. તે હું કાંઈક ટૂંકાવીને નીચે આપું છું. આ નિવેદન તા. ૩૦-૭-'૬૦ના રોજ લખેલું છે.

પૂજ્ય મુરબ્બી રાવજીભાઈ,

મને આશરે પચીસ વર્ષથી શરીરે સોરાઈસીસ શરૂ થયેલ. આ દરદમાં ધીમી ધીમી શરૂઆત થાય છે. દાઝી ગયાનો ડંખ વાગ્યા જેવો ફોલ્લો ઊપડે છે. તેવો ફોલ્લો પહેલો દેખાવ, ફેર એટલો કે, તેમાં પાણી હોતું નથી. આ ફોલ્લાનું પડ ઊખડતું રહે, વળી નવું આવે. આવા ફોલ્લા જાણી ન શકાય તેવી રીતે વધતા રહે છે. ઘણે ભાગે હાડકાના સાંધા પર વધારે થાય છે તેમ કહેવાય છે. મને શરૂઆત ગોઠણથી નીચેના ભાગ ઉપર બંને પગે થયેલ. ચામડી સુકાતી હોય તેમ લાગે અને રોકી ન શકાય તેવી ખંજવાળ આવે. મેં ખરજવાની કલ્પના કરેલ. પણ જેમ આ દરદનો વિસ્તાર વધતો ગયો તેમ માનસિક ચિંતા થવા લાગી, ખંજવાળ કરવાથી ઝીણો ચાંદીના ભૂકા જેવો ભૂકો ખરતો જણાય, ખંજવાળ રોકવી બહુ મુશ્કેલ જણાય, મુંબઈમાં હું આ સમયે હાઈકોર્ટમાં પ્રૅક્ટિસ કરતો. ત્યાંના ચામડીના દરદનાં નિષ્ણાત શ્રી રેબેલોને બતાવતાં પહેલી જ વખત આ દરદને સોરાઈસીસ તરીકે ઓળખતો થયો, ઇંજેક્શન, પીવાની દવા, મલમ માટે પ્રીસ્ક્રિપ્શન મળ્યું અને જાણવા મળ્યું કે, આ રોગ અસાધ્ય છે. વધતો અટકાવાય ખરો પણ તદ્દન મટે તો નહીં જ. આ પ્રીસ્ક્રિપ્શન પ્રમાણેની મેં દવા કરી હશે અને દરદ વધતું અટક્યું હશે,

ધીરજ ખૂટવાથી અથવા તો દરદ કોઠે પડવાથી આ પ્રીસ્ક્રિપ્શન પ્રમાણેની સારવાર બધ થઈ હશે. આમ છતા જેમ જેમ દરદનો વિસ્તાર વધતો ગયો. તેમ તેમ જુદા જુદાની સલાહ પ્રમાણે એલોપથી, હોમિયોપથી, આયુર્વેદિક એમ દવાઓ કરી હરો કાઓબાના મદિર પાસેની ગલીમા રહેતા વૈદરાજ ગઢેએ મને આયુર્વેદિક સારવાર આપેલ તેનાથી સારો આરામ મળ્યો હરો પણ આ આરામ લાબો વખત ટક્યો નહીં. ફરી શરૂઆત થઈ. અને ફરીથી એનો એ જ વિસ્તાર. એની એ જ ખજવાળ અને એનો એ જ કટાળો. છેલ્લા કેટનાક વરસોથી તો હુ દિવસમા અનેક વખત હાથ, પગ, મોઢુ, પેટ વગેરે આમ તમામ ભાગ (જેના પર સોરાઈસીસ થયેલ) ઉપર કોપરેલ તેલ ચોપડતો અને તેનાથી ફ્રમાશ આવતી. આ તેલ ચોપડવાનો કાર્યક્રમ દિવસમા ત્રણ–ચાર વખત કરતો જો તેમ કરવામાં કટાળતો તો તેનુ પરિણામે ભોગવવુ પડતુ. હાથના પજાની પાછળના ભાગમા એટલે કે, ઉધી બાજુ આગળીઓના હાડકાના સાધા પર ચામડી ફાટી જતી. લોહી નીકળતુ વગેરે. આટલી મૂંઝવણ છતા 'રોગ અસાધ્ય છે' તેમ દિલાસો લઈ દર્દ વિસારે પાડતો હાથ, પગ મોઢા ઉપર સોરાઈસીસ થતા જરૂર શરીર ઘણું વિકૃત લાગતુ.

પચીસ વરસના આ દરદના સમયમા મને અનેક પ્રસગો ઉપસ્થિત થયા હશે. ગઈ ગાલે રાતે હુ મારા કુટુબના સભ્યો સાથે સોરાઈસીસે મને કેટલો પજવ્યો અને તે કેવુ ચમત્કારિક રીતે એકાએક ચાલી ગયુ એ વાત ચર્ચતો હતો ત્યારે બરાબર ઓગણત્રીસ વર્ષનો સોરાઇસીસનો ઇતિહાસ યાદ આવી ગયો. મે આ દરદથી ઘણુ સહન કર્યું છે. શરીરની ચામડી એવી તો થઈ ગઈ હતી કે જમીન કે ભીંત સાથે શરીરનો કોઈ ભાગ લાગી જતા લોહી નીકળતું અને તે જગાએ સોરાઈસીસ દેખા દેતુ મારા આ દરદની દયાજનક કહાણી હુ શબ્દમા શકુ નહીં.

ઉપર પ્રમાણે સોરાઈસીસથી પચીસ વરસથી મૂંઝાયેલ છતાં તે મટવાનો જ નથી, તેની ખાતરીને કારણે મેં હૃદયપૂર્વક આની દવા કરવાનો ઈરાદો છોડી દીધેલ.

એટલામાં એક આકસ્મિક પ્રસંગ બન્યો. પોરબંદરના ડોક્ટર શ્રી દત્તાણીને ત્યાં આપનું આ પુસ્તક જોવા મળ્યું. તેઓ કેન્સરના ઈલાજ તરીકે ઉપચારની શરૂઆત કરવા આ પુસ્તકનો અભ્યાસ કરતા હતા. મેં તેમની પાસેથી આ પુસ્તક વાંચવા લીધું અને બે દિવસમાં બરોબર વાંચી, તેમની સાથે તે અંગેની વાતો કરી તેમના કેન્સરના દરદીને આ પ્રયોગ માટે શ્રદ્ધા ઉપજાવવાના તથા ઉત્સાહ પેદા કરવાના ઈરાદાથી મારી જાત ઉપર પ્રયોગ શરૂ કરવાનો વિચાર કર્યો. મારી જાત ઉપર નીચે પ્રમાણે પ્રયોગ કરવામાં આ સિવાય બીજો ઈરાદો નહોતો.

સને ૧૯૬૮ના જૂનની ૧૨મી તારીખથી માલિસ માટે મેં પેશાબ એક બાટલામાં એકઠો કરવો શરૂ કર્યો. એક એક રતલના ત્રણ બાટલા ભરાઈ જતાં માલિસ શરૂ કર્યું. આપે પુસ્તકમાં લખ્યા પ્રમાણે એક વાસણમાં જરા નવશેકો પેશાબ લઈ તા. ૧૬મી જૂનની રાત્રે મેં આખા શરીર પર માલિસ કરાવ્યું. મારી અજાયબી અને આશ્ચર્ય વચ્ચે તારીખ ૧૭મીએ સવારે મારું શરીર ઘણું સુંવાળું લાગ્યું. ચેતરી અદૃશ્ય થયેલી જણાઈ. અને આપે લખ્યા પ્રમાણે સ્નાન કરતાં શરીર ઘણું સુંવાળું લાગ્યું. પીવા માટે તૈયાર કરવા આપે લખ્યા પ્રમાણે પ્રથમ દંતમંજનની જેમ ઘસ્યું અને તા. ૧૮મીથી 'શિવામ્બુ' લેવાની શરૂઆત કરી. તા. ૧૯મીએ ડાક્તર દત્તાણીને મેં મારું શરીર બતાવ્યું. તેઓ તો મારાથી પણ વિશેષ રાજી થયા અને પ્રયોગની સફળતા સંપૂર્ણપણે અનુભવી.

તા. ૧૬મી જૂનથી, આજ સુધી મેં માલિસ તેમ જ 'શિવામ્બુ' પાનનો પ્રયોગ ચાલુ રાખેલ છે. પગના તળિયાથી માથા સુધી હું

માલિસ કરું છું ત્યાર પછી એક કલાક શારીરિક શ્રમ કરું છું. પછી સ્નાન કરું છું. મારી ચામડી તદ્દન નીરોગી જણાય છે. ફોતરી દેખાતી નથી અને તા. ૧૬ જૂન પછી મને ખંજવાળ આવી હોય તેવું યાદ નથી. હું માનું છું કે, સોરાઈસીસે મારી પાસેથી વિદાય લીધી છે, આમ છતાં માલિસથી થતો આનંદ, સુંવાળપ ગુમાવવા મારું મન માનતું નથી. શિવામ્બુથી કબજિયાત વગેરે ચાલ્યાં ગયાં હોય એમ જણાય છે. શરીરમાં સ્ફૂર્તિ સારી રહે છે. ભૂખ ખૂબ જ લાગે છે. મન આનંદમાં રહે છે.

મારા પ્રયોગનું પરિણામ હું અનેકને જણાવતો રહ્યો છું. ઘણાએ પોતાની જાત પર પ્રયોગ કરેલ અને તેથી તેમને પણ લાભ થયો છે. મારા પ્રયોગના પરિણામે તો મારા સ્નેહી-સંબંધીઓને ખરેખર આશ્ચર્ય ચકિત કર્યા છે. હું તો કિરતારની કરામતનો આથી વધારે અનુભવ ક્યારે કરીશ? कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम् समर्थं આમ ઈશ્વર માટે કહેવાય છે તેમાં જરાયે અતિશયોક્તિ નથી.

(શ્રી લાખાણીએ અહીં ચાર-પાંચ દરદીઓના પ્રયોગથી લાભ થયેલા તેનું વર્ણન કર્યું છે તેમા પોરબંદરના મ્યુનિસિપલ હેલ્થ ઑફિસર શ્રી ડૉ. પુરોહિત જે પહેલા અમદાવાદ મ્યુનિસિપાલીટીના ડેપ્યુટી હેલ્થ ઑફિસર હતા તેમનું લોહીનું દબાણ વધારે હતું તે તથા પગના તળિયાની ખજવાળ મૂત્રપ્રયોગથી ઠીક થઈ થઈ ગયાં, વગેરે વર્ણન આપ્યાં છે)

ઉપચારથી શારીરિક તથા માનસિક અસર સારી અને સારા પ્રમાણમાં થાય છે. તેમ મારા અનુભવથી જણાયું છે.

## ૧૩
# આંખનાં દર્દો

### ૧. આંખનો ઝામર વગેરે દર્દ

અમદાવાદ જમાલપુરમાં કસાઈવાડા જેવા વિસ્તારમાં રહેતા અને રાતદિવસ કાળી મજૂરી કરી રોટલો પેદા કરતા લારીવાળા **શ્રી ભીખાજી કલાજી,** ઉંમર વર્ષ ૪૧, પોતાનું નિવેદન તા. ૩-૧૧-'૫૮ના રોજ મને આપી ગયા. તે ભાઈના લમણામાં કળતરના ઝાટકા મારતા. માથામાં દુખાવો અને દરદ હતાં, આંખોમાં ઝાંખ આવી ગઈ હતી તેમ જ સંધ્યાકાળે કે રાત્રે કાંઈ દેખાતું ન હતું. આંખો લાલચોળ રહેતી અને તેમાંથી સતત પાણી ગળતું રહેતું. આમ, આ ભાઈ બારેક માસથી પીડાતા હતા. ગરીબ કાળી મજૂરી કરનાર દવાના કેટલા પૈસા ખર્ચે ? છતાં તેણે રૂ. ૫૦૦ તો ખર્ચ્યા હતા. આંખો જશે અને અંધાપો આવશે તેની ચિંતા થઈ, તેણે અમદાવાદના આંખના નિષ્ણાત ગણાતા એક પ્રતિષ્ઠિત દાક્તર સાહેબને પોતાની આંખ બતાવી. દાક્તરે કહ્યું કે, આંખમાં કીકી પાછળ ઝેરી પાણી ભરાયેલ છે તે કાઢી નાખવામાં આવે તો સારું થાય. ગરીબ અજ્ઞાન મજૂર ગભરાયો. આંખોમાં સોયા ખોસીને પાણી કાઢતાં કદાચ આંધળા થવાય તો બૈરાં અને નાનાં છોકરાંની શી દશા, એવી ચિંતા થવા માંડી. એવામાં મ્યુ. સ્ટોર સુપરિન્ટેન્ડન્ટ સાહેબ શ્રી અંબાલાલ પટેલના સંપર્કમાં કોઈ કામ અંગે આ લારીવાળા ભીખાજી આવી ચડ્યા. શ્રી અંબાલાલે તો આ પ્રયોગ કરી અનુભવેલું એટલે તેમણે આ લારીવાળાને સલાહ આપી. લારીવાળાએ તેમની સુચના મુજબ દરરોજ બે ત્રણ વખત

પોતાના પેશાબથી આંખો ધોવા માંડી અને તે સાથે દરરોજ એક બે વખત ત્રણ ચાર ઔંસ પેશાબ પીવા માંડયો. એક અઠવાડીયામાં તો તે ભાઈને પોતાની આંખમાં ફાયદો જણાયો, એટલે શ્રદ્ધાથી તે ઉપચાર ચાલુ રાખ્યો. એક માસમાં સતત ઉપચારથી તે ભાઈનું માથાનું દરદ, ઝાટકા, આંખનું દરદ મટી ગયું, આંખનું કળતર કે આંખની લાલાશ મટી ગઈ. પાણી નીકળતું બંધ થયું. લમણાંમાં સણકા બંધ થઈ ગયા. આંખો લાલ લોહી ભરેલી રહેતી તે સ્વચ્છ થઈ. સંધ્યાકાળે દેખાતું ન હતું તે હવે દેખાય છે.

આ ભાઈ પોતાના નિવેદનમાં છેવટે લખે છે કે, "શ્રી પટેલ સાહેબ (સ્ટેર સુપરિ૦ શ્રી અંબાલાલ પટેલ)ના કહ્યા મુજબ મારા મૂત્રનો પ્રયોગ કરતાં મને અત્યારે કાંઈ દરદ નથી. ફરીથી હું ડોક્ટર સાહેબને બતાવી આવ્યો છું, તેઓ સાહેબ પણ કહે છે કે હવે તને આંખમાં કોઈ રોગ નથી. મારા પોતાના તાજા મૂત્રે પ્રયોગથી મને આંખો અને માથાનો દુખાવો જતો રહી શરીરમાં બીજી રીતે કાંઈ વ્યાધિ થયો નથી અને શરીરમાં સ્ફૂર્તિ પહેલાં કરતાં હાલ સારી લાગે છે અત્યારે છાપું પણ વાંચી શકું છું. જે પહેલાં વાંચી શકતો નહીં. ચશ્મા પણ વેગળાં મૂકી દીધાં છે. એટલો બધો ફાયદો થયો. ઉપર પ્રમાણેની હકીકત ભગવાનની સાક્ષીએ સાચી જનકલ્યાણ માટે મારા અનુભવથી જણાવી છે,

ઉપરનું નિવેદન સદરહુ લારીવાળો મને આપવા આવ્યો ત્યારે મેં એની પાસેથી ઘણી હકીકત જાણી. તેમાં એક વાત તેણે એ પણ કરી કે આંખના દાકતર પાસે પ્રથમ વખત ગયો અને ત્યારબાદ મૂત્ર પ્રયોગથી બધું દરદ મટયા પછી તે જ ડોકટર પાસે જલદી જઈને આંખ બતાવી ખાતરી કરીને પ્રમાણપત્ર ( લેખિત નહીં ) મેળવ્યું તેની દાક્તર સાહેબે પાંચ રૂપિયા ફી લીધી. પાંચ રૂપિયા આપવા પણ તેને સંતોષ થયો કે એની આંખ હવે તદ્દન સારી થઈ ગઈ છે,

આ ગરીબ લારીવાળો પ્રભુના ગુણ ગાતો અને મને આશીર્વાદ આપતો વિદાય થયો.

## ૨. ચશ્મા ઊતરી ગયાં

નીચેનો કેટલોક હેવાલ હું ઉત્સાહપૂર્વક આપીશ. ભાઈ રણજિત-ભાઈ બળદેવભાઈ પરીખ એક સંસ્કારી યુવાન છે. ૩૦=૩૨ વર્ષની હાલ ઉંમર છે ને મણિનગરમાં રહે છે. રણજિતભાઈને સાધુબાવાઓનો સંગ કરવાનો શોખ. તેમાંથી યોગની સાધનાવાળા સાધુ મળ્યા. તેમની સાથે વધુ સંપર્કમાં આવ્યા અને યોગની સાધનાના સાધક બન્યા. આ અભ્યાસમાં મનુષ્યમૂત્રના ઉપયોગની વાત આવી. યોગની સાધનામાં 'હઠયોગ પ્રદીપિકા' વાંચેલી, તેમાં અમરોલી મુદ્રાના વર્ણનમાં શિવામ્બુકલ્પનો ઉલ્લેખ કરેલો છે. તે પરથી તેમણે શિવામ્બુકલ્પ નામનું સંસ્કૃત પુસ્તક દરભંગા તરફ રહેતા કોઈ મહાત્મા પાસેથી મેળવ્યું અને તેના પ્રયોગો તેમણે પોતાની જાત ઉપર કર્યા, તે પ્રયોગ પ્રમાણે નાક વાટે પેશાબ પીવાનું શરૂ કર્યું, તેમની આંખનું તેજ ઘટી ગયું હતું અને ચશ્માનો નંબર માઈનસ અઢી હતો તે પાંચ માસના સેવનથી ઊતરી ગયો અને આંખ તથા દૃષ્ટિ બહુ તેજસ્વી થયાં. નાક વાટે પેશાબ પીવાની ક્રિયા યોગની સાધનાની દૃષ્ટિએ પણ હશે અને તે સાધના ભેગું આંખનું પરિણામ પણ આવ્યું હોય. મારી માન્યતા અને કાંઈક અનુભવ પ્રમાણે આંખ ધોવાની કાચની પ્યાલીમાં પેશાબ ભરી, તેમાં દિવસમાં ત્રણ વખત (સવારે, બપોરે અને સાંજે પાંચ પાંચ મિનિટ) આંખો ધોયા કરવાથી દોઢથી બે માસમાં આંખનાં નંબર જતા રહે છે એમ જણાયું છે.

શ્રી પોપટલાલના મોટાભાઈ કલ્યાણજી લાખાણીનું નિવેદન છે તેમણે મૂત્રોપચારથી નીચે પ્રમાણે અનુભવ થયો તેમ જણાવ્યું છે.

૧. છેલ્લાં ૪૫ વર્ષથી ચશ્મા વાપરતા હતા અને એક મિનિટ

પણ ચશ્મા દૂર કરે તો માથાની નસો ખેંચાતી તે ચાર દિવસના જૂના પેશાબનાં ટીપાં માત્ર નાખવાથી હવે કલાકો સુધી વિના ચશ્માએ આનંદથી પસાર કરી શકે છે.

૨. હાથે ધ્રુજારી આવતી હતી જેથી કોઈ ચીજ પકડી શકાતી નહોતી. તે ધ્રુજારી હળવી થઈ છે અને પ્યાલા રકાબી પકડી શકાય છે. તેમને દર પંદર–વીસ મિનિટે પેશાબ કરવા જવું પડતું તે હવે બે–અઢી કલાકે પેશાબ થાય છે.

૩. શરીર બેચેનીવાળું રહેતું તે હવે સ્ફૂર્તિ સારી જણાય છે. હજુ તેનો પ્રયોગ ચાલુ છે.

## ૩. આંખમાંનું કીકિયું અને ચશ્માં ઊતરવાં.

મુંબઈ, શ્રી પંચાંગ જ્યોતિષાલયવાળા જ્યોતિર્વિદ્ જયકીશનદાસ દયારામ પંચાલ મૂત્રચિકિત્સા પદ્ધતિમાં સારો રસ લે છે અને તેમના મિત્રમંડળમાં તથા રહેઠાણની આજુબાજુના પાડોશીઓમાં તે અંગેનો સારો પ્રચાર પણ કરે છે. તેઓ મુંબાઈમાં જે ચાલીમાં રહે છે (સૂરજ બિલ્ડિંગ. એલ્ફિન્સ્ટન રોડ, મુંબઈ ૧૩) તે જ ચાલીમાં રહેતા તેમના એક પાડોશી બહેન મણિબાઈ ઈચ્છારામ મિસ્ત્રીને (ઉંમર વર્ષ ૪૪) આંખમાં ૬ વર્ષથી કીકિયાનું દર્દ હતું અને આંખે ચશ્મા પણ હતા. શ્રી જયકીશનદાસભાઈની સલાહથી તે બહેને મૂત્રપ્રયોગ કર્યો અને પ્રયોગથી તેમને લાભ થયો. આને લગતું એ બહેનનું નિવેદન શ્રી જયકીશનદાસભાઈએ મોકલાવ્યું છે અક્ષરશઃ નીચે મુજબ છે:–

"મને આંખમા કીકિયાનું દર્દ લગભગ છ વર્ષથી થયુ હતું. આંખમાં ખજવાળ ખૂણા પાસે આવે આખો આખો દિવસ ખૂબ ચોળ્યા કરવી પડે, અને દુખ્યા કરે મને કે ઈ. એમ. હોસ્પિટલમા જવાની ફરજ પડી. ત્યાં મેં બે માસ દવા કરી પણ આરામ થયો નહીં એટલે મેં સ્પેશિયલ ચાર્જ થી હાજી બચુઅલી હોસ્પિ-

ટલમાં કેસ નોંધાવ્યો. ત્યાં મલમ, આંખમાં મૂકવાની દવા અને ઈન્જેકશનો પણ મૂકતાં હતાં. દવા ચાલુ રાખે તેટલા દિવસ આરામ રહે, અને બંધ કરે એટલે પાછું થઈ આવે. આની પરિસ્થિતિ દવાના ટેકાથી ચાલતી હતી. પછી મને એમ સાંભળવામાં આવ્યું કે મૂત્રપ્રયોગ કરવાથી મટી જશે. એટલે અમારી ચાલીમાં રહેતા જ્યોતિર્વિદ્ જયકીશનભાઈ પાસે ગઈ, એને બધી હકીકત જણાવી. પછી મને તેમણે નીચે પ્રમાણે સલાહ બતાવી અને મેં પ્રયોગ શરૂ કર્યો.

મેં મૂત્રપ્રયોગની શરૂઆત તા. ૩–૮–૧૯૬૦થી કરી. બજારમાંથી આઈ–બાથ (eye bath) લાવી. તેમાં તાજો પેશાબ ઝીલી દિવસમાં ચાર વખત વૉશ (wash ધોતી) કરતી હતી. પ્રયોગની શરૂઆત કર્યા પછી દરેક મહિને થોડો થોડો આરામ થવા લાગ્યો એટલે મને વધારે શ્રદ્ધા બેઠી. પછી ઘણા ઉત્સાહપૂર્વક પ્રયોગ ચાલુ રાખ્યો. તો ત્રણેક મહિનાની મુદતે બરોબર આરામ થઈ ગયો છે. એની સાથે લાંબી નજરમાં ઝાંખુ દેખાતું હતું તે પણ હવે બરોબર સાફ દેખાય છે. ખાલી નજીકમાં લખતાં વાંચતાં ચશ્માની જરૂર પડે છે. એ રોગ દરમ્યાન મારું માથું પણ ઘણું દુખતું તે પણ એકદમ આરામ થઈ ગયો છે. હવે કોઈ પણ જાતની તકલીફ નથી અને બધી વાતે આરામ થઈ ગયો છે.

માનવમૂત્ર એ એક સારામા સારો પ્રયોગ છે, અને દર્દીને આરામ થયાનું પુરવાર કરી આપે છે. ઈશ્વરે સંસારમાં દરેક જીવને સારી કુદરતી બક્ષિસ આપી છે. પણ દરદીને જાણીને ઉપયોગ કરતાં આવડવું જોઈએ.

## ૧૪
# કાનના દર્દો

મૂત્રચિકિત્સા અંગેનો, સ્વાનુભવવાળો લેખ વાંચીને આણંદ પાસેના મોગરી ગામના શ્રી ચતુરભાઈ ભાઈલાલભાઈ બે માસની અધવચમાં મારી પાસે આવ્યા, આણંદમાં એક ભાઈને હૃદયરોગ હતો. તેને મારે પ્રયોગ શી રીતે કરવો તેની હકીકત મેળવવાને તે ભાઈને લઈને આવેલા. મેં તેમને બધી હકીકત કહી. તેમની સાથે સોળેક વર્ષની દીકરી હતી. મેં પૂછ્યું કે. આ છોકરીને કેમ લાવ્યા છો? તેમણે કહ્યું કે તેનો કાન ઘણા દિવસથી પાકે છે. ખૂબ સણકા નાખે છે અને પરુ નીકળે છે. એટલે કાનના સ્પેશિયાલિસ્ટને બતાવવા આવી છે.

મેં કહ્યું, "કાન પાકવા જેવા દરદને. માટે હવે કાનના સ્પેશિયાલિસ્ટ શોધવાના રહ્યા] પહેલાં ડસરાતો રમ નિચોવી કાનનું દરદ મટાડતા. તમે તો ગામડામાં રહો છો. પણ છોડીના મનમાં એવું તો ખરું કે મારા બાપ લક્ષાધિપતિ છે અને સો દોઢસો રૂપિયા ખર્ચે તેમાં જ તેમની શોભા" ભાઈ ચતુરભાઈ ચમક્યા અને મને પૂછ્યું: "એવું કેમ કહ્યું?" હસતા હસતા કહ્યું કે, "એને ઘેર જઈને તેના જ પેશાબના ચાર ટીપાં નાખજો એટલે કાનનું દરદ મટી જશે." તે બહેન પણ સમજી ગઈ. મોગરી પાછી ગઈ. અને ચોથે દિવસે પત્ર આવ્યો કે, ત્રણ દિવસ પેશાબના ટીપાં નાખવાથી કાનના સણકા મટી ગયા છે પણ હજી થોડું થોડું પાચ નીકળે છે. તેનું શું કરવું? મેં જણાવ્યું કે, પેશાબને થોડો ગરમ કરી નાની પિચકારીથી કાન ધોઈ નાખવો અને પછી તે જ ગરમ પેશાબનાં ટીપાં મૂકી રૂનું પુમડું મુકી દેવું. તેમણે તેમ કર્યું. તુરત ચોથે દિવસે પત્ર આવ્યો. બેબીનાં કાનનું દરદ સાવ મટી ગયું છે.

## માથાનો દુખાવો

અમદાવાદની ઢાળની પોળમા રહેતા એક ભાઈને એવુ દરદ થાય કે સવારે ઊઠે ત્યારથી માથુ દુખે કેટલાયે વરસોથી આમ થાય ચેન પડે નહી. કોઈ કામ થાય નહી એટલે આ માથાના દુ:ખને નિવારવા અનેક જાતના ટીંચરો લીધા કરતા હતા તે ટીંચરોના પાણીથી નશો ચઢે અને નશામા માથાનો દુખાવો દબાયા કરે, એટલે દુખાવો લાગે નહી. ભાઈ રણજિતભાઈએ તેમને એ વાત સમજાવી કે આવા ઉપાયોથી તો તમારા શરીરને ભારે નુકસાન થશે. અને પછી સાચો ઉપાય સુચવ્યો. તેમણે પ્રથમ દિવસે ઊલટી થઈ અને માથુ દુ:ખતુ બધ થઈ ગયુ ત્રણ દિવસ લાગલગાટ પીવાથી તેમની હંમેશની ફરિયાદ દૂર થઈ.

## ૨૦. હાથીપગો

સુરતના જરીના વેપારી તારકસ ગોવિંદભાઈ દુર્લભભાઈની પેઢીવાળા શ્રી દાસભાઈ તા. ૨૧-૭-’૬૦ના પત્રમા લખી જણાવે છે કે, મને ડાબો પગે હાથીપગાનો રોગ આશરે ૫૦ વરસથી હતો, હાલ મારી ૭૨-૭૩ વર્ષની ઉમર છે. આ રોગને લઈને લગભગ ૪૦ વરસથી મારાથી અડધો માઈલ પણ ચાલી શકાતુ નહોતુ. હુ ચાલુ તો બીજે દિવસે પગે પાણી ભરાય અને તાવ આવે ગઈ સાલ ‘માનવમૂત્ર’ નુ પુસ્તક વાચ્યા બાદ સંવત ૨૦૧૫ના ફાગણ માસથી મૂત્રપ્રયોગ ચાલુ કર્યો. પ્રયોગ ચાલુ કર્યા બાદ ચાર પાચ મહિને પગે આઠ આની ફેર પડયો. અને હુ માઈલ દોઢ માઈલ ચાલતો થયો છતા પગે પાણી ભરાયુ નહી તેમ જ તાવ પણ આવ્યો નહી. ધીરે ધીરે હવે હુ બેથી ત્રણ માઈલ ચાલી શકુ છુ. પણ કાઈ હરકત થતી નથી હુ દિવસમા એક બે વખત

મૂત્રપાન કરુ છું અને માલિસ કરુ છુ. તમારીસૂચના પ્રમાણે પ્રયોગ કર્યો હોત તો થોડો સમયમા સરસ સુધારો થયો હોત.

ભાઈ દાસભાઈએ પણ ચોકસાઈથી પ્રયોગ કર્યો નથી પણ હું જાણુ છુ કે તે ખાવાપીવામા બહુ સયમી હોવાથી અને (હમેશા) તેમનો ખોરાક પથ્ય હોવાથી તેમના આવા અધૂરા પ્રયોગથી પણ ફાયદો થયો. તેમણે વ્યવસ્થિત પ્રયોગ કર્યો હોત તો હુ માનુ છુ કે એક વરસમા જે ફાયદો થયો તે બે માસમા થાત. તેમણે તો પોતાના તાજા મૂત્રથી આખોને ધોઈને ૭૩ વર્ષની ઉમરે ચશ્મા પણ કાઢી નાખ્યા એવુ લખ્યુ છે

## ૨૪
## ગર્ભાશયનો સોજો

અમદાવાદ–ઢાળની પોળમા એક બહેનને તેમના લગ્ન પછી ગર્ભાશયનો સોજો રહેતો હતો અને તેણે કારણે દુખાવો ઊપડતો હતો. દાક્તર–વૈદ્યોની દવાઓ કરી, પણ કાઈ આરામ થયો નહી તેમને ભાઈ રણજિતભાઈએ તેમના પતિ મારફતે સૂચવ્યુ કે પેશાબ પાવાથી મટી જશે, પણ તે વખતે પુરુષોત્તમ માસ ચાલતો હતો પવિત્ર માસમા આવુ પેશાબ પીવાનું અપવિત્ર કામ થતુ હશે? છતા તેમને સમજાવવામા આવ્યુ અને તેમણે એક જ દિવસ પોતાને જેટલો પેશાબ થયો તે બધો પીધો પ્રભુ ઇચ્છાથી એક જ દિવસમા તેમનો દુખાવો બધ થઈ ગયો દુખાવાને લીધે તે વધારે ચાલી શકતા પણ નહી તે દુખાવો મટી જવાથી નદીએ નાહવા પણ જવા લાગ્યા આમ તેમનુ ચિતા આપતુ દરદ એક જ દિવસમા વિદાય થયુ. પછી તેમની તે ફરિયાદ બિલકુલ રહી નહી

## ૨૫
# માસિક ધર્મ અને અન્ય દર્દો

મૂત્રચિકિત્સા ઉપર ગયા વર્ષના જૂન માસના અંકમા શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલનો લેખ તેમ જ એ જ વર્ષના સપ્ટેમ્બર માસના અંકમા ડોકટર મણિશંકર ભટ્ટનો એ વિષય પરનો વિરોધાત્મક લેખ તેમ જ નવેમ્બર માસનો શ્રી રમણલાલ એન્જિનિયરનો એ, વિષય પરનો લેખ, વાચ્યા.

પહેલા લેખના લેખક શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ એ કોઈ ધંધાદારી ચિકિત્સક ન હોઈ એક રાષ્ટ્રસેવા કરનાર વ્યક્તિ છે એમણે પોતાની પ્રકૃતિ સુધારવા જે પ્રયોગ કરેલ અને તેનુ શુભ પરિણામ આવેલ તે એમણે નિઃસ્વાર્થ ભાવે, લોકહિતાર્થે જાહેર જનતાને ગમે અથવા નહી, તે છતા તેના હિતમા હોવાથી જાહેરમા આ વિષય મૂકેલ છે

એ પ્રયોગ કરતી વખતે એમણે મનમાંની રીતે અથવા માત્ર પુસ્તકો વાચી તેટલા જ આધાર ઉપર ન રહેલા વિદ્વાન તબીબની સલાહ અને સમતિથી આ પ્રયોગ પ્રેરિત કરેલ આ પ્રયોગ કરવામા એમનો ઉદ્દેશ કોઈ પણ રીતે પૈસા પેદા કરવાનો ન હતો, ન તો પોતાની વાહવાહ કરાવવાની ભાવના હતી, એ બધુ એમનો લેખ વાચવાથી અને એ વિષય ઉપર રચેલ પુસ્તક અને મારા ઉપર તેઓએ લખેલ પત્ર વાચવાથી જણાઈ આવે છે એમના લેખ પરથી જેઓએ પોતે પ્રયોગ કરેલ તેઓએ તેનુ પરિણામ અમને જણાવેલુ અને તેના દાખલાઓ એમણે પોતાના પુસ્તકમા રજૂ કર્યા છે.

મૂળ લેખક શ્રી આર્મસ્ટ્રોંગનું ' વૉટર ઑફ લાઈફ ' પુસ્તક મેં પણ ખરીદી વાંચેલ અને તેમના આધારે મેં એક ભાટિયા યુવતી પર પૂર્ણ સાવધાનીથી તેનો અખતરો કરેલ અને તેનું પરિણામ પણ સારું આવેલ. આમાં એક ચિકિત્સકના નાતે અનુભવથી મને જે કંઈ સારું જણાયું તેનો લાભ લીધેલ. એ કેસની વિગત આ પ્રમાણે છે :

એ બહેનના કહેવા પ્રમાણે તેઓ નદી કિનારે પાણી ભરવા ગયેલાં હતાં ત્યાં અચાનક પગ સરકી જવાથી પડી ગયાં. આથી અંદરની ચોટના કારણે માસિક ક્રિયા અનિયમિત થઈ ગઈ, સાથે તેમની પાચનક્રિયા પણ બગડી અને એ કારણે મળશુદ્ધિના અવયવો બરાબર કામ કરતા અટકી ગયા. કબજિયાત રહેવા લાગી. અને આ કારણે શરીરમાં સ્વભાવિક વિષ એકઠું થઈ રક્તની અશુદ્ધિ થઈ.

કાલાનુસાર પ્રથમ ડૉક્ટરી ઈલાજ કરવામાં આવ્યો. તેનાથી ફાયદો ન થતાં દેશી વૈદકી અજમાયશ કરી. આમા વૈદ્યના મતે જેનાથી દસ્ત પણ આવે અને માસિક ક્રિયા પણ બરાબર ચાલુ થાય એવી ઔષધિયાની બનાવટોનો પણ ઉપયોગ કરવામાં આવેલ હતો. પૂર્ણ પથ્યના અભાવે અથવા ગમે તે કારણે હોય પણ એ બેમાંથી એકે ક્રિયા નિયમિત થઈ નહીં. છેવટે અકોલાના એક ચિકિત્સક જે પોતાને વૈદ્ય કહેવડાવવાની સાથે સાથે સૂર્યરશ્મિ (ક્રોમોપેથી)ના ઈલાજો પણ કરતા, તેના હાથમાં આ કેસ મૂકાયો, પૂર્ણ પથ્ય અને નિયમિત ક્રિયાના અભાવે બાઈની દશા એટલી બધી બગડી કે થોડા કલાકો અથવા દિવસ પર વાત આવી અટકી. એવામા એમના સગાંવહાલામાથી ઘણા જણાઓએ આવી જાતની ચિકિત્સાને ' નેચર ક્યોર હૉસ્પિટલ-મલાડ'માં લાભ લીધેલ અને ઇચ્છિત પરિણામ પ્રાપ્ત થયેલ. તેથી તેઓએ બાઈને મારી ભલામણ કરી.

બાઈની હાલત જોવાથી મને લાગ્યું કે એમાં મને કદાચ યશ ન મળે, એટલે મેં ઈલાજ કરવાની ના કહી દીધી. પણ જે વૈદ્ય આ કેસ ચલાવતો હતો તેનું કહેવું થયું કે જો મને હોસ્પિટલના ક્રોમોપેથીનાં સાધનો અને બીજી સગવડનો લાભ આપવામાં આવે તો બાઈના જીવન-મરણની જવાબદારી મારી ઉપર છે, વૈદ્યથી અને બાઈના ધણીથી આ કેસમાં જો કંઈ વિપરીત પરિણામ આવે તો તેમાં મારી કશી જવાબદારી નથી. એમ નક્કી કરેલ. અને તે સિવાય એક ચિકિત્સક તરીકે દર્દીને એકાએક નિરાધાર છોડી દેવો એ મારા માટે મુનાસીબ ન હોવાને કારણે કેસ ચલાવવાની એક નૈતિક ફરજ સમજી કેસ દાખલ કર્યો.

વૈદરાજ જેણે આ કેસની જવાબદારી પોતા પર લીધી હતી, તે મારી રજા લઈ પોતાનો સરસામાન લાવવા મુંબઈ ગયા. જેથી પોતે અહીં રહી કેસ ચલાવી શકે. પરંતુ તેઓ સામાન લેવા ગયા તે ગયા, પાછા વળ્યા જ નહીં. આથી આ કેસ ચલાવવાની નૈતિક ફરજ મારા પર આવી પડી.

બાઈને હોસ્પિટલમાં દાખલ કરી તે વખતની તેની હાલત આ હતી : માસિક ક્રિયા બંધ હતી. દસ્ત પણ ભાગ્યે જ આવતો અને પેશાબ પણ ૨૪ કલાકમાં ૫ થી ૬ ઔંસ જેટલો જ આવતો અને તે પણ ઘોડાના પેશાબ જેવો ઘેરા ચોકલેટી રંગનો અને અત્યંત દુર્ગંધ મારતો આવતો હતો. બાઈનું દરેક અંગ રક્તજલથી ભરાયેલું હતું. તેના હાથ, પગ, છાતી અને આંખનાં પોપચાં સુદ્ધાંમાં પાણી ભરાઈ જવાથી આંખ પણ મુશ્કેલીથી ઉઘડતી હતી.

બાઈની સારવાર શ્રી આર્મસ્ટ્રોંગના પુસ્તક 'ધી વોટર ઓફ લાઈફ'માં લખ્યા પ્રમાણે પણ તેમાં થોડા ફેરફારથી ચાલુ કરી. મૂત્ર ચિકિત્સાના નિયમ પ્રમાણે બને તેટલાં પેશાબ અને બાફીનું ગરમ પાણી અપાતું. તે સિવાય માલિસ, સૂર્યસ્નાન પણ અપાતું.

થોડા, સમય બાદ સાદા પાણીને બદલે નાળિયેરનું પાણી ચાલુ કર્યું. આવા ઈલાજથી ધીરે ધીરે પેશાબ વધીને ૭૦ થી ૮૦ ઔંસ થવા લાગ્યો (યાદ રહે, ઈલાજની શરૂઆતમાં ૫ થી ૬ ઔંસ જ પેશાબ થયો હતો) શરીર પરના સોજા ઉતરવા લાગ્યા અને બીજાં ચિન્હો પણ સુધરવા લાગ્યા પણ લોહી બગડેલું હોવાને કારણે છાતી અને બીજા ભાગો ઉપર જ્યાં મેલું લોહી જામી જઈ કાળાં ધાબાં પડી ગયાં હતાં તે જગાનું લોહી જળો મૂકી કાઢી નાખવામાં આવ્યું. આ બધી ક્રિયાને કારણે એ કેસ સુધરી ગયો અને સાધારણ વ્યક્તિ પ્રમાણે એ બાઈ પણ પોતાનું જીવન ગુજરતી થઈ ગઈ.

હવે સવાલ એ ઉભો થાય છે કે બિનખર્ચાળ અને દરેકે દરેક ઘરમાં સુલભ્ય એવી આ વસ્તુથી જો આટલો લાભ મળતો હોય તો એનો ફાયદો આમજનતાએ શા માટે ન લેવો ? આની સામે જો કોઈને કંઈ વિરોધ હોય તો આ પ્રયોગથી તેને શું નુકસાન થયું છે તે સપ્રમાણ સિદ્ધ કર્યા સિવાય ફક્ત વિરોધ ખાતર જાહેરમાં તેનો વિરોધ કરવો એ આમજનતાના હિતમા તો ન જ ગણાય, આના પ્રયોગથી ફાયદાઓ શા થાય છે તે શ્રી રાવજીભાઈના ૧૯૫૮ના જૂનના અંકમાં પ્રસિદ્ધ થયેલા લેખમા અને તેમણે પ્રકાશિત કરેલા સ્વમૂત્રચિકિત્સાના પુસ્તકમાં જે પ્રામાણિક ગણાતા માણસોના દાખલાઓ આપ્યા છે તેનાથી સિદ્ધ થાય છે.

જ્યારે બીજા લેખના લેખક ડૉ. મણિશંકર ભટ્ટે આ ક્રિયાને ભવિષ્યમાં નુકસાનકર્તા અને કંટાળાભરેલી અપવિત્ર જણાવીને બીજી વનસ્પતિ અને ખનિજજન્ય દવાઓ સૂચવી છે પણ આ બંને સજ્જનોના મૂળ આશયમા શું ભેદ છે તે સાફ જણાઈ આવે છે. શ્રી રાવજીભાઈએ ગરીબ પ્રજા માટે તેના હિત ખાતર એક બિનખર્ચાળ અને દરેક વ્યક્તિને સુલભ્ય એવા ઈલાજની પોતાના લેખ તથા પુસ્તક દ્વારા જાહેરમાં મૂકેલ છે. જેને વાંચી–

સમજીને કોઈ પણ વ્યક્તિ કંઇ પણ અડચણ વગર અને બિનખર્ચે ગમે તે ઠેકાણે, કોઈ પણ સમયે તે મેળવી સ્વતંત્ર રીતે આ ઈલાજ કરી શકે છે, અર્થાત્ પૂ. બાપુજીના આશય પ્રમાણે સ્વતંત્ર થઈ શકે છે. જ્યારે ડૉ. મણિશંકરભાઈની રીત ખર્ચાળ અને વ્યક્તિને પરાધીન કરવાવાળી કોઈ ગરીબોને માટે તે નિરુપયોગી છે એટલું જ નહિ પણ અર્ધદગ્ધ કે સ્વાર્થીના હાથે થતી એ ચિકિત્સા મૂત્રચિકિત્સા કરતાં અનેકગણી જોખમી પણ છે. અહીં તે વાત પણ લખવી મને જરૂરી લાગે છે કે આજથી ચાળીસ વર્ષ ઉપર મુંબઈના એક નામાંકિત ડૉક્ટર કે જેઓ વિલાયતની એમ. ડી. ડિગ્રી ધરાવતા હતા અને બહુ પ્રખ્યાત થઈ ગયા હતા. તેઓ 'મૂત્રચિકિત્સા' નો વિરોધ કરતા હતા. પણ પહેલા જર્મન યુદ્ધમાં જ્યારે મૂત્રના પ્રયોગથી સેંકડો સૈનિકોની ચિકિત્સા કરવામાં આવી અને તેથી ફાયદો થતો જોવામાં આવ્યો અને એથી એ ઈલાજ બહુ ફેલાવા લાગ્યો ત્યારે અમારા એ જ ડાહ્યા એમ. ડી. ડૉક્ટરે એની તારીફ કરવા માંડી કે જેઓ એક વાર તેનો સખત વિરોધ કરતા હતા.

શ્રી રાવજીભાઈએ અને શ્રી આમેસ્ટ્રાંગે મૂત્રપાન, માલિસ અને નિર્મળ જળ ઉપર રહી ઉપવાસ કરવાનો જે બિનખર્ચાળ ઉપાય બતાવ્યો છે તે ભયંકર રોગો માટે છે પણ સાધારણ રોગો–શરદી, તાવ, ઝાડા અને એવી જાતની બીજા રોગો માટે ઉપવાસ વિના કેવળ મૂત્રપાન અને માલિસ ખરેખર એક રામબાણ ઈલાજ છે. તેની સાબિતી માટે એક દાખલો આપી આ લેખ પૂરો કરું છું

મારા સાથી શ્રી વિશ્વામિત્ર વર્મા જેઓ આજે ૨૫ વર્ષથી એક હિંદી માસિકના સંચાલક અને સાહસી સંશોધક છે, તેમણે શ્રી આમેસ્ટ્રાંગનું 'વોટર ઑફ લાઈફ' પુસ્તક વાંચી, તેનું પરિણામ જોવા કશા પણ બંધન વિના પોતાની જાત ઉપર અનિયમિત

પણે ઉપયોગ કરેલ. તેનું પરિણામ માત્ર ત્રણ અઠવાડિયામાં જ એ આવ્યું કે એમનો ૪૫ વર્ષનો જૂનો દબાયેલો **કમળો** કે જેના કારણે એમની આંખો લગભગ હળદરના રંગ જેવી ચાલુ રહેતી હતી, તેમાં સુમારે ૨૫ થી ૪૦ ટકા ફરક પડી ગયો છે. આ પ્રયોગ હજી ચાલુ છે અને તે પૂરો થવાથી તેનું પરિણામ જાહેર જનતાના હિતાર્થે જાહેર કરીશ. આ દાખલો એ આ 'મૂત્રચિકિત્સા' માટે એક સચોટ અને સાક્ષાત્ પુરાવો છે, કેમ કે આ પ્રયોગ દરમ્યાન અહીં ઈલાજનાં બીજાં અનેક સાધનો હોવા છતાં, તેનો કશો પણ ઉપયોગ કરવામાં આવ્યો ન હતો.

**ડૉ. કૃષ્ણ વર્મા ( મલાડ મુંબઈ )**

## ચોટ, જખમ અને પાંડુરોગ

સરસ વકતા, ગાયક, સરલ અને પ્રેમી સ્વભાવના એક જૈનનો સાધુ શ્રી **રતિમુનિ** સાથેનો પરિચય શ્રી હંસરાજજીને સને ૧૯૬૪ના માર્ચ માસમાં થયો. તેઓશ્રી એકાંતર ઉપવાસી જૈન મુનિ છે. વાતવાતમાં તેમણે પોતાનો અને બીજા ઉપરનો મૂત્રપ્રયોગનો અનુભવ તા, ૪-૪-'૬૪ના રોજ લખીને તેમને આપ્યો જે નીચે પ્રમાણે છે :

" આશરે ત્રણ વર્ષ પહેલાં ' માનવમૂત્ર ' નામનું પુસ્તક મારા હાથમાં આવ્યું. તે વાંચવાથી મૂત્રની અદ્ભુત શક્તિનો ખ્યાલ આવ્યો તે ફરીથી વાંચી ગયો ત્યારે શ્રદ્ધાનું બીજ રોપાયું અને અનુભવ કરવાની ઈચ્છા જાગૃત થઈ આવી. એ અરસામાં જ એક અવસર બન્યો.

સને ૧૯૬૧માં વિહાર કરતી વખતે પગમાં એવી સખત ચોટ લાગી કે મારા અંગૂઠાનો નખ ઉખડી ગયો. લોહી જોશબંધ વહેવા લાગ્યું. રસ્તામાં બીજી દવા ક્યાંથી મળે? તરત જ પેશાબથી તે ભાગ સાફ કર્યો અને પેશાબની પટ્ટી તેના પર બાંધી. એ જ દિવસમાં જખમ રૂઝાઈ ગયો.

' આ જ વર્ષે પેનસિલની અણી ચપ્પુ વડે કાઢતા આંગળી વઢાઈ ગઈ લોહી બહુ નીકળવા લાગ્યુ એની ઉપર મૂત્રનો પાટો બાંધી કાયમ પેશાબનુ સિંચન કરવાથી ૩૬ કલાકમા આગળી રૂઝાઈને પહેલાના જેવી જ થઈ ગઈ

" શરીરના અમુક ભાગ પર ઑપરેશન કરાવવુ પડેલુ તેનો ઘા દાક્તરી ઈલાજોથી ભ તો ( રૂઝાતો ) નહોતો મને ઘણી જ નિરાશા થઈ આખરે હિંમતપૂર્વક મૂત્રનો ઉપયોગ શરૂ કરી દીધો ત્રણ જ દિવસમા ઘાવ તદ્દન ભરાઈ ગયો અને મારી ચિંતા ટળી ગઈ

" સૌરાષ્ટ્રમા સાવરકુડલાની પાસે જીરા નામનુ એક નાનુ ગામ છે ત્યા એક વ્યક્તિ પાડુરોગથી પીડાતી હતી તેણે મૂત્રોપચાર શરૂ કરી દીધો હતો એટલામા મારે ત્યા જવાનુ થયુ તેણે મારી સલાહ પૂછી મે મારા જ્ઞાન અને અનુભવના બળ પર તે મૂત્રપ્રયોગ ચાલુ રાખવા પ્રોત્સાહન આપ્યુ મૂત્રપાન અને મૂત્ર માલિસ કર વાથી ત્રણ માસે તે રોગ મુક્ત થઈ ગયો તેમને ભૂખ પણ સરસ લાગે છે' સ્ફૂર્તિ પણ સારી રહેછે અને રોજ મૂત્ર પાન કરે છે

છેવટે મુનિજી લખે છે —

' મૂત્ર નિર્ધન અને ધનવાન બન્નેને માટે અતિ ઉપયોગી અને હિતકર દ્રવ્ય છે ગરીબો માટે તો એ એક વરદાન છે સ્વ શ્રી આર્મસ્ટ્રોંગે અને સ્વ શ્રી રાવજીભાઈએ મૂત્રની સ્વાસ્થ્યરક્ષક, આ રોગ્યવર્ધક અને રોગનિવારક શક્તિને પુનર્જીવન આપીને જનતા ઉપર મહા ઉપકાર કર્યો છે તેને માટે એ બન્ને પ્રયોગવીરોને મારા હાર્દિક ધન્યવાદ છે "

## બાળકની તદુરસ્તી

નાના બાળકોનો પેશાબ તેને પોતાને પાઈને તેને બીમારીમાથી બચાવવાની પદ્ધતિ હજી પણ ગામડામાં ચાલુ છે બાળક ધરાવ કે

શરદીથી પીડાતો હોય તો ઘરની વૃદ્ધ માતા બાળકની માને ચેતવે કે " બાબો પેશાબ કરે છે. હાથમાં ઝીલીને તેને પાઈ દે. " અને બાબાની મા તે પ્રમાણે કરતી અને એમ બાળકને રોગમાંથી મુક્ત કરવામાં આવતા. તેઓ બાળકને લઈને ઈન્જેક્શન અપાવવા દાક્તર પાસે નહોતાં દોડી જતાં. કચ્છમાં ગામડાંમાં તો તે પદ્ધતિ હજી પણ પ્રચલિત છે એમ મને એક જવાબદાર મિત્રે કહ્યું. પણ આવું બધું ચોક્કસ અનુભવ વિના પુસ્તકમાં લખાય નહીં. પ્રભુની ઇચ્છા એટલે તેનું નિવેદન આપોઆપ મારી પાસે આવ્યું. સુરત જીલ્લાના હજીરા ગામની શાળાના શિક્ષક શ્રી કેશવભાઈ મકનભાઈ માસ્તરે નીચેનો પોતાનો અનુભવ મારા તરફ મોકલ્યો છે :

મારા ત્રણ દાદાઓ સાધારણ વૈદનું કામ જાણતા હતા. તેઓ દેશી દવાઓ બનાવતા અને પૈસા લીધા વિના લોકોને આપતા. તેમની દવા લેવા આજુબાજુનાં ગામના લોકો પણ આવતા.

મારા દાદા નાના બાળકને ખોળામા લેતા તે સમયે જો બાળક પેશાબ કરે તો તેને ચાર-પાંચ ટીપાં પેશાબ પાઈ દેતા, અને કહેતા કે બાળક પાણી પીતો ન થાય ત્યાં સુધી બાળકની મા પોતાના બાળકને હમેશાં પેશાબ પાય તો તેને વૈદને ત્યાં લઈ જવો ન પડે. તેમ જ જુલાબ આપવાની જરૂર પણ ન રહે. પેશાબથી આતરડાં ચોખ્ખાં રહે તેથી બાળક માંદુ પડતું નથી.

મારા દાદાનો ઉપદેશ ધ્યાનમાં લઈ મેં મારા ત્રણ બાળકો ઉપર તેનો અખતરો કર્યો તે નીચે પ્રમાણે છે :

મારી પહેલી બાળકી ૬॥ વર્ષની છે બીજી બાળકી ૩॥ વર્ષની છે. અને ત્રીજો પુત્ર ૧॥ વર્ષનો છે. હું તથા મારા બાપા અને મારી પત્ની ત્રણમાંથી ગમે તેની હાજરીમાં બાળક પેશાબ કરે ત્યારે તે તેનો પેશાબ ઝીલી તેને પાઈ દેતા. અને પછી બે ત્રણ ટીપાં પાણી પાતા. આમ કરવાથી તે બાળકો મોટાં થયાં ત્યાં મધી

કદી માંદાં પડયાં નથી અને શરીરે મજબૂત, ઘાટીવાં તથા પૂરતી ઊંચાઈવાળાં છે.

આપણે બધા જોઈએ છીએ કે ઘણાં બાળકો પેશાબ કરે છે તે તેમના મોંમાં જ પડે છે અને બાળક તે મોંમાં ઉતારે છે એ કુદરતી છે. ઉપરનાં બાળકો પર આ અનુભવ કર્યા બાદ તમારું પુસ્તક વાંચ્યા બાદ મેં મારી જાત પર પ્રયોગ કર્યો. મને અઢંગ કબજિયાત હતી.

પ્રથમ ઈશ્વરનું ધ્યાન ધરી સાત્ત્વિક પીણાથી સાત્ત્વિક બુદ્ધિની માગણી કરી.

તા. ૧૦-૪-'૫૯ બપોરે બે તોલા પેશાબ પાણી સાથે પીધો. સાંજે ૨॥ તોલા જેટલો પીધો.

તા. ૧૧-૪-'૫૯ ગઈ કાલની જેમ સવાર, બપોર અને સાંજ ત્રણ વાર થઈને દશ તોલા પેશાબ પાણી સાથે પીધો. બપોરે મળની એક ગાંઠ નીકળી. સાંજે એક નરમ ઝાડો થયો.

તા. ૧૨-૪-'૫૯ સવાર, બપોર અને સાંજ મળી ૧૫ તોલા પેશાબ પાણી વિના પીધો, પરિણામે રેચ લીધો હોય તેવા ઝાડા થઈ ગયા. મળ નીકળી ગયા. છેલ્લે ઝાડામાં પરુ જેવાં ટીપાં પડયાં.

તા ૧૩-૪-'૫૯ સવાર, બપોર અને સાંજના મળી ૭ તોલા જેટલો પેશાબ પીધો. બે ઝાડા થયા.

તા. ૧૪-૪-'૫૯ ત્રણ વાર પેશાબ લીધો. ૧૨ તોલા લીધો. પરિણામે ભૂખ સખત લાગી.

તા. ૧૫-૪-'૫૯ ફક્ત સવારે એક વખત જ પીધો. ભૂખ ખૂબ લાગી હતી. પેટ પણ પૂણી જેવું મુલાયમ થઈ ગયું હતું.

ઉપરના ઉપચારથી મારી હંમેશની કબજિયાત ગઈ મારા દાદા પેશાબને વિષે કહેતા હતા કે પેશાબ તો હળપતિઓનો દાક્તર છે તેને ગમે તેટલો માર વાગેલો હોય તો પણ તેઓ ધંધો કરે છે કારણ કે તેઓ તુરત જ મૂત્ર પી જાય છે. વળી તે વડીલ તો પેશાબને પણ દાક્તર સાથે સરખાવતા જેવી રીતે હોશિયાર દાક્તર રોગીનો રોગ પારખે છે તેવી જ રીતે રોગીના શરીરમા ક્યા ક્યો રોગ છે તે તેનો પેશાબ શોધી કાઢે છે. એવા કારણે જ તેનો ઉપયોગ કરતા શરીરનો દરદવાળો ભાગ આપમેળે સારો થાય છે.

મને કાયમી મધુપ્રમેહ હોવાને કારણે આનરડાને માઠી અસર થઈ. અને ઘણી વાર નળ ભરાતા. આ માટે તા. ૫-૧૧-'૫૯થી પંદર દિવસ માટે પેશાબ પીવાનો પ્રયોગ કર્યો અને તે વ્યાધિ પણ હવે બિનકુલ જણાતી નથી.

સને ૧૯૪૮ની સાલે વણકરમાથી શિક્ષક થવાનો વિચાર થયો અને ખૂબ મહેનત ઉઠાવવાથી મારુ શરીર બગડયુ. આખા શરીરે ચાઠા થયા જેથી બેસાય નહી, સુવાય નહી; તે વખતે મે ત્રાજો પ્રયોગ કર્યો. માટીમા પેશાબ નાખી તે મારા શરીર પર ચોપડતો. આમ ૨૦ દિવસ સુધી ક્રિયા કરી અને શરીર સ્વસ્થ થઈ ગયુ. દરરોજ ત્રણ તોલા માટી પેશાબમા પલાળી ચોપડવાની ક્રિયા રાખી હતી.

ઝેરી માખી, મચ્છર, જંતુ કરડે તો તેના પર પેશાબ ઘસવાથી આરામ થાય છે. તેમ વીછીનુ ઝેર પણ તે ઘસવાથી તથા તેનું ભીજેલુ પોતુ મૂકવાથી ઊતરી જાય છે.

## માનવમૂત્રની સન્તુલન શક્તિ

દિનપ્રતિદિન મૂત્રમા અજબ શક્તિનો અનુભવ થાય છે. આપણને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે અને સમજી ન શકાય એવી વિવિધ

પ્રકારની અને અદ્‌ભુત શક્તિ તેનામાં છે એવું સમજાય છે. માનવમૂત્ર વિષઘ્ન અને રસાયન છે એવું ભગવાન સુશ્રુતે લખ્યું છે. એ હકીકત આ પુસ્તકમાં અન્ય સ્થળે આવી ગઈ છે. અને એવી લોકવાયકા મેં વારંવાર સાંભળી છે કે, ગારુડી લોકો સાપને પકડતા સાપ તેમને કરડે તો તેવે વખતે પીવાને માટે પોતાના મૂત્રને ભરેલો પ્યાલો તૈયાર જ રાખે છે. જે પી જવાથી તેમને સાપનું ઝેર ન ચડે. 'શિવામ્બુકલ્પ' નામના સંસ્કૃત પુસ્તકમાં એવો ઉલ્લેખ છે કે ૭ માસ સુધી મૂત્રપાન અને શરીર ઉપર તેના મર્દનથી માણસને ઝેરી સાપનું ઝેર કાંઈ અસર કરતું નથી. કેટલાક જૈન અને અન્ય સાધુના મુખે પણ આ વાત સાંભળી છે. આમ ભગવાન સુશ્રુતે ગમે તેમ કહ્યું હોય, લોકવાયકા ગમે તેવી હોય અને ગારુડીઓ કે સંતસાધુઓ આવું આવું કાંઈ કાંઈ કહેતા હોય છતા તેને સાચું માનીને તેવા પ્રયોગ કરી કરાવીને પોતાની જાતને કે અન્યને જોખમમાં ઉતારવામાં મૂર્ખાઈ છે. તેમાં વળી આ જમાનાના વિજ્ઞાનીઓ તો એને પોતાની આંખે જુએ છતાય માન્ય નહીં કરે. એવી સ્થિતિમાં તેના ચોક્કસ સંશોધન સિવાય તેનો અમલ ન થાય કોઈ પણ વિચારને અમલમા મૂકયા સિવાય તે કૃત્ય બનતું નથી. તેમ ઉપરના અભિપ્રાયનો અમલ થાય એટલું જ નહીં, પણ ઘણી અજમાયશો થાય તો જ તે સિદ્ધ હોવા છતા વૈજ્ઞાનિક દૃષ્ટિએ ગ્રાહ્ય ગણાય.

છેલ્લા ૭ માસમા એવા કેટલાક પ્રયોગો થયા જેમાથી એવું ફલિત થયુ કે મૂત્રમા હૃદયના હલનચલનની શક્તિ ટકાવી રાખવાની તાકાત છે. એમો અનુભવ એ રીતે થયો કે આ પુસ્તકની પહેલી આવૃત્તિમાં ભગવાન સુશ્રુતનું મંતવ્ય ટાંકયું છે: 'માનવમૂત્ર વિષઘ્ન અને રસાયન છે.' તે સૂત્ર પર સુશ્રુતના એક અભ્યાસીએ એકાંગી થઈને વિચાર્યું, કે, જો માનવમૂત્રથી સાપના ઝેરનો નાશ થાય તો એનો એવો અર્થ થયો કે સાપ કરડવાથી તેના ઝેરને કારણે જે

માણસને સાપ કરડયો હોય તેના લોહીનુ દબાણુ એકદમ નીચુ આવી જવાથી હૃદય પોતાની શક્તિ ગુમાવી બેસે છે, તે બધ પડે છે અને તેનુ મૃત્યુ થાય છે તેવા સાપ કરડેલા માણસને મૂત્ર પાવાથી ઝેરી સાપનુ ઝેર શમી જાય છે. લોહીનુ દબાણુ કાયમ રહે છે અને હૃદય પોતાની શક્તિ ગુમાવતુ નથી આ વાતને ઉલટાવીને એમ કહી શકાય કે કોઈપણુ કારણે હૃદય પોતાની શક્તિ ગુમાવતું હોય ત્યારે તે માણસને પેશાબ પાવાથી નમણું પડતુ હૃદય પોતાની શક્તિ જાળવી રાખે છે.

ભગવાન સુશ્રુતના સદરહુ અભ્યાસી વૈદ્યરાજ ધધાદારી છે. તેમનુ નામ ડૉ. મગનલાલ સતારિયા છે. તે અમદાવાદમા આયુર્વેદ પદ્ધતિએ ઓપરેશન કરે છે હુ તેમને છેલ્લા ૫ વરસથી ઓળખુ છુ. તેમને માનવમૂત્રની શક્તિમા શ્રદ્ધા છે. તેમની ઓપરેશનની પદ્ધતિ હાલની વૈજ્ઞાનિક દૃષ્ટિએ ઘણી પ્રાકૃત કહેવાય નહી ઓપરેશન થિયેટર કે નહી કોઈ જાતનો દમામ. કદાચ સામાન્ય દરદીને તેમની પાસે ઓપરેશન કરાવવાનુ મન ન થાય પણુ તેમને ઓપરેશનનુ લાઈસન્સ મળેલ છે અને ઘણા વરસથી પોતાનો ધધો કરે છે. નાના મોટા સેકડો ઓપરેશનો તેમણે કર્યાં હશે, છતા તેમાથી એકેય જીવને જોખમકારક નીવડયુ નથી એ હકીકત છે તે દાકતર ભાઈએ પોતાના કાર્યમા માનવમૂત્ર કેવો ભાગ ભજવે છે તેનો સફળ પ્રયોગ કર્યો, જેની હકીકત તે ડોકટરે ઓપરેશનનો કેસ મારી પાસે રજુ કરીને કહી, તે આ પ્રમાણે છે.

સામાન્યત ઓપરેશન કરનાર દાકતર દરદીને ઓપરેશન કરતી વખતે કોઈ પણુ કારણે દરદીનુ હૃદય પોતાની શક્તિ જાળવી રાખે તે માટે દરદીને એટ્રોપીન, એડ્રીનલીન કે લોબેલીનના ઈન્જેકશનો આપે છે આ દાક્તરે ગયા મે માસના અરસામા ૪૫ વરસની ઉમરની એક બાઈને એપેન્ડિસાઈટિસનુ આપરેશન કર્યુ. ઓપરેશન જે દિવસે કરવામા આવ્યુ

તે સવારે પ્રથમ જે પેશાબ તેને થયો તે તેને ઉપરના ઈન્જેક્શનને બદલે ઓપરેશન શરૂ થવાના એક કલાક અગાઉ આપવામાં આવ્યો. ત્યાર બાદ ઑપરેશન કર્યું. આ ઑપરેશનના કારણે તેના હૃદયના હલનચલન પર કાંઈ નબળાઈની અસર ન થઈ. હૃદયે પોતાની શક્તિ જાળવી અને ઓપરેશન સફળ નીવડયું. આ એક સફળ પ્રયોગ પછી તે દાક્તર સલારિયાએ નિશ્ચય કર્યો અને છેલ્લાં પંદર-વીસ નાનાંમોટાં ઓપરેશનમાં દરદીને ઈન્જેક્શનને બદલે તેનું પોતાનું મૂત્ર આપ્યું: આ ઓપરેશનોમાં ગળાની ગાંઠ, કંઠમાળનું ઓપરેશન, લાયકાના(ખાંધ પર બરોળની ગાંઠ હતી)નું ઓપરેશન, એક ભાઈને જમણી છાતીનું કૅન્સર હતું તેની જમણી છાતી કાઢી નાખી, ભગંદરનું ઑપરેશન. એક દરદીની જમણી જાંઘ અને પેડુ વચ્ચે ગૂમડું હતું અને અંદરનો ભાગ સડતો હતો તે સડેલો ભાગ કાઢી નાખી તેના પર બીજી ચામડી મઢી દીધી વગેરે પ્રકારના આશરે વીસ ઓપરેશન તેમણે કર્યાં છે. તેમાં બધાય દર્દીને ઈન્જેક્શનને બદલે તેને પોતાનો પેશાબ પાયો અને તેનાથી જ દરદીના હૃદયની શક્તિ સચવાઈ. હવે તે દાક્તરે ગમે તેવા ઓપરેશનમાં દરદીને ઈન્જેક્શન આપવાની પદ્ધતિ બંધ કરી તેનું સ્થાન મૂત્રને આપ્યું છે.

•

ઉપરની હકીકત પરથી એમ પણ સાબિત થયું કે માનવમૂત્ર લોહીના નીચા કે ઊંચા દબાણને સમધારણ કરે છે. એક ૪૫ વરસની ઉંમરનાં બહેનને લોહીનું દબાણ ૨૭૦ હતું. તેને દોઢ માસની મૂત્રપ્રયોગની સારવારથી ધીમે ધીમે તે લોહીનું દબાણ ૧૫૦ સુધી આવ્યાની હકીકત "હૃદયના રોગો" વાળા પ્રકરણ માં વર્ણવી છે. તેથી ઊલટી હકીકત હમણાં જાણવામા આવી છે. નડિયાદના દેવદાસ પંડ્યા (નડિયાદ કલામંદિરવાળા)ને લોહીનું દબાણ નીચું હોવાને કારણે નબળાઈ અને બેચેની રહેતી હતી. તેમના

એટ સગા વૈદનો ધંધો કરે છે. તેમણે એવી યુકિત કરી કે પંડયાનો પોતાનો પેશાબ એવું કહીને સવારે માંગાવે કે તેને તપાસવો છે. અને તેજ પેશાબ ગાયનો માનીને તે પી જતા. તેનાથી તેમનું લોહીનું દબાણ ૧૧૦થી વધીને ૧૨૨ પર આવ્યું અને નબળાઈ તથા બેચેની ટળી ગઈ. આ લોહીનું દબાણ ગાયનો પેશાબ પીવાથી વધ્યું એવું મેં જાણ્યું એટલે મેં ભાઈ દેવદાસ પંડયાને પત્ર લખ્યો કે તમને જે વૈદ તમારો પેશાબ લઈ તેટલો જ પેશાબ ગાયનો પાઈને લોહીનું નીચું દબાણ વધારી તમારું દરદ નાબુદ કર્યું તેમાં કાંઈક ભેદ લાગે છે. તમે ખાતરી કરીને મને જણાવો. તમને તે વૈદ તમારો જ પેશાબ પાયો છે, ગાયનો નહીં. તમારા મૂત્રથી જ તમારું લોહીનું દબાણ સમધારણ થયું અને તમારી બેચેની અને નબળાઈ ટળી ગઈ એમાં મને તો શંકા નથી. તમે સત્ય હકીકત મને જણાવશો.

તે ભાઈએ તુરત મને પત્ર લખીને જણાવ્યું કે, "તમારી ધારણા સાચી છે. મને મારું મૂત્ર પીવાનું કહ્યું હોત તો હું ન પીવત. તેથી ગાયનું મૂત્ર કહીને આપ્યું. પછી મારી સૂગ પણ જતી રહી. મને હવે અનેક પ્રવૃત્તિમાં જવા છતાં આરામ રહે છે."

ઉપરની ચોક્કસ હકીકત એવું સાબિત નથી કરતી કે દરદીને પોતાના મૂત્રનો પ્રયોગ કરવાથી હૃદયની શકિત સચવાઈ રહે છે? અને તેના લોહીનું દબાણ સમધારણ રહે છે? આમાં મૂત્રપાનથી કેટલા પ્રમાણમાં અસર થાય છે અને મૂત્રના માલિસથી કેટલી અસર થાય છે તેનો નિર્ણય કરવો રહ્યો. આવા પ્રયોગોથી તેનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ નિર્ણય થઈ શકે, પણ એક વાત ચોક્કસ થઈ કે માનવમૂત્રનો યોગ્ય પદ્ધતિએ ઉપયોગ કરવામાં આવે તો તે ઊંચા કે નીચા લોહીના દબાણને સન્તુલન કરે છે.

ઉપરની હકીકત દરદીઓના અનુભવથી કહી તે વિગતે અને

ચોકસાઈથી એટલા માટે આપી છે કે તેમાં સહેજ પણ અતિશયોક્તિ અને અચોકસાઈ ન આવે. છતાં આ વાતની બીજી બાજુ પણ છે. ડૉક્ટર સલારિયાએ પોતાના દરદીને ઑપરેશન કરતાં પહેલાં તેના હૃદયની શક્તિ જળવાઈ રહે તે માટે ઈન્જેક્શનને બદલે મૂત્ર આપ્યું તે અંગે અમદાવાદના એક પ્રખ્યાત ડૉક્ટર મિત્રની સાથે મેં ચર્ચા કરી અને ઉપર જણાવેલી બધી વિગત મેં તેમને કહી. તેમના મનમાં તે વાત ઊતરી નહીં તેમણે ઑપરેશન કરતી વખતે દરદીને કેવી રીતે રાખવામાં આવે છે, હૃદયની રચના, મૂત્રપિંડની રચના, યકૃત(લીવર)ની રચના, વગેરેનું ચિત્ર દોરીને મને સમજાવ્યું અને મને જણાવ્યું કે, ઑપરેશન કરતી વખતે દરેક દરદીને તેના હૃદયની શક્તિ સચવાઈ રહે તે માટે અમે ઈન્જેક્શન આપતા નથી. જેનું હૃદય નબળું હોય તેને જ ઈન્જેક્શન આપીએ છીએ. મૂત્રમાં એવી શક્તિ હોય એવું અમારા ભણવામાં આવ્યું નથી, કે આજ સુધી વૈજ્ઞાનિક રીતે કોઈ નિર્ણય થયો જાણ્યો નથી. મૂત્રમાં યુરિયા નામનો ક્ષાર છે, તેનામાં એવો ગુણ છે કે જેને પેશાબ ન થતો હોય તેને યુરિયાનું દ્રવ્ય આપવાથી પેશાબ થાય છે. એથી વિશેષ મૂત્રમાં ગુણ હોય એવું અમારા ભણવામાં કે અનુભવમાં આવ્યું નથી. ઊલટું અમો એવું માનીએ છીએ કે મૂત્ર મારફતે શરીરનો બગાડ—ઝેર નીકળે છે. એલોપથીના એન્ટિબાયોટિક સિદ્ધાંત અનુસાર માણસને તેના મૂત્રથી ફાયદો થતો હોય એવું કાંઈ અમે માનતા નથી. વૈજ્ઞાનિક દૃષ્ટિએ દરદીઓ ઉપર અખતરા કરીને ખાતરી ન થાય ત્યાં સુધી તમારી વાતમાં અમને વિશ્વાસ નથી.

મિત્ર ડૉક્ટરની વાત તેમના અનુભવ પ્રમાણે બરોબર છે. જે વિષયનું અંગત જ્ઞાન કે અનુભવ ન હોય તે વિષે કોઈ પણ જવાબદાર માણસ પોતાનો ચોક્કસ અભિપ્રાય ન જ આપે એ વાજબી છે. એની સાથે એ પણ એટલું જ વાજબી છે કે જેને

જે વિષયમા જ્ઞાન કે અનુભવ હોય તેણે તે વિષય પ્રત્યે દુરાગ્રહી જેવુ વલણ પણ ન રાખવુ પેશાબમા લોહીના દબાણનો સમન્વય કરવાની અને હૃદયની શકિત સાચવી રાખવાની શકિત છે અને એ ઉપરના અનુભવ ઉપરાત મારો પોતાનો ચાનુ અનુભવ છે કે મારા હૃદયની ચાનુ શકિત નિભાવવાને મારે ડીજીટેકશનની ટીકડીનુ નિયમિત સેવન કરવુ જોઈએ એવી મારા ડોકટર મિત્રોની સલાહ સૂચના છે અને તે જ પ્રમાણે હુ કરતો હતો, પણ ચાર માસથી મે ડીજીટેકશન (ડીજીટાનીસ) ટીકડીનુ સ્થાન મૂત્રને આપ્યુ છે અને છેલ્લા ત્રણ મામના સતત વરસાદને કારણે ભારે ભેજવાળી હવામા અને ઠડા પવનના સુસવાટામા પણ મને શરદી સરખી થઈ નથી દિવસના બે વખત મૂત્રપાનથી જાણે મારા શરીરને શરદીમાથી બચાવનાને બખ્તર પહેર્યુ હોય એવો નિર્ણય હુ બની ગયો છુ

આ બધા દષ્ટાતથી પણ કોઈને ઉપરની હકીકતમા વિશ્વાસ ન બેસતો હોય તેમનામા પરાણે વિશ્વાસ ઊભો કરવા મારો આગ્રહ નથી જેને જે વિશ્વાસપૂર્ણ લાગે તે જ પ્રમાણે તે વર્તે એ જ યોગ્ય છે

## ૩૪
## માનવમૂત્રની વિષઘ્ન શકિત

આ વસુધરા તો રત્નોથી ભરેલી છે જેની જેવી સાધના તેને તેવા સાધનો મળી જ રહે છે જ્યારથી આ કાર્ય લોકહિતાર્થે શરૂ કર્યુ છે ત્યારથી મને આપોઆપ મદદ મળી જ રહી છે હુ અવળાસવળી અચોક્કસ વાત પર ધ્યાન નથી આપતો, પણ જેટલી શક્યહોય અને કરવી ઘટે એવી ખાતરી કરીને મળેલી હકીકતને માન્ય

કરું છું. એની એક માનવમૂત્રનો પ્રભાવ સાબિત કરનારી હકીકત મને મળી છે જે નીચે મુજબ વિગતે આપું છું:

માનવમૂત્ર વિષઘ્ન અને રસાયન છે એવુ ભગવાન સુશ્રુતે કહ્યું છે. તે અંગે 'માનવમૂત્રની સન્તુલનશક્તિ' એ પ્રકરણમાં કેટલીક હકીકત લખીને તેને સાબિત કરવા મેં પ્રયત્ન કર્યો છે. ત્યાર બાદ હું એ કથનની ચોક્કસ સાબિતી મેળવવાનો સંકલ્પ કર્યા કરતો હતો. તેવામાં જ કપડવંજના ભાઈ ચંદ્રકાંત પરીખ જે કપડવંજના જૂના અને વિશ્વાસપાત્ર સમાજસેવક છે અને હાલ હરિજન આશ્રમમાં મહાગુજરાત ખાદી પ્રચારક મંડળના ચરખા સરંજામ કાર્યાલયમાં કામ કરે છે, તે કપડવંજ રહેતા હતા ત્યારે ત્યાં એક સંન્યાસી મહારાજનો તેમને પરિચય થયો. તેમના પર તેમને પ્રીતિ. અને વારંવાર સત્સંગ માટે તેમની પાસે જતાં. તે સ્વામીજીનું નામ વિવેકાનંદ સરસ્વતી છે. તે સ્વામીજી હાલ અહીં છે. ભાઈ ચંદ્રકાંત પરીખનો ઝીણો તાવ અને કફ કેમેય જાય નહીં. સ્વામીજી સાથે એક વૈદરાજ છે; તેમનો પ્રયત્ન પણ નિષ્ફળ નીવડ્યો. છેવટે તેમણે મૂત્રનું માલિસ અને પાન શરૂ કર્યું અને એક અઠવાડિયામાં તેમનો તાવ અને કફ નાબૂદ થયા. તે વાત તેમણે સ્વામીજીને કરી. સ્વામીજીએ એમની વાતને વધાવી લીધી અને બોલ્યા: 'એ તો અમૃત છે.' પછી તો આ અંગે અનેક વાત તેમણે કરી. તેમાં એક બાઈ ત્રણ તોલા અફીણ ઘોળીને પી ગયેલી તેનું ઝેર પેશાબ પીવાથી ઊતરી ગયું એવી વાત કરી. આ સાંભળેલી વાત સાથે ભાઈ ચંદ્રકાંત મારી પાસે આવ્યા અને મને એ વાત કરી. ઉપરાંત તેમની સાથે બીજી અનેક વાતો કરી. મેં આ વાતની ખાતરી કરવાનો નિશ્ચય કર્યો. હું તાઃ ૩૦–૯–'૫૯ને બુધવારના રોજ આશ્રમમાં ગયો. અને ભાઈ ચંદ્રકાંતને લઈને સ્વામીજી પાસે ગયો. સ્વામીજીને જોતાં મને લાગ્યું કે તે ૫૫–૫૬ વર્ષના હશે. પણ તે મારા કરતાં ૭ વર્ષે મોટા એટલે ૭૮ વર્ષના હતા. ઘણી આડી અવળી

વાતો થઈ. પછી મેં માનવમુત્ર અંગેના તેમના અનુભવની વાત પૂછી અને ખાસ કરીને તે વિષઘ્ન છે એ અંગે તેમને શી સાબિતી મળી તે પુછ્યું: ત્યારે તેમણે કહ્યું કે, અમારા ઉત્તર પ્રદેશમાં બિરેલી જિલ્લામાં તો સાપ કરડયો હોય તો તેનું ઝેર માનવમુત્રથી શમાવવામાં આવે છે. અને ચંદન ઘો નામનું ઝેરી જાનવર છે તેનું ઝેર તો ઊતરે જ નહીં, તે કરડે તો જેને કરડે તે મરી જ જાય. તેનું ઝેર પણ માનવમુત્રથી ઊતરે છે. એવા અનેક પ્રસંગો એ બાજુ બને છે. મેં તેમને પુછ્યું કે આપને એવો ખાપ અનુભવ અહીં થયો છે? એક બાઈએ અફીણ ખાધેલું તેનું ઝેર આપે પેશાબ પાઈ ઉતાર્યું, એ શું હકીકત છે? તેમણે કાંઈક સંકોચથી જવાબ આપ્યો: “એ જરાક ગંભીર છે.” “મેં કહ્યું, એની કાંઈ હરકત નહીં એ કાયદા વિરૂદ્ધનાં અને આપઘાતનો એમ બેવડો પોલીસ કેસ છે, છતાં મને સત્ય હકીકત કહો. તેમણે ગંભીર ભાવે કહ્યું કે વાત એ છે કે અહીં એક માણસ ગેરકાયદેસર અફીણ વેચવાનો ધંધો કરતો હતો. તેની પત્નીને તે ગમતું નહોતું. તે બાઈ રોજ તેને ચેતવ્યા કરે કે તમે આ ધંધો છોડી દો. પણ પેલો માને નહીં. આ રકઝક એક દિવસ વધી પડી તે બાઈએ તેના પતિની ગેરહાજરીમાં તપાસ કરતાં ત્રણ તોલા અફીણ સિલકમાં હતુ તે તેણે પાણીમાં ઓગાળ્યું અને પોતે પી ગઈ. અર્ધા કલાકમાં બાઈ બેભાન થઈને પડી. એટલામાં તેનો ધણી આવ્યો. તેને શક ગયો. જાણ્યું કે ત્રણ તોલા અફીણ નથી. બધુંયે તે પી ગઈ. તે માણસ બેબાકળો મારી પાસે આવ્યો. રડી પડયો અને બધી હકીકત મને કહી અને આજીજી કરવા માંડયો: બાપજી, મને કોઈ રીતે બચાવો તે બાઈ મરી જશે એટલું જ નહીં અફીણ વેચવાનો ગુનો અને સ્ત્રીનો આપઘાતનો ગુનો. મને તરત સૂઝી આવ્યું. સાંજ પડવા આવી હતી. તેને મેં કહ્યું કે, આડોશીપાડોશીનાં છોકરાંનું મૂત્ર તેને રાત્રીભર પાવા કર. પંદરેક છોકરાંનું મૂત્ર તેને રાત્રીભર પાયું. સવારે તે બાઈ ભાનમાં આવી, તે બચી ગઈ.

બચી ગયેલી બાઈને મે જોવાની ઇચ્છા કરી. બોલાવવા માણસ મોકલ્યુ પણ ઘેર નહોતી. એનું નામ મે લઈ લીધુ. આ વાત ત્યા બેઠેના ત્રણચાર જણ પણ જાણતા હતા

આ સાથે તેમણે બીજી વાત પણ કરી અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી રખડતા કૂતરાને ઝેર આપીને મારી નાખવાનુ કામ ચાલે છે અહી મારો કૂતરો તેમા સપડાયો.

મ્યુનિસિપાલિટીના માણસોને ખબર પડી કે એ લાલ કૂતરો સ્વામીજીનો છે એટલે તેને ઝેરવાળી મીઠાઇ નાખી નહી. બીજા કૂતરાને નાખી. પણ બીજા કૂતરાનો શેષ ભાગ દાદાગીરી કરીને તે ખાઈ ગયો એટલે તેને પણ ઝેર લાગુ પડ્યુ અને અડબડિયુ ખાતો મારી પાસે આવ્યો હુ સમજી ગયો કે તેને ખાવામા ઝેર આવ્યુ છે એને પેશાબનો એક પ્યાલો તેને મે પાઈ દીધો અને થોડા સમયમા તેનુ ઝેર ઊતરી ગયુ. બીજે દિવસે મે મ્યુનિસિપાલિટીમા અરજી કરી તેનુ લાઈસન્સ લીધુ અને તેને ગળે પટો બાધ્યો

ઉપરની વાત પૂરી કરી એવામા કૂતરો ત્યા આવી ઊભો પટો બાધેલો લાલિયો કૂતરો ઝેરમાથી બચી ગયેલો મે જોયો

આ ઉપરાત મૂત્રના સફળ પ્રયોગની ઘણી વાતો એમણે કરી પછી મે તેમની વિદાય લીધી. તેમની પાસે એક આયુર્વેદના અભ્યાસી ઉત્તર હિંદુસ્તાનના જુવાન વૈદ્ય હતા તેમણે ઉપરની હકીકત પોતે નજરે જોયેલી છે એમ મને જણા યુ ત્યારે મારા મુખમાથી એવો ઉદ્ગાર નીકળી પડયો કે, 'મૂત્રચિકિત્સા એક ચિકિત્સા ગણીએ તો તે આયુર્વેદનુ જન્મસ્થાન ગણાય.'

# પાયોરિયા

એક રમૂજી પ્રસંગ બની ગયો. અમદાવાદમાં કોંગ્રેસના કેટલાક જુવાન કાર્યકરો મૂત્રપ્રયોગ અંગે સારો રસ લે છે. મૂત્રને તેમણે 'કાકાકોલા'નું વિશિષ્ટ નામ આપ્યું છે. એમને એમ લાગે છે કે રાવજીકાકા આવું શું પાગલપણું લઈને બેઠા છે? એટલે કોઈકકોઈ સહેજ બીમારીની ફરિયાદ કરે તેને તુરત કહે કે, ' તમે 'કાકાકોલા' પીઓ.' આવી વાતો સાંભળી મને પણ આનંદ આવતો. અને તેમના આવા આનંદ માનવામાં મને માઠું નથી લાગતું એમ સમજી તેઓ નિશ્ચિંતપણે મજા માણતા.

એક દિવસ જ્યાં હું રહું છું ત્યાં પંચશીલ સોસાયટીમાં રાત્રે નવ વાગે બધા સરખે સરખા મિત્રો મારા મકાનની પડોશમાં બેઠા હતા. અને અલકમલકની વાતો કરતા હતા. હું પણ તેમના આનંદમાં ભાગ પડાવવા ગયો. ભાઈ મનુભાઈ પટેલ–ગુજરાત પ્રદેશ સેવાદળના દળપતિ–તે પણ ત્યાં બેઠા હતા. તેમને એકાદ માસથી દાંતનું દરદ શરૂ થયેલું. અને દાતમાં પરુ થવા માંડેલું. તેથી તે દાંતના ડૉક્ટર સાહેબની સારવાર લે. ' આમાસોન ' નામના પાવડરના કોગળા, વિટામીન સી અને કેલ્શ્યમની ગોળીઓના સેવનથી શરૂમાં ફેર પડ્યો. પણ બીજી બાજુના અવાળામા પરુ ભરાવા માંડેયું. તેમને અને ડૉક્ટરને એવી શંકા આવી કે કદાચ પાયોરિયા થાય અને બધા દાંત કઢાવી નાખવા પડે ૩૨ વરસના જુવાનજોધ જેવા અને ગોળમટોળ મોંઢાવાળા મનુભાઈના દાંત કઢાવી નંખાય તો તે કેવા દેખાય ! પછી તો ખોરાક પણ પૂરો ચાવીને ખવાય નહીં. ચાવ્યા સિવાયનો ખોરાક પચાવવામાં પણ ખામી આવે અને પછી. તેમાંથી અનેક ઉપાધિઓ ઊભી થાય. આ અંગે તે પોતે પોતાના

દુઃખની કહાણી કહેતા હતા. તેવામાં હું ત્યાં જઈ ચડયો. મારું તો કામ જ થઈ પડયું છે કે વિના સંકોચે હું ઉપચાર સૂચવું. મેં તેમને મૂત્રનો ઉપચાર સુચવ્યો. મનુભાઈ તે સાંભળીને બોલી ઊઠયાઃ 'હું તો તે વાતમાં માનતો જ નથી. અમે કેટલાક મિત્રો ભેગા થયા હોઈએ અને તમારી આ વાત નીકળે ત્યારે મજાક કરીએ છીએ કે અમદાવાદ મ્યુનિસિપાલિટીની બધી મૂતરડીઓનો પ્રવાહ મૂત્રચિકિત્સા કેન્દ્ર તરફ વાળવો અને ત્યાં ભેગા થયેલા મૂત્રના બાટલા ભરી 'કાકાકોલા'નાં લેબલ લગાડી તેની નિકાસ થાય તો મ્યુનિસિપાલીટીને સારી આમદાની થાય.' ભાઈ મનુભાઈનો આ પ્રસ્તાવ સાંભળી બધા મિત્રો પેટ ભરીને હસ્યા.

પણ હું ઠંડે પેટે બોલ્યો, 'મનુભાઈ, તમારી વાત ઠીક છે. તમને આ રીતે મજાક કરવાનો પણ અધિકાર છે પણ યોગ્ય અધિકાર તો ત્યારે જ પ્રાપ્ત થાય કે તમને દાંતનું દરદ છે. તમે સુતા પહેલાં જે દાંતનું વધારે દરદ હોય તેના પર તમારા જ પેશાબનું ભીંજેલું પૂમડું મૂકો અને તમને આરામ ન થાય તો તમને મારી મશ્કરી કરવાનો પૂરો અધિકાર પ્રાપ્ત થશે, તમે જ્યાં સુધી એવી ખાતરી ન કરી જોઈ હોય ત્યાં સુધી તમને આવી મશ્કરી કરવાનો અધિકાર નથી. માટે તમે આટલું તો કરી જુએ ને!'

મારી દરખાસ્ત તેમને તુરત તો વ્યાજબી લાગી નહીં. તે ચૂપ રહ્યા. ચીતરી ચઢે એવો પ્રયોગ કોણ કરે? એમ વિચારીને રાત્રે પૂમડું મૂકયું નહીં. પણ સવારે પાંચ વાગે તે ઊઠયા અને સહેજ ટીખળ ખાતર પ્રયોગ કરી જોવા પૂમડું મૂકી પાછા સુઈ ગયા. અને સવારે છ વાગે ઉઠયા, એક કલાકમાં તો જાણે જાદુઈ અસર થઈ હોય તેમ રાહત થઈ અને તેમનો વિરોધ શમી ગયો. અને શ્રદ્ધાપુર્વક આગળ પ્રયોગ ચલાવવા નક્કી કર્યું. સવારના પહોરમાં ઊઠતાં જ તેમણે ઉત્સાહથી રાત્રે જેમની સાથે વાતો કરતા હતા

તેમને કહેવા માંડયું કે, 'આશ્ચર્ય બની ગયું! સવારે એક જ પૂમડું મૂકયું ને મારું દરદ શમી ગયું. પછી તો તેમણે દાંત અને દાઢોના પેઢુમાંથી દાબી દાબીને પર કાઢવા માંડયું અને સૂચના પ્રમાણે પેશાબના કોગળા કરવા માંડયા. કાંઈક પીવામાં પણ ઉપયોગ કરવા માંડયો. બરાબર ચોથે દિવસે તો ભાઈ મનુભાઈનું દરદ નિર્મૂળ થઈ ગયું. મારી પાસે આવ્યા અને મને કહ્યું: "હવે હું તમને મારું નિવેદન આપવા તૈયાર છું." મેં કહ્યું કે જરૂર હશે તો લોકહિતાર્થે તમારું નિવેદન લઈશ પણ હવે તમને આ જીવનજળ અંગે ખાતરી થઈ હોય તો વિના સંકોચે તમે તેના પ્રચારક બનો. તેમણે તેમ કરવા માંડયું. જ્યારે કેટલાક મિત્રોના મંડળમાં બેઠેલા એક મિત્રે મને કહ્યું કે: તમારી પ્રવૃત્તિમાં "મનુભાઈ પણ મુંડાયા" અને હવે પ્રચારક બન્યા છે. ત્યારે મેં કહ્યું કે: 'મૂળ દ્રવ્યમાં તેવી શકિત છે એટલે જેઓ સરળ સમજના હશે તેઓ તો પ્રચારક થવાના જ. પણ સુચના અને ડહાપણનો ઈજારો લઈને બેઠા હશે તેઓ જ રહી જવાના અને નાહક દુ:ખી થવાના.'

ઉપરનું વર્ણન લખીને મેં ભાઈ મનુભાઈને આપ્યું અને તેમાં કઈ ભૂલચૂક હોય તે સુધારવાનું અને વધઘટ હોય તે દુરસ્ત કરવાનું સુચવ્યુ. તેમણે તે પ્રમાણે ચોકસાઈથી દુરસ્ત કરી મને તા. ૧૨-૫-'૬૧ના રોજ આપ્યું. એટલે તેમાં એક શબ્દનીયે અતિશયોકિત કે ઊણપ નથી.

## આખા શરીરના સોજા

રામનગર સાબરમતી (અમદાવાદ) માં દૂધ વેચવાનો ધંધો કરતા શ્રી નારણભાઈ મોહનલાલનાં પત્ની પશીબહેનને આખા

શરીરે આવેલ સોજાના રોગ ઉપર સ્વમૂત્રપ્રયોગ કરાવવા, મૂત્ર-ચિકિત્સાલયમાં મંગળવાર તા. ૨૫-૪-'૬૧ના રોજ દાખલ કરવામાં આવેલા. તેમની ઉંમર ૨૫ વર્ષની, અને છેલ્લા ૧॥ વર્ષથી તેમને સોજા આવેલા. આ રોગ માટે તેમણે ઘણા વૈદ-ડૉક્ટરોની દવા કરેલી. અમદાવાદની વાડીલાલ સારાભાઈ હોસ્પિટલમાં બે વખત, પહેલી વાર ૨૦ દિવસ તથા બીજી વાર ૧૨ દિવસ સારવાર માટે રહેલાં. ત્યાં રાબેતા મુજબ, ઇન્જેક્શનો, પીવાના મિક્ષ્ચરો અને ખાવાની ટીકડીઓ આપતા. તે પહેલાં કાળુપુર ધનાસુથારની પોળ પાસે આવેલ ગુલાબબાઈ જનરલ હૉસ્પિટલમાંથી ૨૦ દિવસ સુધી તેમણે દવા લીધેલી. પાટણમાં જઈ ત્યાંના કોઈ ખ્યાતનામ ડૉક્ટરની પણ ૨૦ દિવસ સુધી દવા કરેલી. આ બધે સ્થળે ફરી વળ્યા છતાં, તેમને જરા પણ ફાયદો થયેલ નહીં. દવા ચાલુ હોય ત્યાં સુધી દવાના જોરથી રોગ દબાયેલો રહે પણ રોગ મટે નહીં. છેવટે પશીબહેનના સસરાએ સ્વમૂત્ર ચિકિત્સા વિષે કયાંક સાંભળ્યું અને તેમને મૂત્ર ચિકિત્સાલયમાં દાખલ કરી સ્વમૂત્રચિકિત્સા કરવા નક્કી કર્યું.

તેમને ચિકિત્સાલયમાં તા. ૧૪-૫-'૬૧ સુધી એટલે કે કુલ ૨૦ દિવસ સુધી રાખવામાં આવેલા. દાખલ થયેલ તે દિવસ બાદ કરતા ચિકિત્સાલયમાં તેમના ઉપર કુલ ૧૯ દિવસ સુધી નીચે જણાવ્યા પ્રમાણે પ્રયોગ કરવામાં આવેલો.

(૧) શરૂઆતમાં બે દિવસના નકોરડા ઉપવાસ કરાવવામાં આવેલા. ઉપવાસ દરમ્યાન દિવસરાતમાં જેટલો પેશાબ ઊતરતો તે બધો પીતા. તરસ લાગે ત્યારે ઉકાળીને અરધું બળી ગયા પછી ઠારેલું પાણી પીતા.

(૨) ત્રીજા દિવસથી, પાણી આપવાનું બંધ કરેલું, ને તરસ લાગે ત્યારે ચમચી ચમચી ગાયનું દૂધ પીવાનો ક્રમ શરૂ

કરેલો. આ પ્રમાણે ૭ દિવસ સુધી રોજનું ા શેર ગાયનું દૂધ આપવામાં આવેલુ. ૮મા દિવસથી દૂધનું પ્રમાણ વધારી રોજનું ૧ શેર કર્યું. ત્યાર પછી ત્રણ દિવસ સુધી રોજ ૧ા શેર લેતા પછી ક્રમે ક્રમે રોજ રોજ થોડું થોડું વધારી, રોજનું ૨ાા શેર લેતા. આ બધા દિવસો દરમ્યાન પણ જેટલો પેશાબ ઊતરે તે પીવાનું ચાલુ જ હતું.

(૩) ૩ થી ૪ દિવસ રાખી મૂકી જૂના થયેલ પેશાબનું રોજ સવારે ૧ કલાક સુધી તેમને આખા શરીરે માલિસ કરવામાં આવતું.

આ પ્રમાણે ૧૯ દિવસના પ્રયોગથી સોજા ૭૫ ટકા ઓછા થઈ ગયેલા. ૨૦ મે દિવસે એટલે કે તા. ૧૫-૫-'૬૧ની સવારે તેઓએ ચિકિત્સાલયમાથી રજા લીધી ત્યાર બાદ ઘરે જઈ ઉપર મુજબ જ પ્રયોગ ચાલુ રાખ્યો.

તા. ૨ ૭-'૬૧ના રોજ તેઓના સસરા શ્રી મોહનલાલ તુલસીરામ ચિકિત્સાલયમા આવ્યા ને સમાચાર આપ્યા કે ઘરે ગયા પછી પશીબહેનને ૧૦-૧૨ દિવસમા જ સોજા મટી ગયેલા. હાલ મુદ્દલે સોજા નથી, તબિયત પહેલા કરતાં ઘણી સારી થઈ ગઈ છે, ચાલુ ખોરાક ઉપર ચઢી ગયા છે, હરીફરી શકે છે તેમ જ ઘરનું બધું કામકાજ કરી શકે છે

આમ, સ્વમૂત્ર પ્રયોગની આ કેસમા પણ સફળતા પુરવાર થઈ છે.

## ગેંગ્રીન

તા. ૧૨-૧૨-'૬૩

જૂની જીયરડીથી પા શ કરભાઈ ભાઈજીભાઈના જયહિંદ. વિચાર વિનિમય સમાનુ આપનુ આમંત્રણ મળ્યુ. આભાર

' કસ્તૂરિયો મૃગ જેમ પોતાની દૂંટીમાં કસ્તૂરી રહેલી હોવા છતાં તેને તે બહાર શોધતો ફરે છે, તેમ મનુષ્યને કુદરતે પોતાની કોઈ પણ કારણથી થયેલી નાતંદુરસ્તીને તંદુરસ્ત બનાવવા માનવમૂત્ર રૂપ કસ્તૂરી બક્ષેલી છે, છતાં તેની અજ્ઞાનતાએ નાતંદુરસ્ત થતાં તંદુરસ્તી માટે અનેક પ્રકારની બાહ્ય ઔષધિમાં સમય અને સંપત્તિ બગાડતો રહે છે. તેમાં કેટલાક શક્ય રોગોમાં સફળતા પ્રાપ્ત કરે છે. પરંતુ અશક્ય (અસાધ્ય) રોગોમાં તો તેને સમય શકિત અને સંપત્તિના ભોગે અથડાવાનું અને દુઃખી થવાનું જ રહે છે એ મારા જાત અનુભવનું સત્ય છે.

આઠેક માસ પહેલાં મારા જમણા પગનો પંજો બુટ પહેરી થોડું ચાલતાં તપી જતો. તેમાંથી થોડા વખત પછી તે જ પગના અંગૂઠે ભમરો (ઝામર) નીકળે તેમ નીચેના ભાગમાં પાક ચડે તેવી ચામડી થઈ શ્યામ પડવા માંડી. અને તેમાં તણખા મારવા લાગ્યા. દિવસો જતાં એ તણખા સહન ન થઈ શકે તેવા બહુ મારવા લાગ્યા. પછી નજીકના ડૉકટરને બતાવતાં તેમણે આ દર્દ ગેન્ગ્રીનના જેવું છે એવું નિદાન કરી તેમના અનુભવ પ્રમાણે પખવાડિયું ઇન્જેક્શન અને દવા કરી છતાં તેમાં કાંઈ સુધારો જણાયો નહીં. ત્યાર પછી વડોદરા એક બે સર્જન ડૉકટરની પાસે બતાવતાં ગેન્ગ્રીન એ નામનો રોગ નક્કી થયો. સર્જન ડૉકટરની સલાહ એવી થઈ કે ઘણી વખત આ રોગનું કારણ પગને જોડતી લોહીની નસ ઉપર —બાજુના પડખામાં કોઈ તેવા તંતુ દબાણ થતાં—છેવટના ભાગને (અંગૂઠે) લોહી પહોંચી શકતું નથી. તેનું ઓપરેશન કરતાં કદાચ સુધારો થઈ જાય એવો સંભવ ખરો. નહીં તો પછી એ પગને ઘુંટણની ઉપરથી કપાવરાવો પડે. "સુધારો થઈ જાય એવો સંભવ ખરો." એ શબ્દ ઉપર વિશ્વાસ રાખી ડૉકટરના કહ્યા પ્રમાણે પગ ઉપરના જમણા પડખે ઓપરેશન કરાવ્યું. અઠવાડિયામાં દવાખાનામાં સાધારણ આરામ જેવું લાગ્યું. ઓપરેશન રુઝાતાં ઘેર ગયો.

તણખામાં સાધારણ ફેર પડચો. પરંતુ પગની પીંડી જે પાતળી થતી જતી હતી તેમાં લાંબો ફેર પડચો નહીં. ઓપરેશન પછી ડોકરના કહ્યા પ્રમાણે ઈન્જેક્શન અને ગોળી થોડો વખત લીધા કરી. પરંતુ તફાવત માલૂમ પડચો નહીં. ફરી ડૉકટર પાસે ગયા. ડૉકટરે કહ્યું કે, હજી પણ દવા અને ઈન્જેક્શનો થોડો વખત લેતા રહો. ફાયદો થાય તો ઠીક, નહીં તો પછી પગ કપાવ્યે જ છૂટકો. મને એમ લાગ્યું કે હવે ઓપરેશન કરાવ્યા વિના શાંતિ થાય તેમ નથી. તણખા મારવાથી રાતદિવસ ઊંઘ આવે નહીં. ખોરાક બિલકુલ ઓછો લેવાય. ભૂખ પણ લાગે નહીં. હવે શું કરવું એ વિચારમા પડચો.

વિચાર કરતાં કરતાં માનવમૂત્ર નામનું પુસ્તક છે તે હું જાણતો હતો. પરંતુ તેના ઉપર લક્ષ નહોતું. છેવટે મે તે મંગાવ્યું. એ વાંચતાં મને એક આશ્વાસન મળ્યું. અને થોડા દિવસ વિચાર કરી હું આપણા સંશોધન કેન્દ્રમાં આજથી એ માસ ઉપર આવ્યો. ત્યાં નારણભાઈનાં સલાહસૂચન નીચે રહી મેં પાંચ દિવસ નકોરડા ઉપવાસ કર્યા. દિવસનો નીકળતો બધો જ પેશાબ પીવાનું અને રાત્રીનો પેશાબ માલિસ અને અંગૂઠા ઉપર પોતાં મારે રાખી મેં પ્રયોગ કર્યો. મને તણખા મારતા સાધારણ ઓછા થયા એટલે મને મૂત્રપ્રયોગથી મટશે જ એવી આશા બંધાઈ. અંગૂઠાનો નખ અને નીચેની ચામડી શ્યામ પડેલા તે મૂત્રચિકિત્સાલયની દેખરેખ રાખતા મગનભાઈ ડૉકટરની સલાહથી તેમની પાસે જ કાપી નાખ્યાં. કાપી નખાવ્યા પછી હું ઘેર રહી પ્રયોગ કરીશ એમ વિચારી નારણભાઈની સલાહ લઈ ઘર આવ્યો. ઘેર આવી મેં એ પ્રયોગ સાદો ખોરાક બે ટાઇમ લઈ ચાલુ રાખ્યો છે. મીઠું હજી પણ હું ખાસ ખોરાકમાં વાપરતો નથી. હજી પણ એ પ્રયોગ ચાલુ છે એ પ્રયોગથી અત્યાર સુધીમાં મને આઠ દસ આની ફાયદો છે. બીજી

રીતે મને ઘણો આરામ છે. મને લાગે છે કે આ પ્રયોગ ચાલુ રાખતાં મને બે-ત્રણ માસમાં સંપૂર્ણ સારું થઈ જશે એવું લાગે છે.

સંજોગવશાત્ મારાથી વિચારવિનિમય સભામાં હાજર રહી શકાય તેમ નથી. તેથી આ પત્ર દ્વારા મેં મારો અનુભવ મોકલ્યો છે તે સ્વીકારી આભારી કરશો. એ જ.

નોંધ :- આ ભાઈ તા. ૧-૪-'૬૪ના રોજ કેન્દ્ર પર આવી પોતાને તદ્દન મટી ગયું છે તે બતાવી ગયા છે. ભારતમાં આ કેસ પ્રથમ છે.

## ઉપસંહાર

આ પુસ્તકનાં પ્રકરણો શરૂ કર્યાં ત્યારે મને ખબર નહોતી કે ઉપસંહાર લખવા જેટલી સામગ્રી મને મળી રહેશે. પણ તેટલી સામગ્રી મને મળી તે માટે હું પ્રભુનો ઉપકાર માનું છું. મને જે નિવેદન કે વાત શંકાસ્પદ લાગ્યાં તે મેં આ પુસ્તકમાં લખ્યા નથી. મેં જે કાંઈ વિધાન કર્યું છે તે ચોકસાઈ કરીને કર્યું છે. છતાં માનવમાત્ર ભૂલને પાત્ર છે. કાંઈ ભૂલ થઈ ગઈ હોય તો હું ક્ષમાને પાત્ર છું.

મૂત્રચિકિત્સા મારે મન વૈદકીય વિષય નથી. વૈદકીય દૃષ્ટિએ આ પુસ્તક લખાયું નથી. જોકે તે શરીરનું સ્વાસ્થ્ય મેળવવા માટે સંપૂર્ણ રસાયણ છે. એટલે કે વૃદ્ધાવસ્થાના બધા રોગો હણીને વૃદ્ધને યુવાન જેવી કાંતિ અને શક્તિવાળો બનાવે છે તેમ જ વિષહર છે. છતાં પણ તેને વૈદકીય સાધન તરીકે આવકારતો નથી. માનવ એકલાને નહીં પણ જીવમાત્રને તેના શારીરિક સ્વાસ્થ્ય માટે આ શરીર સાથે જ બક્ષેલું કુદરતી અંગ છે. તે માટે તેને સહગોત્રી તરીકે આવકારું છું. તેની મારફતે હું કિરનારે રચેલી સમગ્ર

કુદરત સાથે તાદાત્મ્યભાવ સાધી શકું એવી તેનામાં શક્તિ છે. તેની સાથે એ તાદાત્મ્યભાવ આપણામાં કેળવાયેલો હોય તો જ તે શરીરસ્વાસ્થ્યનું સંપૂર્ણ સાધન બની શકે તેમ છે. આમ કહીને હું એ કહેવા માગું છું કે, જો તેને અનુભવની એરણે ચઢાવેલી શાસ્ત્રીય પદ્ધતિએ વાપરવામાં આવે તો તેના ઉપયોગમા કદી નિષ્ફળતા હોય જ નહીં. ઈંગ્લંડમાં સ્વ. જોન આર્મસ્ટ્રોંગે વરસોના અનુભવે તેનો ઉપયોગ કરવાની પદ્ધતિ નક્કી કરી હતી. અને તે પ્રમાણે કામ કરતા કોઈ પણ કેસમાં મુખ્ય દ્રવ્યના દોષે નિષ્ફળતા મળી જ નથી. અહીં આપણે તેવી પદ્ધતિ (ટેકનિક) ઊભી કરવી પડશે. તે માટે શરીરની રચના અને તેના દોષોના અભ્યાસીઓએ સંશોધનવૃત્તિથી કાર્ય કરવું પડશે. એમા સમય નહીં લાગે અને મુસ્કેલી નહીં પડે; કારણ કે આમાં શરીરની નાદુરસ્તીને નિવારી તંદુરસ્તી પ્રાપ્ત કરવામાં અન્ય ચિકિત્સા પદ્ધતિની જેમ હજારો દ્રવ્યોનો અખતરો કરવાનો નથી. એક જ દ્રવ્ય સાથે તદાકાર થવાનું છે. એટલે એલોપથીના કોઈ નિષ્ણાતને પોતાનાં હજારો દ્રવ્યો અને શરીરના રોગોનો અભ્યાસ કરી તેનો મેળ બેસાડતાં વરસોનાં વરસો જાય છતાં એ નિશ્ચિત કહી શકાય નહીં. અગર બે નિષ્ણાતો કદાચ એકમત ન થઈ શકે કે અમુક દ્રવ્ય અમુક રોગને નિર્મૂળ કરવા માટે સંપૂર્ણ છે પણ મૂત્રચિકિત્સા માટે એવું કાંઈ નથી. તે એક જ વસ્તુ બધા માટે સંપૂર્ણ છે. ફક્ત જે શરીર માટે ઉપયોગ કરવાનો છે તેનું નિદાન કરવાનું છે. ખરી રીતે તો નિદાનની પણ જરૂર નથી. પણ તે શરીરની શક્તિ, અહીંની આબોહવા તેને કેટલા પ્રમાણમા કેવી રીતે વાપરવું તેની રીત, તે વાપરતી વખતે અને તે પહેલા તથા ત્યાર બાદ પથ્યાપથ્ય શું હોય એ બધી વાતનો ચોક્કસ નિર્ણય થવો જોઈએ, એટલું જ નહીં પણ આ પ્રયોગમા પડનારે આહારવિહારમાં વિવેકશીલ રહેવું જોઈશે; કારણ કે માણસના માનસિક દર્દ અને

જ્ઞાનતંતુઓની ખામી પણ શરીરની ખામી છે અને આ સાધનથી તે ખામી પણ પૂરી શકાય છે. આવી અમોઘ શકિતવાળા આ સાધનના ઉપયોગ માટે ભારે કાળજી રાખવી જોઈએ.

પણ કાંઈ પ્રયત્ન વિના મળી ગયેલા હેવાલો જોતાં હું જોઉં છું કે આપણી પ્રણાલી જેમ તેમ કરીને જીવવાની છે. કોઈ પણ કામ પદ્ધતિસર નહીં, તેના નિયમ પ્રમાણે નહીં પણ આપણી અનુકૂળતા પ્રમાણે કરવાને આપણે ટેવાઈ ગયેલા છીએ. એવી ટેવ આ પ્રયોગમાં ચાલશે નહીં. તેમ કરવાથી આ સર્વોત્તમ સાધનને નાકામિયાબ બનાવી તેને વગોવી નાખીશું. જેનાથી આ પ્રયોગ સાથેનું નિયમન પળાય નહીં, તેની પરહેજી પળાય નહીં, તેને માટે જોઈતી ધીરજ રખાય નહીં અને આચારવિચાર, આહાર અને વિહારમાં શુદ્ધતા જેનાથી જળવાય નહીં, તેણે કૃપા કરી આ સાધન વાપરવું નહીં. મને નિવેદન આપનાર કેટલાક મિત્રોને આ પુસ્તકમા દુઃખદ એકરાર કરવો પડયો જ છે કે "તમે બીડીનું વ્યસન છોડવાનું કહ્યુ છે તે છોડયું નથી; તળેલો, ભારે કે મસાલા-વાળો ખોરાક નહીં ખાવાનું જણાવ્યું છે, પણ મેં શિખંડ અને ભજિયાં ખાધાં છે; છતાં મને ફાયદો થયો છે." આવાં ભાઈબહેનોને હું કહું છું કે, તમે તેની પરહેજી નથી પાળી છતાં ફાયદો થયો છે તે મોટી વાત નથી, ભલે ફાયદો થયો પણ ન થયો હોત અને અપથ્ય ખોરાક કે ખોટા વ્યસનથી થયું હોત તો તેનું શું પરિણામ આવત તે તમે જાણો છો? તમે એમ ન કહેત કે અમારા દોષે આ નુકસાન થયું છે. પણ એમ જ જાહેરાત થાત કે, "અમુક માણસ મૂત્ર-ચિકિત્સા કરવામાં તો મરી ગયો." અને તેનો લાભ હિતસંબંધીઓ લેત. માટે આકરા શબ્દોમાં એ ચેતવણી આપવી પડી છે કે, કૃપા કરીને વારંવાર જણાવેલી સૂચના અનુસાર નિયમન પાળીને જ આ સાધનનો ઉપયોગ કરવો.

હું નજર ફેરવું છું તો મને જણાય છે કે જગતભરમાં કોઈ પ્રજાની જીભ વધારે સ્વાદીલી હોય તો ગુજરાતીની છે. તેના જીભના ભસકા અને ચસકાનો પાર નથી. અમદાવાદનાં દૈનિક છાપાંઓમાં નવી નવી વાનગીઓની બનાવટ વાંચીને મને તો ત્રાસ છૂટે છે ખાટો, ખારો, તીખો, તુરો, કડવો વગેરે બધા સ્વાદોનું મિશ્રણ કરી વાયુ, પિત્ત અને કફથી દોષિત દ્રવ્યોનું એકબીજાનું મારણ ભેગું કરીને સ્વાદનો એવો ખીચડો ભેગો કરાય છે કે સીધો સ્વાદ જણાય જ નહીં અને અમૃત જેવા પોષક ખોરાકને ઝેર કરીને ખવાય છે; આવી વાનીઓ જે બહેન બનાવે તે પોતાની જાતને હોશિયાર ગણે અને પરિણામે દિવસનો મોટા ભાગનો દુર્વ્યય થાય તેમ જ ઘરનાં માણસોના શરીર પર તેવા ખોરાકની માઠી અસર તો થાય છે જ. આવી બધી ઘેલછા ગુજરાતી બહેનોએ ત્યજવી જોઈએ અને ઘરનાં છોકરાં અને અન્ય પાત્રોના શરીર-સ્વાસ્થ્યની જવાબદારી માથે લઈ ઘરમાંથી એવા ખોરાકની બનાવટનો બહિષ્કાર કરવો જોઈએ. કુદરતે ખોરાકમાં આપણા શરીરને પોષક એવાં જે તત્ત્વો મુકયાં છે તેને સ્વાદિષ્ટ બનાવવાના નામે નષ્ટ કરવાં એ કુદરત સામે અને માનવ જાત સામે ભારે ગુનો છે. એ માટે તો ગાંધીજીએ 'જેણે ઇન્દ્રિયો જીતી તેણે જગત જીત્યું' તેની પાછળ એક સૂત્ર ઉમેર્યું કે, 'જેણે જીભ જીતી તેણે ઇન્દ્રિયો જીતી.' આ બધી વાનગીઓ, મરીમસાલાથી ભરપૂર શાક, તરકારી, ભજિયા, ખમણ વગેરે વસ્તુઓએ ગુજરાતી જુવાનો અને યુવતીઓનાં શરીર માયકાગલાં અને રોગિષ્ઠ બનાવી દીધાં છે. આ માટે ચેતવા જેવું છે.

પણ હું હવે વિશેષ લાંબું નહીં કરું. અર્થાત આ મૂત્રચિકિત્સાનો પ્રયોગ કરનાર આ પુસ્તકમા સૂચવેલી અને હવે પછી તેના અનુભવની જે જે સૂચનાઓ જનહિતાર્થે જાહેર કરે તે બધી

સૂચનાઓ સંપુર્ણ અમલ કરવાનો નિર્ણય કરીને પછી આ પ્રયોગ શરૂ કરશે તો તેને જરૂર લાભ થશે તેમ નહીં કરે અને ગાફેલ રહેશે તો નુકશાન થશે પણ માનવહિતકારી સુંદર પ્રયોગને વગોવી અનેકોને નુકસાન કરશે એટલે કે તેનો લાભ લેતાં લોકોને અટકાવશે.

-આ કાર્ય પીડાતી જનતાની સેવાનું છે. રોગથી પીડા પામતો ભલે સોનાની ગાદી ઉપર સૂતો હોય; પણ તે સોનાની ગરમી તેના દર્દની પીડામાથી તેને રાહત આપતી નથી. કેટલીક વખત એ ગરમી પીડા વધારે પણ છે. એટલે પીડાતા દરદી ધનપતી હોય કે ગરીબ હોય તે બધાયને સરખું દુઃખ થાય છે. તે બધાય પોતાની પીડાથી પીડાય છે; એટલે આ ચિકિત્સાથી બધાયને ભારે રાહત મળે તેમ છે. છતાં શ્રીમતો પોતાના સાધનના બળે ચાલુ તબીબી પદ્ધતિએ પોતાનાં દરદને કદાચ મટાડે, પણ ગરીબને હવે તે પાલવે તેમ નથી: તે તો આર્થિક તંગીથી તંગ થઈ રહ્યો છે. આ રાક્ષસી ખર્ચાળ પદ્ધતિને ગરીબો પહોંચી ન વળે. માટે, આ ચિકિત્સા ગરીબો માટે તો આશીર્વાદ સમાન છે. હું માનુ છુ કે ઘણા યુવાનો શરૂઆતમાં તો ગરીબોની કે દરદોથી પીડાતી માનવજાતની સેવા કરવાના હેતુથી તબીબી અભ્યાસ શરૂ કરે છે અને તેની પાછળ ખૂબ નાણાં ખર્ચે છે. પણ પાછળથી તે ખર્ચો તેમને ભારે થઈ પડે છે. તેને પહોંચી વળવાને તેમ જ પોતાના ધંધાની ચાલુ ઘરેડમાં રહી પોતાની પ્રતિષ્ઠા સાચવવાની મહત્ત્વાકાંક્ષામાં પડે છે. પરિણામે ગરીબોની સેવા રહી જાય છે. પણ આ ચિકિત્સામાં એવું નથી. આમાં દરેક જણે પોતાના ડાક્તર થવાની વાત છે અને અભણ માણસ પણ સામાન્ય કાળજી રાખી પોતાના સાધનથી જ પોતાનું સ્વાસ્થ્ય સાચવી શકે તેવી આ કળા છે. હું શાસ્ત્રોને માનું છું—શ્રદ્ધાપૂર્વક માનું છું, પણ શાસ્ત્ર મનાતાં પુસ્તકોમાં જે કંઈ લખ્યું છે તે બધુંય શાસ્ત્રીય

છે એમ માનતો નથી; કારણ કે મૂળ શાસ્ત્રોમાં ઘણાઓએ આક્ષેપક ગણાય એવાં લખાણ ઘુસાડી દીધા છે. તેમ જ શાસ્ત્રમાં ગણાતાં પુસ્તકોમાં નથી લખાયું માટે તે હયાતીમાં ન જ હોય તથા ખોટું છે એમ પણ હું માનતો નથી, કારણ કે શાસ્ત્રકારો અભ્યાસી ઋષિમુનિઓ, ચિંતકો કે અનુભવી ચિકિત્સકો હોઈ તેમણે લખ્યું છે તે વિચારવા જેવું તો હશે, છતાં પણ તેઓ પણ પરિમિત શક્તિવાળા મનુષ્યો હતા. તેમને બધી જ ખબર હતી તેવું તો ન જ કહેવાય. તેમ જ તેમણે જે લખ્યું નથી તે જગતમાં હોય જ નહીં એવું પણ નથી. **શાસ્ત્ર એટલે શક્તિશાળી ચિંતકોના સ્વાનુભવથી નક્કી થયેલી પ્રણાલી** છે. જે વસ્તુ આજ સુધીનાં શાસ્ત્રોમા નથી-તે વસ્તુનો સ્વાનુભવ કરી જગત પાસે રજૂ કરી તેને વિશેષ અનુભવની એરણ પર ચઢાવી ચકાસી જોઈ એટલે **તે વસ્તુ શાસ્ત્રીય બની.** પ્રશ્નોનો ઉકેલ આમ વિશાળ દષ્ટિથી થાય તો કોઈ પણ જ્ઞાનમાં પ્રગતિ થાય. આપણે એક જ વસ્તુ લઈને બેસી જઈશું અને કહીશું કે મારા કૂવામા છે તે ખરું છે અને બીજો કૂવો ગંધાતો છે, તો આપણો કૂવો પણ ગંધારો આયુર્વેદના અનુયાયીઓએ આયુર્વેદની આવી દયાજનક દશા કરી નાખી છે ધંધાની હરીફાઈને કારણે કે જ્ઞાનના આડંબરને કારણે કે અંદરો અંદરની દ્વેષવૃત્તિને કારણે આયુર્વેદના અનુયાયીઓ તેમનો પોતાનો આગવો કૂવો કરી બેઠા અને પોતાને સૂઝયું તે જ ખરું અને બીજું ખોટું એવી સંકુચિત વૃત્તિ રાખી, વિશેષ સંશોધન અર્થે તપ આદર્યું નહી. તેને પરિણામે સાચી વાત મારી જાય છે અને નકલી વાત વર્ચસ્વ ભોગવે છે આયુર્વેદાલંકારો હોય કે આયુર્વેદાચાર્ય હોય તેમને મારી વિનતી છે કે આયુર્વેદના આદ્યપુરુષે જે કુદરતી પેદાશમાથી આયુર્વેદ રચ્યો **તે જ કુદરતના સર્વોત્તમ અંગના અનુપમ સાધનનો તમે વિચાર કરજો.** સૂર્યનારાયણની શક્તિનું વર્ણન કરવાનું હોય ખરું કે? તેવી રીતે આયુર્વેદમાં

નરમૂત્રનું વર્ણન ફક્ત એટલું જ કર્યું હોય કે નરમૂત્ર વિષઘ્ન છે અને રસાયણ છે, તેનાથી વિશેષ બુદ્ધિશાળી પુરુષો શું કહી શકે? બીજાં જાનવરોના લાભ પરિમિત એટલે તેનું વર્ણન તે પ્રમાણે કર્યું. નરમૂત્રના ગુણનું જ્યાં વર્ણન કરતાં પાર ન આવે ત્યાં વિશેષ વર્ણન ન આપતાં બે શબ્દોમાં વર્ણન કર્યું: 'વિષઘ્ન' અને 'રસાયણ' આપણે પણ કિરતારનું વર્ણન 'નેતી' 'નેતી' શબ્દોથી જ કરીને વિરમીએ છીએ. આયુર્વેદના અનુયાયીઓએ આ મારી વાત વિચારવા જેવી છે; કારણ કે આયુર્વેદ જે સૃષ્ટિના જીવમાત્રના સુખને સારુ સર્જાયો હોય તો તે પૈકી આ મૂત્રના સાધનથી જગતભરના વધારેમાં વધારે દુઃખિઓની સેવા થવાની છે. વિચારવંતોને એથી વિશેષ શું કહેવું? હું સ્વાનુભવને અંતે એક વાતની સ્પષ્ટતા કરવા માંગું છું કેટલાક અનુસરી અને વિચારક વૈદો એમ માને છે કે નરમૂત્ર ઉષ્ણ તીક્ષ્ણ, પિત્તકર્તા, દાહક વગેરે ગુણવાળું છે. આ વિધાન કોણે કયા અનુભવથી નક્કી કર્યું? આઠ જાનવરોનાં મૂત્રના ગુણદોષ આપ્યા છે, તે માણસે આપ્યાં છે. જો તે જાનવરે સ્વમૂત્રના પોતાની જાત પર સ્વાનુભવ કર્યા પછી તેના ગુણદોષ વર્ણવ્યા હોય એવો ઉલ્લેખ કોઈ સ્થળે છે? તે જાનવરોનાં મૂત્ર માણસજાત માટે ભગવાન ચરકે વર્ણવ્યા પ્રમાણે ગુણદોષવાળાં હશે પણ તે જાનવરનું પોતાનું મૂત્ર પોતા માટે કેવા ગુણદોષવાળું છે તેની કોને ખબર? તે તો તે જાનવરને જ ખબર અને તે જાનવર પોતાના દુઃખને શમાવવા પોતાનુ મૂત્ર ભગવાને આપેલી પ્રેરણાને આધીન થઈને વાપરે છે અને વ્યાધિમાંથી મુક્ત થાય છે. તેવી જ વાત માનવમૂત્રની છે એક માનવનું મૂત્ર બીજા માનવ માટે, આયુર્વેદમાં જણાવ્યું છે. તે મુજબ, કદાચ ઉષ્ણ, જલદ, તીક્ષ્ણ અને પિત્તકર્તા હશે: પણ આ મૂત્રચિકિત્સામાં તો એક માનવનું મૂત્ર બીજાને પાઈને તેનુ સ્વાસ્થ્ય મેળવવામાં ઉપયોગી છે એવું છે જ નહીં. ઉલટું એમાં તો નિષેધ

છે કે એકનુ મૂત્ર બીજાને પાવુ' નહી ફક્ત બાહ્ય ઉપચારમા લેવુ પડે તો તે પણ તદુરસ્ત શરીરનુ અને તેમા વળી ગાયના દૂધ પર રહેનાર તદુરસ્ત પુરુષનુ મૂત્ર પુરુષ માટે અને તદુરસ્ત સ્ત્રીનુ મૂત્ર સ્ત્રી માટે લેવાનો નિષેધ નથી આ બધી વાત સશોધન સિવાય કેટલાક મિત્રો પુસ્તકનુ વાચીને કહે છ પણ હુ હવે મારા અને મારા કરતા પણ વિશેષ શ્રદ્ધા અને ધીરજથી બીજાઓએ કરેલા અનુભવને આધારે કહેવાની હિમત કરુ છુ કે માણસનુ પોતાનુ મુત્ર પોતા માટે સાવ નિર્દોષ છે, કાઈ નુકસાન કરતુ નથી અને વિધિપૂર્વક યોગ્ય પ્રમાણમા વાપરવામા આવે તો જરૂર કોઈ પણ રોગમા ફાયદો કરે છે આ શાસ્ત્ર વાચીને કરેલી વાત નથી પણ અનુભવસિદ્ધ વાત છે એ પાછળના પ્રકરણોમા પરદેશના અને અહીના જે કાગળો આપ્યા છે તે પરથી ખાત્રી થશે હજુ કોઈ પણ જાતનો ચાકસાઈવાળો પ્રયત્ન થયો નથી દુ ખીઓએ પોતે પોતાની મેળે જેવુ સમજ્યા તેવી રીતે અધકચરો પ્રયત્ન કરવાથી જે પરિણામ આવ્યુ તેનો અહેવાલ આવો આશાસ્પદ છે, તો શાસ્ત્રીય ઢબે આ પ્રયોગ કરવામા આવે તો તેનુ કેવુ અદ્ભુત પરિણામ આવે તે પણ પાછળ આપેલા અહેવાલોમા છે તેમ શ્રીયુત બાપાલાલ વૈદના જાતઅનુભવના અહેવાલનો કોઈનાથી અસ્વીકાર નહી થઈ શકે તેમણે એક સાચા ચિકિત્સક તરીકે જે અનુભવ્યુ તે લખ્યુ છે તેવુ જ ડોકટર ગુણનિધિ ભટ્ટે ફેફસાના ક્ષયના દરદીને અને હાડકાના ક્ષયના દરદીને મૂત્રચિકિત્સાથી શી રીતે મટયુ તેના આપેલા અહેવાલનો પણ કોઈનાથી ઇન્કાર થઈ શકે તેમ નથી મારી પુત્રવધૂ સૌ કુમુદનો તો મે જાતે મારી દેખરેખ નીચે પ્રયોગ કરાવ્યો અને બાર વરસનો જૂનો દમ ગયો તે હેવાલ મે વિસ્તારથી સારવારમા થયેલી ક્રિયા અને પ્રક્રિયાના વર્ણન સાથે આપ્યો છે, તેમા સહેજ પણ શકાને સ્થાન નથી તેવી

જ બધા કેમોમાં જોઈની સાવચેતી રાખી કોઈ પણ જાતની અતિશયોક્તિ વિના નગ્ન સત્યવાળી હકીકતનું વર્ણન આપ્યું છે. આવા અનુભવોથી શાસ્ત્ર ઘડાય છે. આજ સુધી આવું શાસ્ત્ર ન ઘડાયું હોય તો ભારતના કરોડો ગરીબ પીડિતોને તેમની પીડામાંથી મુક્ત કરવાને આપણે શાસ્ત્ર ઘડીએ, રચીએ અને સર્જીએ તો તેમાં ખોટું શું છે? એમાં માનવજાતની સેવા છે. સેવકો માટે ભારતમાં સેવાનું આ વિશાળ ક્ષેત્ર પડ્યું જ છે

પણ તે શી રીતે થાય એ એક પ્રશ્ન છે. કેટલાક મિત્રો મને કહી રહ્યા છે કે આ પ્રયોગને લોકપ્રિય અને લોકભોગ્ય બનાવવાને મૂત્રચિકિત્સાનાં આરોગ્યભવનો સ્થપાવાં જોઈએ, જ્યાં તે જ ચિકિત્સાથી દરદીઓની સારવાર થાય. હું એ વિચારતો નથી; એટલું જ નહીં પણ હું તેનો વિરોધ કરું. હું તો એમ માનું છું કે આ મુત્રચિકિત્સા ઘરગથ્થુ થવી જોઈએ. છોકરાંની માતાઓએ આ ચિકિત્સામાં નિષ્ણાત થવું જોઈએ. જેમ પહેલાં ડોશીમાના વૈદાનો ડાબલો રહેતો તેમ. આમાં તો ડાબલો રાખવાની પણ જરૂર નહીં. કોઈ વસ્તુનો પરિગ્રહ કરવાની જરૂર નહીં. આવી રીતે તેને ઘરઘરની ચિકિત્સા કરવા માટે આ વાતનો સર્વવ્યાપી પ્રચાર થવો જોઈએ. ઘેરઘેર આ મુત્ર ચિકિત્સાનો સંદેશો પહોંચવો જોઈએ અને ભલેને હાલ કાંઈ વ્યવસ્થિત ધોરણ નથી તોપણ તે ધોરણ પર લોકોએ તેનો ઉપયોગ શરૂ કરવો જોઈએ. તેમાં કાંઈ નુકશાન નથી અને બીજી બાજુ તેમાંથી તેનું શાસ્ત્ર ઊભું થશે. લોકોમાંના બુદ્ધિશાળી માણસો પોતાની બુદ્ધિનો ઉપયોગ નિરંકુશપણે ભલે કરે અને તેમાંથી યોગ્ય પ્રણાલી ઊભી કરે, એમાં કાંઈ નુકશાન નથી, ફાયદો જરૂર છે.

પણ એટલું બસ નથી. આપણે આ વિરાટ કાર્યને અનુભવની એરણ પર ચકાસીને શાસ્ત્રીય રૂપ પણ આપવું જોઈએ. તેના

ઉપયોગનું કાંઈ નિયમન પણ કરવું જોઇએ. આ ચિકિત્સાથી લાભ જ થાય અને વિશેષ સારી રીતે લાભ થાય એવાં સંશોધન કરવાં જોઈએ. જોકે એક વાત ચોક્કસ છે કે તેના મુળ દ્રવ્યના મિશ્રણથી વિશેષ લાભ-થાય એ વિષે મને શંકા છે. તે તેના મૂળ રૂપે જ કલ્યાણકારી છે. છતાં કોઈ કુદરતી સાધનોથી તેના મૂળ ગુણને કાયમ રાખી અગર દોષને દાખલ કર્યા સિવાય તેના ગુણને વધારવાનો કોઈ જાદુઈ કીમિયો કરશે તો મને વાંધો નથી. પણ મારી દૃઢ માન્યતા છે કે તે શકય નથી.

આવી મર્યાદા સાચવીને આ ચિકિત્સાની શાસ્ત્રીય ઢબ રચવા માટે ગુજરાતમાં મુખ્ય મુખ્ય સ્થળે સંશોધન કેન્દ્રો થાય અને તેમાં આ ચિકિત્સા મારફતે જુદા જુદા રોગોમાંથી દરદીઓને મુકત કરી તેમનું સ્વાસ્થ્ય મેળવી શકાય અને તે સાથે આ કાર્યમાં શ્રદ્ધા અને રસવાળા વૈદો કે દાકતરો શરીરશાસ્ત્રના અનુભવી અને વળી ખોરાકશાસ્ત્રના અનુભવી કેવળ સેવાભાવથી મૂત્રચિકિત્સાની શાસ્ત્રીય પ્રણાલી રચવા ખાતર તપ આદરી, આવાં સંશોધન કેન્દ્રોને પોતાની સેવા આપી જુદા જુદા રોગો અંગે અને તેને અપાતી સારવાર અંગે, તે સારવારથી થતી ક્રિયાપ્રક્રિયા અંગે વિગતો, અસરો અને પરિણામોની નોંધ કરી તેમાંથી આ ચિકિત્સાની શાસ્ત્રીય સંકલના, રચે એ પણ જરૂરનું છે. કોઈને પણ લાગશે કે લાખો રૂપિયા ખરચી હોસ્પિટલો બાંધવા કરતાં આ સીધુંસાદું કાર્ય જે થોડા ખર્ચે થઈ શકે અને નિભાવી શકાય તે માનવજાત માટે વધારે રાહત આપનાર નીવડશે.

પ્રભુએ મને જે ચિનગારી આપી તે મે લોકકલ્યાણાર્થે લોકો પાસે મૂકી. ગુજરાતમાં વ્યવહારુ બુદ્ધિ છે તે આ વાતને તેના સાચા સ્વરૂપે કસોટીએ ચઢાવશે. મારી વાતમાં કાંઈ ખામી હશે તો તે પૂરશે અને મને શ્રદ્ધા બેઠી છે કે થોડા સમયમાં ગુજરાતમાં

નાનામોટા ગામડામા અને શહેરોમા ગરીબ અને મધ્યમ વર્ગ આ ચિકિત્સાનો અમલ પોતપોતાને ઘેર કરી તેનો સુદર લાભ ઉઠાવશે તેમ ગુજરાતના શ્રીમતના અને બુદ્ધિશાળી વર્ગના સહકારથી આ ચિકિત્સાની શાસ્ત્રીય પદ્ધતિ નક્કી કરવા માટે આરા ગ્યકેન્દ્રો પણ સ્થપાશે એવી આશા રાખુ તો તે અસ્થાને નહી ગણાય

છેવટે પુનરુક્તિનુ જોખમ વહોરીને પણ હુ છેવટની વાત કરવા માગુ છુ કે, આપણી અજ્ઞાનતાને કારણે દર્દીની વૃદ્ધાવસ્થા અને અશક્તિને કારણે કે તેનુ શરીર અનેક રોગોનુ નિવાસસ્થાન થઈ ગયેલુ હોવાને કારણે આ ચિકિત્સાથી તેને ફાયદો ન થયો હોય તો તે ખામી મૂત્રચિકિત્સાની નહી પણ ઉપર વર્ણવેલી પરિસ્થિતિને લીધે છે એમ સમજવુ વળી બીજી પણ બહુ જરૂરી વાત છે તે એ કે આ ચિકિત્સાનો આશરો લીધો અને આરામ થયો એટલે કોઈએ એમ ન માનવુ કે તેને આહારવિહારમા ગમે તેમ અસયમી રીતે વર્તવાનો પરવાનો મળ્યો, તેણે પથ્યાપથ્યના અને આહારવિહારના નિયમો સારી રીતે પાળવા જ જોઈએ

આવી નમ્ર પણ નક્કર ચેતવણી આપાને કહો કે વિનતિ કરીને કહો, હુ પ્રભુને પ્રાર્થીશ કે,

સર્વથા સૌ સુખી થાઓ, સમતા સૌ સમાચરો,
સર્વત્ર દિવ્યતા વ્યાપો સર્વત્ર શાતિ વિસ્તરો.

૧

# મૂત્રચિકિત્સાનુ હાર્દ

## [ માર્ગદર્શક પ્રશ્નોત્તરી ]

આપણા લોકોની અચોક્કસ વાચન અને વિચાર પદ્ધતિ વિષે એવો ખ્યાલ મને આવી ગયો છે કે, આખું રામાયણ સાંભળ્યા બાદ કથાકારને એવું પણ પૂછનાર શ્રોતાગણ મળે કે, "સીતાનું હરણ થયું ત્યાર પછી તેની સીતા ક્યારે થઈ? એનો કંઈ ઉલ્લેખ તો તમે કથામાં કર્યો નહિ?" આ પુસ્તકના વિષય અંગે પણ મને એવો અનુભવ થયો છે. 'મૂત્રચિકિત્સાનો સ્વાનુભવ'ના મારા લેખના ઘણા વાચકોએ લેખમાં સ્પષ્ટ પણે લખેલી હકીકત વિષે પણ મને પૃચ્છા કર્યું છે અને તેમને જવાબ આપીને હું થાક્યો છું. તેથી આ પ્રશ્નોત્તરી મૂકવાનું મને જરૂરી લાગ્યું છે. વાચક ભાઈ—બહેનોને માટે તે સુગમ થઈ પડશે.

પ્રશ્ન—મૂત્રચિકિત્સાથી ક્યા ક્યા રોગો મટે?

ઉત્તર—મૂત્ર કંઈ એક કે અનેક રોગોની દવા નથી. તે તો કુદરતે આપેલું, આ શરીર હરહંમેશ તંદુરસ્ત અને તાજગીવાળું રહે તે માટેનું માનવને મળેલું કુદરતી સાધન છે.

પ્રશ્ન—એટલે આપણને કોઈ પણ રોગ થયો હોય તો તે મૂત્ર ચિકિત્સાથી મટે એવું તમે કહો છો?

ઉત્તર—એવું હું કહેતો નથી. કુદરત કહે છે. મે પણ તમારી પેઠે સમજવાનો પ્રયત્ન કર્યો અને હું તેવું સમજ્યો.

પ્રશ્ન—તો પછી મને શું દરદ થયું છે તે પણ મારે જાણવાની જરૂર નહીં?

ઉત્તર—શરીરની તંદુરસ્તી સાચવી રાખવાનું સાધન તેને ગણ્યું, એટલે પછી શરીરમાં કયો રોગ થયો છે તે પણ જાણવાની જરૂર હોતી નથી. રોગ શોધી કાઢવાનું કામ પેશાબ પોતે કર્યા કરે છે અને ચોરને ઘરમાંથી કાનપટ્ટી પકડીને બહાર ખેંચી કાઢે છે.

પ્રશ્ન—આ કાંઈ બરાબર સમજાતું નથી. એકાદ દૃષ્ટાંત આપી સમજાવશો ?

ઉત્તર—હા, તમને એક હકીકત કહીને સમજાવવા પ્રયત્ન કરીશ. ઘણાં વર્ષો પૂર્વે મેં જાણેલું કે યોગની સાધના કરનારા સાધકોએ યોગાભ્યાસ શરૂ કરતા પહેલાં પોતાનું શારીરિક સ્વાસ્થ્ય સંપૂર્ણ મેળવી લેવું જોઈએ. એમ ન થાય તો કોઈ પણ નાનો રોગ, યોગસાધનાની મુખ્ય ચાવીરૂપ એકાગ્રતા પ્રાપ્ત કરવામા વિક્ષેપ નાખે. સાધના માટે એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે ધ્યાન કરવા બેઠા અને ઉધરસ ચઢી આવી કે આધાશીશી દુખી કે પેટમા દુખાવો ઊપડ્યો કે ઝાડા થઈ ગયા; તો તુરત એકધ્યાન થવામાં વિક્ષેપ પડે અને બેધ્યાન થઈ જવાય. આવા બેધ્યાનથી યોગ કદી ફલિત ન થાય. માટે યોગનો અભ્યાસ કરનારાનું શરીર રોગરહિત હોવું જોઈએ. એ શી રીતે બને ? પોતાના શરીરમાં નાનોકે મોટો કયો રોગ છે તે આપણને ક્યાંથી ખબર પડે ? અને એવા ક્યા વૈદ્ય કે ડોક્ટરને બતાવીને તેનું સાચુ નિદાન મેળવી તે રોગ અમુક દવ્યોથી મટે જ એવો નિર્ણય થાય ! આમ કદી સાચો અને સલામત નિર્ણય મળે જ નહીં. એટલે યોગીઓએ અભ્યાસથી કે કુદરતી પ્રેરણાથી એવો નિર્ણય કર્યો કે મનુષ્યના શરીરમાં જ તેનાં બનાવેલાં એવા સંપૂર્ણ દ્રવ્યો છે કે તેના યોગ્ય ઉપયોગથી શરીરની બગડેલી તંદુરસ્તી મેળવી શકાય અને સાચવી શકાય.

પ્રશ્ન—આ તો ભારે કહેવાય !. આમ હતું તો પછી આજ સુધી

આ કિલસૂફી કયાં ભાગી ગઈ હતી? હમણાં જ કયાંથી એકદમ જાગી આવી?

ઉત્તર—આ ફિલસૂફી ભાગી તે ક્યાંયે નહોતી ગઈ. આપણી આજુબાજુ રમતી હતી, હજી પણ રમે છે ને આપણે સગી આંખે જોઈએ છીએ; પણ આપણી વ્યભિચારિણી બુદ્ધિ આપણને સમજવા દેતી નથી.

પ્રશ્ન—તમારો આ શબ્દપ્રયોગ સમજાયો નહીં, જરા સ્પષ્ટતા કરશો?

ઉત્તર—કિરતારે આ અગાધ વિશ્વમાં સ્થાવર, જંગમ અને અસંખ્ય પ્રકારના જીવોની રચના કરી. તેમાં છેવટે માનવશરીર સર્જીને પોતાના હાથ ધોઈ નાખ્યા. કિરતારે રચેલી કુદરતમાં માનવકૃતિ એ એની શ્રેષ્ઠ કૃતિ છે. જે સાધન જીવજંતુ, પશુપક્ષી અને જળચર, ગોચર કે ખેચર જીવોને કિરતારે બક્ષ્યું છે તે જ સાધન તેણે માનવને પણ બક્ષ્યું છે. બીજા જીવ કિરતારે આપેલી પ્રેરણાને આધીન થઈ તે સાધનનો સફળ ઉપયોગ કરે છે. માનવી એકલો બુદ્ધિના ઘમંડમા તેનો ઉપયોગ કરતો નથી. અને બુદ્ધિ દ્વારા વૈજ્ઞાનિક સાધન મોટે ભાગે સ્વાર્થ સાધવાના હેતુથી શોધ્યા કરે છે. તેને હુ બુદ્ધિનો વ્યભિચાર ગણુ છુ. માનવસેવા માટે આપેલી બુદ્ધિને ધનલક્ષી બનાવવાની વૃત્તિને હુ બુદ્ધિ સાથેનો વ્યભિચાર ગણું છું.

પ્રશ્ન—હવે હુ તમારો શબ્દપ્રહાર સમજ્યો. તમે એમ કહેવા માગો છો કે જેમ આપણે ઘેર બાંધેલા કે રખડતાં જાનવરો અને પશુઓ પોતાનુ સ્વાસ્થ્ય પોતાના સાધનથી મેળવી લે છે, તેમ આપણે પણ મેળવીને પ્રભુએ આપેલા આ શરીરને સંપૂર્ણ અને સદાયે સ્વાયત્ત રાખવાનું છે તેને બદલે આપણે તેને બીજાં જડ

કે સજીવ સાધનોનું ગુલામ બનાવી મુક્યું છે. ત્યારે શું મનુષ્યોએ પણ પશુ અને જાનવરોની જેમ કુદરતી પ્રેરણાને આધારે જીવતા રહેવું અને પ્રભુએ આપેલી બુદ્ધિનો કોઈ ઉપયોગ ન કરવો?

ઉત્તર–તમે મારો મુદ્દો સમજ્યા ખરા. હું એમ નથી કહેતો કે આપણે જાનવરની માફક કેવળ કુદરતની પ્રેરણા ઉપર જ જીવવું. પ્રભુએ માનવને બુદ્ધિ આપી છે તેનો પણ ઉપયોગ કરવો; પણ તેનો દુરુપયોગ ન કરવો.

પ્રશ્ન–થોભો, થોભો. બુદ્ધિના સદુપયોગ અને દુરુપયોગની વાત વળી અહીં ક્યાં છે? અહીં તો બુદ્ધિનો ઉપયોગ કરવાની વાત છે. માનવી પોતાની બુદ્ધિનો ઉપયોગ પણ ન કરે?

ઉત્તર–બુદ્ધિનો ઉપયોગ જરૂર કરે; પણ તે કુદરતના સહકારમા રહીને તેનો ઉપયોગ કરે તો માનવજાતનુ હિત થાય કુદરતની વિરુદ્ધ વર્તવામા તેનો ઉપયોગ થાય તો તે બુદ્ધિનો દુરુપયોગ કહેવાય અને તેથી માનવજાતનું અહિત થાય. પણ આપણે બીજે પાટે ચડી ગયા. બુદ્ધિ વિનાનાં પશુ જે સાધનનો ઉપયોગ અવ્યવસ્થિત રીતે કરે છે તે જ સાધનનો ઉપયોગ બુદ્ધિવિકસિત માનવી વ્યવસ્થિત અને વિવેકપૂર્વક કરે તો માનવી કુદરતનો પૂરો લાભ ઉઠાવી શકે.

પ્રશ્ન—હવે હું સમજ્યો. તમારો કહેવાનો મુદ્દો એ છે કે માણસ જાતનું શારીરિક સ્વાસ્થ્ય સચવાઈ રહે અને બગડ્યું હોય તો તેને મેળવી શકાય એવું અલૌકિક સાધન પ્રભુએ દરેક માનવશરીરમાં બક્ષેલુ છે મા ગુમ તેનો વ્યવસ્થિત અને વિવેકપૂર્વક ઉપયોગ કરે તો તેને કોઈ પ્રકારનુ શારીરિક દર્દ રહે નહિ. તમારો એ મુદ્દો હું સમજ્યો; પણ મને એક પ્રશ્ન થયા કરે છે કે તો પછી આપણે તેને કેમ ભૂલી ગયા?

ઉત્તર—એનાં કારણો કે વિગતમાં ઊતરવાનો કંઈ અર્થ નથી.

ગમે તે કારણ હોય પણ પ્રભુએ આપેના એ અમૂલ્ય દ્રવ્યને આપણે ગંદવાડ ગણી કાઢી તેના પ્રત્યે સૂગ પેદા કરી જે વધારે નાક ચઢાવે અને હાથરૂમાલથી પોતાનું નાક બીડી રાખે તે વધારે સંસ્કારી વધારે સુઘડ અને વધારે ધર્મિષ્ટ ગણાવા લાગ્યો. આ બાહ્ય કૃત્રિમતામા સાચી વસ્તુ મારી ગઈ. આપણે સાચું તત્ત્વ ગુમાવ્યુ

પ્રશ્ન—તમારી એ વાત તો સાચી. પણ એ કુદરતી સાધનમા ખામી છે તે કઈ તમારાથી ના કહેવાશે? એમા કાઈક અરુચિકર સ્વાદ છે એની ગંધ પણ એવી દાઝક છે તેને પીતા કમકમાટી ઉપજે છે એમ કહેવામા અતિશયોક્તિ નથી તેનું શુ?

ઉત્તર—તમારી દલીલ કેટલેક દરજ્જે ઠીક છે તેના આધાર વ્યક્તિગત ટેવ પર નિર્ભર છે ખમખસના સુગંધીદાર અત્તરની ગંધે આફ્રિકાનો સીદી પોતાનું નાક ચઢાવે અને દુર્ગંધ મારે છે કહીને દૂર ભાગે. દારૂ નહિ પીનારને દારૂની વાસ વસમી લાગે છે. હું તો એમ માનુ છુ કે ગંધ, દુર્ગંધ સ્વાદ બેસ્વાદ એ બધા ચાળા જ્યા સુધી આપણને તેની ગરજ નથી ત્યા સુધી આપણને સૂઝે છે. દુઃખ ને ત્રાસમાથી છૂટવા ગમે તેવી દુર્ગંધ મારતી કે બેસ્વાદ લાગતી દવા ગટગટાવી જઈએ છીએ, પણ જ્યારે તે સાધનમા આપણને શ્રદ્ધા પેદા હોય ત્યારે જ તેમ થાય છે એટલે મૂળ વાત તો હૃદયના નિશ્ચયની કે શ્રદ્ધાની છે માણસને પોતાનો પેશાબ તેના શરીરના સ્વાસ્થ્ય માટેનુ ચોખંડી મખ્તર છે, આ વાત આપણા મનમા દાખલ થવી જોઈએ અને તેને વિષે શ્રદ્ધા હોવી જોઈએ. મે જાતે આજ સુધી એવા અનેક માણસોને જોયા છે કે પેશાબની વાત કરતા જેમને કમકમા આવતા તેમણે પેશાબ પીને પોતાની જાતને શારીરિક વ્યાધિમાથી ભયમુક્ત બનાવી છે. એટલે તમારી દુર્ગંધ કે બેસ્વાદની દલીલ નભે તેમ નથી, કારણ કે લોકો દરદો અને તેના આર્થિક મારથી એટલા ત્રાસી ગયા છે કે આ અદ્‌ભુત દ્રવ્ય વિષે વિશ્વાસ પ્રાપ્ત થતા તમારી દલીલ

ટકવાની નથી. હિંદી પ્રજામાં એ ખમીર પડેલું જ છે કે સાચી વાતને જરૂર પડ્યે અપનાવી લેશે.

પ્રશ્ન–તમારી વાત ગંભીર વિચારણા માગી લે છે તેમાં શંકા નથી; પણ વૈજ્ઞાનિકો એવી કોઈ હિકમત લગાવે કે તેની દુર્ગંધ અને બેસ્વાદપણું નાશ પામે એ ઈચ્છના યોગ્ય નથી?

ઉત્તર–મને પોતાને તો શંકા છે દરેક માણસનો પેશાબ પોતાને માટે શ્રેયસ્કર છે. વૈદકીય દષ્ટિએ તે તેના જ શરીર માટે ઉપયોગી છે. એટલે કુદરતે જે દ્રવ્ય તેના શરીરમાથી કાઢયું તે તેને પાછું આપવાથી તેની ખામી પુરાય; પણ તમે કહો છો તે પ્રમાણે તેમાં રહેલી દુર્ગંધ કે બેસ્વાદપણું કાઢતાં તેનાં મૂળ તત્ત્વો રહેશે કે નાશ પામશે તેનો નિર્ણય તો વૈજ્ઞાનિક રીતે થવો જોઈએ. મને તો ખાતરી છે કે તેમ કરવાથી તેની મહત્તામાં ઘણો ફેર પડવાનો. છતાં કોઈ વૈજ્ઞાનિક તેના ગુણદોષમાં સહેજ પણ ફેરફાર થાય નહીં એ રીતે તેમાં સુધારો કરે તો મને વાંધો નથી. બીજી પણ મહત્ત્વના મુદ્દાની વાત છે. **આ વ્યક્તિગત પેશાબ તેને પોતાને માટે જીવન્ત સાધન છે.** તેનો સામુદાયિક સુધારો કરવાથી કંઈ અર્થ સરે નહીં. એટલું જ નહીં પણ સામુદાયિક સુધારો કરી એકનું દ્રવ્ય **બીજાને આપવાથી પૂરો સંભવ છે કે એકની બીમારી બીજામાં દાખલ થાય.** એ એક મોટો ભય છે. એટલે હું તો એમ માનું છું કે, આમા ગમે તેવા વૈજ્ઞાનિકોની ચાંચ ખૂંપે તેમ નથી. **કુદરત સંપૂર્ણ છે. તેને જેવી છે તેવી રહેવા દેવી એમાં જ આપણો સાચો પુરુષાર્થ છે.**

પ્રશ્ન–તમારી વાત પણ હું સમજ્યો કે, મળ દ્રવ્ય પર વૈજ્ઞાનિક ક્રિયા-પ્રક્રિયા કરી તેમા ફેરફાર કરવાથી ગઈ લાભ થાય તેમ નથી. એટલે તે જેવું છે તેવા નગ્ન સ્વરૂપે તેને અપનાવી લેવામાં જ તેનો સદુપયોગ છે. બીજી કોઈ પણ રીતે ફેરફાર કરીને લેવાથી

ઊલટું નુકસાન થવા પૂરો સંભવ છે. તો પછી હવે મને સમજાવો કે તેનો ઉપયોગ શરીરના જુદા જુદા રોગો ઉપર શી રીતે કરવો ?

ઉત્તર—મેં તમને પ્રથમથી ચેતવ્યા છે કે તે કોઈ એક રોગને મટાડવાની દવા નથી, પણ શરીરસ્વાસ્થ્યને સાચવી રાખવાનું તેમ જ બગડેલા સ્વાસ્થ્યને સુધારી લેવાનું કુદરતે આ શરીરને બક્ષેલું અમૂલ્ય સાધન છે. તેને એ દૃષ્ટિએ જોઈને ઉપયોગ કરવો અમુક ધ્યેયને ધ્યાનમાં રાખી તે દૃષ્ટિએ તેની આરાધના કરવી એ પણ યોગ છે. વિશ્વને આધ્યાત્મ દૃષ્ટિએ નીરખતાં શીખીએ અને તેનાં અંગનો ઉપયોગ તે દૃષ્ટિએ કરીએ તો આપણું કાર્ય સુગમતાથી પતી જાય તેવું છે. વડોદરાના એલેમ્બિકમાં કે કલકત્તાના બંગાલ કેમિકલ વર્ક્સ કે ઝંડુ ફાર્મસીમાં તૈયાર થયેલું આ દ્રવ્ય નથી. કિરતારે બનાવેલું અને સર્વ દૃશ્ય-અદૃશ્ય સાધનોથી સજ્જ થયેલી કુદરતની ફાર્મસીમાંથી તૈયાર થયેલું આ સાધન છે તે એક દૈવી સાધન છે એવી સમજણથી તેનું યથાયોગ્ય સેવન કરવાથી શરીરને સંપૂર્ણ તંદુરસ્ત રાખવાની તેમાં શક્તિ છે, એ શ્રદ્ધા સાથે કામ લેવું. વળી બીજી પણ એક સ્પષ્ટ વાત કરી નાખું. કોઈ એમ **ન માને કે શરીરસ્વાસ્થ્ય સાચવી રાખનાર દ્રવ્યના સેવનથી માણસ મૃત્યુમાંથી મુક્ત થાય છે જન્મ્યું તેનું મૃત્યુ તો નિશ્ચિત છે. ક્યારે થશે તે કોઈ જાણી શકતું નથી. પણ જેટલો સમય તે જીવે તેટલો સમય કોઈપણ શારીરિક પીડા સિવાય જીવે અને જ્યારે મૃત્યુ આવે ત્યારે હસતો હસતો તેને ભેટે એવી તંદુરસ્તી છેવટ સુધી રહે તેવી શક્તિ પેશાબમાં છે.** એ શક્તિનો ઓછોવત્તો અનુભવ કરવાનું દરેકના પુરુષાર્થ પર આધાર રાખે છે.

પ્રશ્ન—આ મુદ્દાની વાત તમે સ્પષ્ટતાથી કરી નાખી એ બહુ સારું થયું. મારા સમજવામાં પણ ગોટાળો કંઈ ન રહ્યો હવે મને આગળ સમજાવો.

ઉત્તર—એટલું ચોક્કસ છે કે તંદુરસ્ત માણસને પેશાબનું નિયમિત સેવન કરવાની ખાસ જરૂર નથી. છતાં અગમચેતી ખાતર દરરોજ થોડા પ્રમાણમાં લીધા કરે તો તેથી કોઈ નુકસાન તો નથી જ. આપણે અનુભવીએ છીએ કે માનવજાત પર ફલ્યુનો હુમલો દૂર દેશથી આવે છે. ટાઈફોઈડનો હુમલો આવે છે. અને તે ચોક્કસ મુદતમાં આવે છે પણ ખરો, તે વખતે કોઈ પણ નીરોગી માણસ દરરોજ સવારે ચાર પાંચ ઔંસ પેશાબનું સેવન કરતો હોય તો તેને પેલા આવતા રોગનો હુમલો અસર કરી શકતો નથી. આ નક્કર હકીકત અનુભવની એરણ પર ચઢેલી છે. એટલે કોઈ તંદુરસ્ત ભાઈબહેન દરરોજ નિયમિત સવારે તેનું સેવન કરે તો તેથી તેમને ફાયદો થશે.

જેમને પોતાની નાદુરસ્ત તબિયતને કારણે આ પ્રયોગ કરવો હોય તેમને માટે પણ અનેક દરદોથી બચવાનો આ એક ઉપાય છે. તેને નીચે પ્રમાણે વાપરી શકાય છેઃ

(૧) દરદની ગંભીરતાના પ્રમાણમાં નિયમિત ઓછાવત્તા પ્રમાણમાં પીવામાં.

(૨) કેવળ પેશાબ અને પાણી સાથે જરૂરી ઉપવાસમાં.

(૩) જૂના પેશાબથી આખા શરીર પર પૂરતો સમય ચોળવામાં માલિસ કરવામાં.

(૪) શરીર પર ગડગુમડ હોય, દાઝના ફોલ્લા હોય, કોહવાટ હોય કે ઘામાં હોય તેને કારણે માલિસ ન થઈ શકે તેવા ભાગ પર જૂના પેશાબથી ભીંજવેલા પોતાં મૂકી તેના પર પેશાબ સીંચ્યા કરવામાં.

(૫) પેડુ જેવા નાજુક ભાગ પર કે જ્યાં વધારે માલિસ ન

થઈ શકે તેમ હોય તે ભાગ પર પણ ભીંજેલાં પોતાં મુકવા કર-વામાં. (આ અંગે વધારે ચોકસાઈ કરવી હોય તો આ પુસ્તકના તે અંગેના પ્રકરણમાંથી જાણી લેવું.)

પ્રશ્ન–પણ તેની શરૂઆત કયાંથી અને કેવી રીતે કરવી તેની કંઈ માહિતી આપશો?

ઉત્તર–હા, તેની માહિતી પણ આપવા જેવી છે. કેટલાક અતિ ઉત્સાહમાં તેના ઉપયોગમાં મર્યાદા ચૂકી જાય છે. અને ઊલટું પરિણામ આવે છે. એવા દાખલા પણ બને છે. આમાં ચોક્કસ દોરવણી આપનાર તો કોઈ જવલ્લે જ હોય છે. એટલે દરેક દરદીએ સાવચેતીથી પ્રયોગની દષ્ટિએ કામ લેવું જોઈએ. અધીરા થવું નહીં. સહીસલામત રસ્તો તો એ છે કે જેને પેશાબ પીવામાં સૂગ આવતી હોય અગર ઊબકા આવતા હોય તેમણે પોતાની જાત પર બળજબરી કરવી નહીં. થોડું થોભી જવું. શરૂઆત માલિસથી કરવી. માલિસ કરવામાં આપણી અડધી સૂગ જતી રહે તેવી છૂટથી માલિસ કરવું. સાથે સાથે તાજા પેશાબથી આંગળી વતી દાંત અને દાંતના પેઢાં ઘસવાં; તેથી તેમાંનાં જંતુ નાશ પામશે અને દાંત મજબૂત થશે. સૂગ પણ જતી રહેશે. એક વાત તો સર્વ કોઈએ જાણવા જેવી છે કે, જગતભરમા એવું કોઈ દ્રવ્ય નથી કે જે નિર્દોષ હોવા છતાં જંતુનાશક હોય. પેશાબને લાંબા સમય સુધી રાખી મૂકવા છતાં તેમાં જંતુ પડે નહીં. અને જ્યાં જંતુ હોય તેનો તુરત નાશ કરે. ગંગાજળ કે જમનાજળ કરતાં પણ તે વધારે જંતુનાશક અને નિર્દોષ છે.

પ્રશ્ન–આ તો તમે બહુ સુંદર વાત કરી આવી વાત આમ-જનતાથી છૂપી શી રીતે રહી શકી? તમે આગળ ચલાવો. મને સાંભળવામાં બહુ આનંદ આવ્યો છે

ઉત્તર–કેમ છૂપી રહી એવા ઊંડા પાણીમાં હાથ ઊતરવાની કાંઈ જરૂર નથી. પેશાબથી માલિસ ચાલુ કરી એ ત્રણ દિવસમાં પેશાબ પીવાના નિર્ણય પર આવવું. પીવામાં પણ સવારે વહેલા ઊઠી મોં સાફ કરી સ્વચ્છ પ્યાલામા પેશાબ કરી ભક્તિભાવે પી જવું. તેની પાછળ થોડું પાણી પીવાય તો પણ વાંધો નહીં. એ રીતે આપણી પ્રકૃતિને કેળવીને જે પ્રયોગ થાય તેથી કોઈ પ્રત્યાઘાત થતો નથી. પણ પ્રકૃતિની વિરુદ્ધ એકદમ જાત પર બળજબરી કરી પેશાબ પીવાથી આપણી પ્રકૃતિ તેની સામે બંડ કરે છે અને ઊલટી કરી તેનો ત્યાગ કરે છે અને પછીથી શરીરમાં અવ્યવસ્થા ઊભી થાય છે. આજ સુધી ઘણો લાંબો સમય શરીરને અને મનને જે માર્ગે પોષ્યુ તેમાંથી એકદમ વાળવા જતા પ્રત્યાઘાત થવાનો સંભવ છે. તે ન થવા દેવો. કોઈ પણ રોગનિવારણમા આ ધોરી માર્ગ છે. તેના પર સાવચેતી અને શ્રદ્ધાથી ચાલ્યા કરવું.

પ્રશ્ન–આ ઉપચાર ક્યા ક્યા રોગ પર કેટકેટલા દિવસ કરવો તેનું કાંઈ નક્કી હશે ને?

ઉત્તર–એ નવાઈની વાત છે કે, એવું પહેલેથી કંઈ ચોક્કસ ન કહી શકાય. કેટલીક વખત મુખ્ય રોગના ટેકેદાર નાના રોગો પણ અંદર હોય છે આ ઉપચારથી તેવા રોગો પ્રથમ ભાગવા માંડે છે અને પછી મુખ્ય રોગ ભાગે છે. જ્યારથી માલિસની ક્રિયા શરૂ થાય અને એક ટંક પીવાનું શરૂ થાય, ત્યારથી શરીરની અંદર વસેલા નાનામોટા રોગો તૈયારી કરવા માંડે છે. કેટલાક રોગો તો માલિસથી વિદાય થાય છે. કેટલાક રોગો ગંભીર હોય તે પેશાબ અને શુદ્ધ પાણી સાથેના ઉપવાસ તથા માલિસના ટૂંકા કે લાંબા પ્રયોગથી વિદાય થાય છે એટલે અમુક રોગ અમુક મુદતમાં નાબૂદ થશે જ એમ ચોક્કસ ન કહેવાય. એનો કાંઈક ખ્યાલ આ પુસ્તકમા આપેલા દરદીઓના કેસોના હેવાલથી આવી શકશે. પણ કુદરતની

ખૂબી એ છે કે જે રોગ માટે આપણે ઉપચાર કરતા હોઈએ તે નાબૂદ થયે કુદરત એની મેળે આપણને આગાહી આપે છે કે હવે વધારે ઉપવાસની જરૂર નથી

પ્રશ્ન–એ પણ નવાઈની વાત, પણ આ પ્રયોગ કરતી વખતે કાઈ બીજુ દુ ખ ઊભુ થાય ખરુ ? અને તેવુ થાય તો શુ કરવુ?

ઉત્તર–ઉપર જણાવ્યા પ્રમાણે સાવચેતીથી ઉપચાર શરૂ કર્યો હોય તો શરૂઆતમા કાઈ થતુ નથી પણ પ્રયોગ શરૂ થતા પેશાબને શરીરની અ દરના જુદા જુદા ભાગોને સ્વચ્છ ક વાનુ કામ કરવુ પડે છે અ દરના રસ્તામા મળ, કફ કે બીજો બગાડ અટકાવ કરી પડયો હોય તેને બહાર ફેકી દેવાનો હોય છે તે ત્રણ રીતે જ બહાર નીકળે ઝાડા, ઊલટી કે ચામડી વાટે એટલે ઉપવાસના ગાળામા ઝાડા ને ઊલટી થવાનો પૂરો સ ભવ છે કેટલીક વખત શરીર પર ખૂબ ચળ આવી ગરમી પણ નીકળે છે આમ થાય તો આપણે સહેજ પણ ગભરાવુ નહી સમજી લેવુ કે પેશાબે તેનુ સાફસૂફીનુ કામ સફળતાથી કરવા માડયુ છે, અને આપણે આપણો પ્રયોગ દઢ પેટે નિશ્ચિત સ્થિતપ્રજ્ઞની માફક જોયા કરવો ગમે તેવા વહાલેશરીના સલાહ આ પ્રસ ગે માનીને કોઈ પણ જાતની દવા કે કોઈ જાતનુ વિજાતીય દ્ર વ્ય શરીરમા નાખવુ નહી **જાણીને કે ભૂલથી કોઈ આ સૂચનાનુ ઉલ્લઘન કરશે તેને ભારે જોખમ વેઠવુ પડશે.** ધીરજ ન રહે અને શ્રદ્ધા ખૂટી જાય તો પ્રયોગ છોડી દેવો અને જે કરવુ હોય તે કરવુ પણ પ્રયોગ દરમ્યાન આવી ભૂલ કરવી નહી કોઈ પણ દવા પેટની અ દર નાખવી નહી કે શરીરે ચોળવી નહી

પ્રશ્ન—ત્યારે શુ કરવુ ? તે આઘાત કે પ્રત્યાઘાત કયારે શમી જાય ? કોઈ ઉપવાસ કર્યા સિવાય શમી જાય ?

ઉત્તર—કાઈ કરવુ નહી. ત્રાહિત રીતે જોયા કરવુ. શાતિથી

આપણું કામ કર્યા કરવું અને પેશાબને તેનું કામ કરવા દેવું. તેનું કામ કરી આપોઆપ શમી જશે. જે જે પેટા આકૃતો આ પ્રયોગમાં પ્રયોગને કારણે ઊભી થશે તે તેનું કામ પૂરું કરી આપોઆપ વિદાય લેશે.

પ્રશ્ન—આ તો તમે આશ્ચર્યની વાત કરી. પીડા આપોઆપ ઊભી થાય અને આપોઆપ બેસી જાય એ તો નવાઈની વાત! ખરી કુદરતની લીલા છે! તેને કાંઈ કોઈ વિજ્ઞાન પહોંચી શકે? આ સ્થિતિમાં ઉપવાસથી દરદીની શક્તિ ક્ષીણ ન થાય? ક્યાં સુધી નભે?

ઉત્તર—કેવળ પાણી સાથેના ઉપવાસથી દરદીની અશક્તિ વધે છે ખરી; પણ સામાન્ય રીતે પેશાબ સાથે ઉપવાસ કરવામાં અશક્તિ બહુ વધતી નથી; કારણ કે પેશાબમાં શરીરને પોષક એવા ક્ષારો હોય છે તે ક્ષારો દરદીની શક્તિ ટકાવી રાખે છે, છતાં કેટલાક બહુ ગંભીર અને હઠીલા રોગોમાં વધારે ઉપવાસની જરૂર પડે છે અને દરદીને અશક્તિ વધારે લાગે ત્યારે સામટા દસ ઉપવાસ કરવાને બદલે પાંચ પાંચ દિવસના ત્રણ હપતાથી દિવસના ઉપવાસ કરે અને હપતા વચ્ચેના દિવસોમાં ફળ વગેરે પથ્ય ખોરાક લઈ પોતાની શક્તિ ટકાવી રાખે. ફેર એટલો પડે કે જે કાર્યસિદ્ધિ સામટા દસ દિવસમાં થાય તે ત્રણ હપતે પંદર દિવસમાં થાય. આ તો મેં શક્તિ ટકાવી રાખીને ઉપવાસ કરવાની બીજી રીત બતાવી. બનતા સુધી આવો ઉપવાસ જેમ બને તેમ ઓછો કરવો.

પ્રશ્ન—તમે બહુ વ્યવહારુ ઉકેલ બતાવ્યો અને મારી ગૂંચ ઊકલી ગઈ. હવે એ વાત આવે છે કે ઉપવાસ છોડવાનો સંકલ્પ થાય ત્યારે કેવી રીતે ઉપવાસ છોડવા?

ઉત્તર—એ વ્યવહારુ ઉકેલ મારો નથી; હજારો દરદીઓનાં

દરદો મટાડવામાં આ પ્રયોગ જેણે કરાવ્યો છે તેણે આ વાતનો નિર્ણય કર્યો છે અને આપણને માર્ગદર્શન આપ્યું છે. અને તે માર્ગદર્શન સાચુ નિવડયું છે. આ પુસ્તકની અંદર આપેલા કેસના હેવાલમાંથી આજે તમને તે મળી રહેશે. હવે તમે ઉપવાસ છોડયા પછી શું કરવું એ પુછ્યું તે બહુ સારું કર્યું. આ ઉપચારમાં ઉપવાસ પછીનું આપણું વર્તન બહુ સાવચેતીભર્યું હોવું જોઈએ. તેમાં પૂરતી સાવચેતી ન રાખીએ તો આખી રાત દળી દળીને કૂલડીમાં ભેગું કર્યા જેવું થાય. ઉપવાસ છોડતી વખતે અને પછા લેવાના ખોરાક વિષે આપણે બહુ સાવચેત રહેવાની જરૂર છે.

સામાન્ય રીતે તો જેટલા દિવસના ઉપવાસ કર્યા હોય તેટલા બીજા દિવસના હમેશના ચાલુ ખોરાક પર આવી જવામાં લેવા તેવી વ્યવસ્થા કરવી જોઈએ. પણ તેમાં વધઘટ કરવી તે પ્રયોગ કરનારના જઠરાગ્નિની તાકાત પર આધાર રાખે છે. આનો નિર્ણય દરદી પોતપોતાની પ્રકૃતિનો ખ્યાલ રાખી કરી શકે છે. ઉપવાસ છોડવામાં એકદમ તો ખોરાક પર અવાય જ નહીં. શરદીના દિવસ ન હોય તો મોસંબીના રસથી ઉપવાસ છોડવા. મધુપ્રમેહનો દરદી ન હોય તો ખજૂરની પાંચ સાત પેશીઓ રાતે પલાળી મૂકી સવારે પાણીમા ચોળીને તેનો રસ પીવો ઉત્તમ છે તથા દ્રાક્ષ પણ વાપરવી. બીજી વખત પપૈયાને કાચના વાડકામાં ચમચા વતી ઉજેડી લઈ તેને એકરસ કરી તેમા જરૂર પૂરતો લીંબુનો રસ નીચોવી તે ખાવું તથા બીજાં ફળ, ચીકુ વગેરે (સફરજન સિવાય) વારાફરતી લેવાં. બીજે દિવસે આ ફળ ઉપરાંત દૂધ અને પાણીનો ઉકાળો લેવો (તેમાં સફેદ ખાંડ ન નાખવી જોઈએ), તથા એક વખત દૂધ ઉકાળીને મલાઈ કાઢી નાખીને લેવું (પૈસ્ચુરાઈઝડ ન લેવું) વળી ધીમે ધીમે મગનું આછું પાણી, પછી મગનું ઘટ્ટ પાણી અને ઢીલો ભાત, આમ કરતાં કરતાં સાત દિવસના ઉપવાસ કર્યા હોય તેણે બીજા પાંચ દિવસમાં મૂળ ખોરાક પર આવવું. ઉપવાસ છોડવામાં ખાવાની

ઉતાવળ કરવામાં આવશે તો તેની માઠી અસર થવાનો પૂરો સંભવ છે.

પ્રશ્ન–દરદીને આરામ થયા પછી પણ તેણે ક્યો ખોરાક લેવો તે અંગે કાંઈ સૂચવશો ?

ઉત્તર—એ મુશ્કેલ પ્રશ્ન છે; કારણ કે બધા રોગોનું મુળ અપથ્ય ખોરાક છે, શું ખાવું તેની આપણને ખબર નથી. અને કેટલું ને કેવી રીતે ખાવું તેનું પણ આપણને ભાન નથી. જ્યાં બેઠા ત્યાં ખાવું અને જે કોઈ જે આપે તે ખાવું એવી આપણી કુટેવ છે. જેને ત્યાં ગયાં તેના મનમાં એમ રહે કે આગ્રહ નહીં કરીએ તો અવિવેકી ગણાઈશું. એટલે એ સહેજ આગ્રહ કરે કે તુરત આપણે સ્વીકારી લઈએ. યજમાન આગ્રહ કરે તેની જ રાહ જોઈને આપણે બેઠા હોઈએ; પણ આપણા મનમાં નિશ્ચય હોવો જોઈએ કે દિવસમાં અમુક નક્કી સમયે આપણને પથ્ય હોય તે ખોરાક લેવો—પછી ગમે તેવા ચમરબંધીને ત્યાં પણ શરમથી કે આગ્રહથી તાબે થવું નહીં. આપણી 'ના' એવી સ્પષ્ટ હોવી જોઈએ કે યજમાનના હૃદયમાં ખાતરી થાય કે આપણે વિવેક ખાતર 'ના' નથી કહેતા; પણ સાચે જ આપણી ઇચ્છા કાંઈ જ લેવાની નથી. વળી ઘેર પૂરતું ખાધા ઉપરાંત હોટેલ અને વિશ્રામભવનોની મિત્રો સાથે મુલાકાત લઈએ અને તળેલો મસાલાવાળો નાસ્તો ઉપાડીએ, તેમ જ ઠંડાં પીણાં ઢીંચ્યાં કરીએ. આ બધી કુટેવો છે–સ્વાસ્થ્ય સાચવવા ઇચ્છના માણસે આ બધી કુટેવોમાંથી બચવું જોઈએ.

પ્રશ્ન—એ તો સર્વસામાન્ય વાત કહી. પણ આ પ્રયોગ કરનારે કયો ખોરાક લેવો અને કયો ન લેવો તે સૂચવી શકશો ?

ઉત્તર—ખોરાક સંબંધે હું કોઈ અધિકારપૂર્વક ન કહી શકું. પણ મને તો ગાંધીજીએ શીખવ્યું છે કે, પેટ માગે તે ખાવું, જીભ માગે તે ન ખાવું. 'જેણે ઇન્દ્રિયો જીતી તેણે જગ જીત્યું' એ સૂત્રની પછી ગાંધીજીએ એક ટૂંકું સૂત્ર ઉમેર્યું કે, 'અને જેણે જીભ

જીતી તેણે ઇન્દ્રિયો જીતી.' અર્થાત જેણે જીભ જીતી તેણે જગત જીત્યું. આ સૂત્રનો ભાવાર્થ આપણે સમજી લેવો જોઈએ. છતાંય સ્પષ્ટતા ખાતર એમ કહી શકાય કે સ્ટાર્ચવાળો ખોરાક જેમ બને તેમ ઓછો ખાવો. શાકભાજી તાજી અને પોતપોતાના પ્રદેશનાં ફળ વિવેકથી જરૂર પુરતાં લેવાં. કઠોળ અને તેની બનાવટનાં ફરસાણ ખાવામાં સંયમ રાખવો. રાત્રે સૂતા અગાઉ બે ત્રણ કલાકે ખવાય તો ઘણું સારું. જેલમાં એક નિયમ બહુ જરૂરનો હતો: **કમ ખાવું અને ગમ ખાવી.** આ નિયમ જેલના જેટલો જ બહાર પણ જરૂરનો છે. ખાસ કરીને આ ચિકિત્સામાં તો નીચેની ચીજો સદા માટે ત્યજવી જોઈએ:

(૧) સફેદ ખાંડ (વ્હાઈટ સુગર), (૨) મેંદો અને તેની બનાવટો જેવી કે પાઉં, રોટી મિઠાઈ વગેરે, (૩) પેસ્ચ્યુરાઈઝ્ડ દૂધ, (૪) સંચામા પોલિશ કરેલા ચોખા (હાથછડના ચોખા વાપરવા), (૫) તમાકુનું કોઈ પણ પ્રકારનું વ્યસન–પીવાનું, ખાવાનુ કે સૂંઘવાનું–ન હોવું જોઈએ, તેમ જ કોઈ કેફી પીણાનું વ્યસન ન હોવું જોઈએ, (૬) પેક કરી સંઘરી રાખેલો વાસી ખોરાક ન ખાવો અને (૭) વનસ્પતિ ઘી ન ખાવું.

ઉપર પ્રમાણે પરહેજી પાળવી જ જોઈએ.

ખોરાકની બાબતમાં ગુજરાતની પ્રજા બહુ સ્વાદીલી માલુમ પડી છે. તેને કારણે તેની શરીરની શક્તિ દિનપ્રતિદિન ક્ષીણ થતી જાય છે અને દરદો શરીરમા વધ્યાં જાય છે તેથી સાચે જ એવી જરૂરિયાત ઊભી થઈ છે કે સર્વસામાન્ય પથ્ય ખોરાક નક્કી કરી બધાં કુટુંબોમા અને વીશી હોટેલમાં તે પ્રમાણે ખોરાક થાય તેવો પ્રચાર થવો જોઈએ, હુ માનુ છુ કે ખોરાકના ગુણદોષના અનુભવીઓ આ પ્રયત્ન કરશે.

પ્રશ્ન– એક વાતની શંકા મને રહી, તમે શરીરના સ્વાસ્થ્યની

વાત કરી અને તે સ્વાસ્થ્ય મેળવા માટેના સાધનની વાત કરી; પણ આંખ, કાન કે નાકના દરદના નિવારણ માટે મૂત્રનો ઉપયોગ કેવી રીતે કરવો?

ઉત્તર— જે શરીર માટે હિતકર તે તેના અંગ માટે હિતકર હોય જ. આંખ, કાન કે દાંત વગેરે સર્વ અંગો એ શરીરનાં અવિભાજ્ય અંગો છે. કોઈ પણ રોગ સીધો કાન કે આંખનો થતો નથી, બીજાં દરદોની માફક સમગ્ર શરીરના બગાડથી આંખ કે કાનમાં દરદ ઊભાં થાય છે. કેટલાક ડૉક્ટરો અમુક અંગોના ખાસ નિષ્ણાત થઈને આવે છે. તેઓ તે ખાસ અંગની સારવાર સમગ્ર શરીરને અવગણીને કરવા જાય તો તેમાં નિષ્ફળ નીવડે અગર એકંદરે શરીરને ભારે જોખમમાં મૂકે. એટલે આંખનો ઝામર આંખનો મોતિયો, કાનનો બહેરાટ કે કાનનું પાકવું, એવાં સર્વ દરદો શરીરની નાદુરસ્તીને કારણે પેદા થાય છે. અને શરીરની નાદુરસ્તી દુર થયે મટે છે. એટલે નાક કાન, આંખ અગર ચામડીનાં દરદોનો ઉપચાર પણ એક જ છે જે ઉપર બતાવ્યો છે. આ પુસ્તકમાં એવા કેસો મળી આવશે કે તે જ સાધનથી આંખ અને કાનનાં દરદ મટયાં હોય.

પ્રશ્ન—હવે મારે વધુ કાંઈ પૂછવાનું રહ્યું હોય તેવું લાગતું નથી. છતાં છેલ્લે છેલ્લે એક વાત પૂછી જોઉં. તમને વિશ્વાસ છે કે, તમારી આ કલ્યાણકારી મૂત્રચિકિત્સા લોકો અપનાવશે? અને આ જમાનામાં જેના પાયા પાતાળમાં ખૂપ્યા છે એવી એલોપથીની નાગચૂડમાંથી લોકો છૂટશે?

ઉત્તર—મને એવી ચિંતા નથી. મારો આ ધંધો નથી, વેપાર નથી કે વ્યવસાય નથી અચાનક મને જે સત્ય લાધ્યું તે મેં પીડાતી જનતા પાસે મૂક્યું. મારે પીડામાંથી છૂટવું હશે અને મને તેમાં શ્રદ્ધા નહીં હોય તો નહીં હું તે ચિકિત્સાનો

ઉપયોગ કરીશ. બીજાને, શ્રદ્ધા પેદા થશે ત્યારે તે ઉપચાર કરશે. તેમાં મારે હાયવરાળ કરવાની શી જરૂર? જેને ગરજ હોય, પીડામાંથી છૂટવુ હોય, દરેક દિશામાંથી જે નાસીપાસ થયેલો હોય, તેને આ એક ઉપાય કરવાનો બાકી રહ્યો, તેની અજમાયશ કરવી હોય તો પોતપોતાને જોખમે કરે. હું ક્યાં કોઈને કહેવા જાઉં છું કે તમે આ પ્રયોગ કરો. મને ગમ્યો અને લાભ થયો તેમ બીજાને પણ થાય તેમ હું માનું છું. જેને કરવો હોય તે હજાર વખત વિચારીને પોતાની ગરજે કરે એમ હું કહું છું. પીડામાંથી અને લૂંટમાંથી બચવું હોય તો લોકો મારી વાત અજમાવી જુએ. છતાં હું એટલું તો આગ્રહપૂર્વક સૌને કહું છું કે કૃપા કરીને ઉપરચોટિયો પ્રયોગ કે ઉપચાર કરશો નહીં. જે કરો તે સુચના આપ્યા પ્રમાણે શાસ્ત્રીય રીતે કરો અને તેની આપેલી મર્યાદા સંપૂર્ણપણે પાળો. એમ નહીં કરો તો તમારી નિષ્ફળતા આખી ચિકિત્સાને બદનામ કરશે. ચિકિત્સા કરનારને મૂત્રપ્રયોગથી ખાવામાં પીવામાં અને રહેણીકરણીમાં સ્વચ્છંદે વર્તવાનો પરવાનો મળે છે. તેમ સમજવાનો નથી આ ચિકિત્સા અંગે ઘણુ સંશોધનની જરૂર છે. તેનો ઉપયોગ કરવાની ભૂલાઈ ગયેલી રીતરસમ ઊભી કરવાની છે. તે એકદમ નહીં થાય, કેટલાક અનુભવો પછી થશે અને પછી તેનું શાસ્ત્રીય સ્વરૂપ ઘડાશે એટલે હાલ શંકા આશંકા રહે છે તે સાફ થઈ જશે. અને હું તો માનું છું કે આ ઉપચાર વ્યાપક બનશે. તેના દવાખાનાં બંધાય અને તેના પર કામ કરી તેના નિષ્ણાતો મોટરો દોડાવે એવું હું ઈચ્છતો નથી પણ ઘેર ઘેર વૃદ્ધ દાદીમાઓ પોતાનાં પૌત્ર-પૌત્રીઓના સ્વાસ્થ્ય આ સાધનથી પહેલાંની માફક જ સુધારતાં થઈ જાય તેટલી મારી આકાંક્ષા છે. પ્રભુ મારી એ આકાંક્ષા પૂર્ણ કરે એટલે મૃત્યુ પહેલાં મારી ફરજ અદા કર્યાનો મને આત્મસંતોષ થશે. પ્રભુ સર્વનું કલ્યાણ કરો

## વૈદરાજે ઉડાંગ મૂકયું

**શ્રી રમણિકલાલ એ. કોઠારી (બી. એસ. સી. ઈંગ્લંડ.)** રામબાગ, કેમિકલ ઈન્ડસ્ટ્રી, વડોદરાથી લખે છે કે :—

પૂજ્ય રાવજીભાઈ, 'માનવમૂત્ર' નામે આપનું પુસ્તક વાંચી બહુ પ્રભાવિત થયો. લાગ્યું કે જાણે કોઈ મારા મનને રુચિની વાત કરી રહ્યું છે...અને મેં પ્રયોગ કર્યો. દરરોજ રાત્રે આઠ વાગ્યે (જમ્યા પછી) એક વખત આશરે ૭ ઔંસ મૂત્ર પી જવાનું રાખ્યું. એ પછી રાત્રે કાંઈ જ ખાવાનું નહીં. સવારે છા પછી ખાવાપીવાનું નિયમિત રાખેતા મુજબ.

આમ ત્રણેક અઠવાડિયા પ્રયોગ કર્યો. અને શરૂઆતથી જ જે ફાયદો દેખાયો તે આ સમયમાં મોટા સ્વરૂપે દેખાયો.

૧. પગ દુખવાની જે કાયમી ફરિયાદ હતી તે દૂર થઈ.

૨. જઠરમાં સામાન્ય બળતરા જેવું લાગતું હતું તે બંધ થયું.

૩. સામાન્ય અશક્તિ લાગતી તે દૂર થઈ એટલું જ નહિ પણ શક્તિનો સંચય થતો હોય એમ લાગ્યું.

બીજી કોઈ તો ફરિયાદ હતી જ નહીં. મારો વિચાર આ પ્રયોગ કાયમ માટે ચાલુ રાખવાનો હતો ત્યાં તો થોડા દિવસ પર આ વિષયે એક જાણીતા વૈદરાજ સાથે ચર્ચવાની તક મળી. ત્યારે તેમણે કહ્યું, "આ વસ્તુ સારી છે પણ ઉપવાસ સાથે ખોરાક ચાલુ રાખશો તો પાછળથી લોહીમાં વિકાર થશે. હાલ તો કદાચ નહીં સમજાય પણ કદાચ પાછલી ઉંમરે એની પ્રક્રિયા પરુ, પાચ વગેરે મારફતે દેખા દેશે. પીળિયો પણ થાય."

આથી મારી શ્રદ્ધા ડગમગી ઊઠી. હું ચોંક્યો અને આપનો જવાબ ન આવે ત્યાં સુધી પ્રયોગ મુલતવી રાખવાનું નક્કી કર્યું.

પ્રશ્ન એ છે કે આ પ્રયોગ જો હાલ શુભ પરિણામ દર્શાવતા હોય તો પછી એ સંભવિત છે કે એની કાંઈ પ્રક્રિયા કે વિકૃતિ આપણને પાછળથી રંજાડે?

વિગતવાર જવાબ આપી આભારી કરશો. આ પ્રશ્ન મારા એકલા-નો નથી. મારા જેવા અન્ય બે ત્રણ ભાઈઓનો પણ આજ પ્રશ્ન છે.

ઉપરનો પત્ર લખનાર ભાઈ શ્રી રમણિકભાઈ કોઠારીને નીચેના ભાવાર્થનો જવાબ આપવામાં આવ્યો. :

તમારો પત્ર મળ્યો. તમારો પ્રયોગ સફળ નીવડ્યો. પણ વૈદરાજે ભય બતાવ્યો અને તમારા હૃદયમાં બુદ્ધિભ્રમ ઊભો થયો. મને લાગે છે કે વૈદરાજે પ્રયોગના અંતિમ પરિણામનો જે ભય બતાવ્યો, તે ઉટાગ મૂક્યુ. તેમણે કાંઈ ચોક્કસ વાત કરી? તેમને તમે પૂછજો કે કોણે-કયા દરદીએ વરસો સુધી પોતાના મૂત્રનો ઉપયોગ કર્યો અને પાછલી ઉમરમા મૂત્ર પીવાથી તેમના લોહીમા વિકાર થઈ પરુ પાચ થયું અને તેને પીળિયો, પી ડરાગ થયો? એવુ એક દૃષ્ટાંત, દાખલો મોજૂદ છે? અગર આવા અભિપ્રાયવાળુ કાંઈ પણ લખાણ કોઈ પણ પુસ્તકની અંદર છે? હોય તો તેમની પાસેથી હકીકત મેળવીને મને જણાવજો. તેમ ન હોય તો પછી જાણજો કે વૈદરાજે કેવળ ઉટાગ મૂક્યુ છે.

વળી એક વાત ધ્યાનમા રાખવાની છે. દરેક વસ્તુનો ઉપયોગ તેના સ્થાને થવો જોઈએ, તેમ કરવામા વિવેક છે અમૃતનો ઉપયોગ તેની મર્યાદામા થાય તો તે શ્રેયસ્કર છે, મૂત્રને ખોરાકની જગ્યા આપવાનું મે કદી કહ્યુ નથી. અમુક દિવસ રોગની નાસ્તીને ખાતર કે ખોરાકના અભાવને કારણે તેનો ઉપયોગ ખોરાક તરીકેની ગરજ સારે છે એવું જાણ્યું છે પણ તે આપદ્ધર્મ તરીકે. મે તો બગાડેલા સ્વાસ્થ્યને પાછુ મેળવવાના સાધન તરીકે તેનો ઉપયોગ સૂચવ્યો છે. તેને ખોરાક તરીકે

જરૂર ન હોય છતાં હમેશા વાપરવાની વાત કરી નથી કારણ કે જરૂર સિવાયના અખતરા કરીને પોતાની જાતને ખતરામા નાખવામા ડહાપણ નથી, એક વાત છે કે હરેક મોસમ બેસતા પહેલા અગર કોઈ રોગનો હુમલો જેમ કે ઈન્ફ્લુએન્ઝા ટાઈફોઈડ, પ્લેગ વગેરે આપણા વિસ્તારમા આવતો લાગે તે પહેલા પોતાના મૂત્રનુ પાન દિવસમા બે વખત સવારે અને રાત્રે પોતાની પ્રકૃતિને અનુસાર, ચાર ચાર ઔંસ કે છ છ ઔંસ પીવાનુ શરૂ કર્યું હશે તો તેનામા તે રોગના હુમલાનો સામનો કરવાની શક્તિ આવશે અને તે મુક્તિ રહેશે એમ અનુભવે જણાયુ છે

આયુર્વેદના અભ્યાસીઓ પૈકી કેટલાક એમ કહે છે કે માનવ મૂત્રના ઉપયોગની વાત જ આયુર્વેદમા નથી કેટલાક એમ કહે છે કે માનવમૂત્ર પિત્તકર્તા છે અને કેટલાક એમ કહે છે કે ભગવાન સુશ્રુતે અને ભાવમિશ્રે સ્પષ્ટ કહ્યુ છે કે માનવમૂત્ર વિષઘ્ન છે અને રસાયણ છે વિષઘ્ન એટલે કોઈ પણ ઝેર-અંદરનુ કે બહારનુ —મૂત્રપાનથી નાશ પામે અને રસાયણ એટલે રોગથી વૃદ્ધ થયેલો માણસ રોગમુક્ત થઈ જુવાન જેવો સશક્ત થાય તે આમ બે વિશેષણોમા માનવમૂત્રના ગુણોનુ વર્ણન કરેલુ છે એ વર્ણન કાંઈ ઓછુ નથી વેદોએ ભગવાનનુ વર્ણન પણ એ જ રીતે એક શબ્દમા કર્યું છે ' નેતિ " " નેતિ " ભગવાનની વ્યાખ્યા કરવામા કે સત્ય વ્યાખ્યા કરવામા ભગવાન અને સત્ય બન્નેને એક નાના પરિઘમા મૂકી દે છે મર્યાદામા મૂકી દે છે તે કારણે વેદોએ ભગવાનનુ વર્ણન ' નેતિ ' નેતિ " શબ્દ વાપરી સતોષ માન્યો " એ નહી " " એ નહી " અર્થાત એથી પણ વિશેષ ' એથી પણ વિશેષ" એવા શબ્દોમા ભગવાનની વ્યાખ્યા અપરિમિત કરી છે આયુર્વેદમા મૂત્રના ગુણ એવી જ રીતે બે જ વિશેષણોમા વર્ણવ્યા છે વિષઘ્ન અને રસાયણ પછી વધારે આયુર્વેદ શુ લખી શકે? તે સિવાયના

આઠ નવ ચોપગાં પશુઓનાં મૂત્રના ગુણદોષનું વર્ણન આયુર્વેદમાં છે. અને તેના અભ્યાસીઓ તે ગુણદોષ પોપટની માફક બોલી નાખે છે. પણ જે તે પશુનું મૂત્ર તેના માટે કેવું છે, તો કોણ જાણે? મૂત્ર જે પિત્તકર્તા છે એવું વૈદરાજો જ્યાં ત્યાં કહે છે. તે ઉપલા આઠ પ્રકારનાં પશુઓનાં મૂત્ર કે જેને વિષે આયુર્વેદનાં પુસ્તકોમાં લખ્યું છે તે ઉપરથી તે પ્રમાણે કહે છે. સંભવ છે, અને કદાચ અનુભવસિદ્ધ હશે કે તે આઠ પ્રકારનાં જાનવરોનું મૂત્ર માણસો માટે પિત્તકર્તા હશે પણ તે જાનવરો પોતાને માટે પણ પિત્તકર્તા છે એવું કયા શાસ્ત્ર કે આયુર્વેદમાં છે? એવું વિધાન ક્યાંય છે? જે પશુના મૂત્રને પિત્તકર્તા કહીએ છીએ તે તે જ જાનવર માટે પિત્તકર્તા છે એવું કોઈ જાનવરે કહ્યું છે? અગર કોઈ માનવે–જાનવરોના દરદોનો ઉપચાર કરનાર વૈદે એવું–અનુભવ્યું છે કે રોગી જાનવરનું પોતાનું મૂત્ર તેને માટે પિત્તકર્તા છે? આ વસ્તુ શોધવી તેનું નામ સંશોધન અને તેનું નામ વૈજ્ઞાનિક નિર્ણય એટલે આયુર્વેદના પ્રણેતાઓએ જે વાત લખી છે કે તે આઠ પ્રકારના જાનવરોનાં મૂત્ર માનવજાતને માટે પિત્તકર્તા છે. તે સત્ય હોવાનો સંભવ છે પણ તે જાનવરોને પોતાના ઉપયોગ માટે તે પિત્તકર્તા છે એવું કોઈ કહી શકશે નહીં.

એ જ વાત માનવમૂત્ર માટે છે. એક તો એ કે, જાનવરોનું મૂત્ર માનવ માટે પિત્તકર્તા હોય એ સંભવિત છે. પણ માનવમૂત્ર માનવ માટે પિત્તકર્તા છે કે કેમ તે કોઈ કહી શકશે નહીં કારણ કે માનવમૂત્ર પીવાનું આપણે નિષેધ માન્યું છે. આમ છતાં "માનવમૂત્રોપચાર"ની વાત તો તેથી સાવ જુદી છે. તે તો એમ કહે છે કે માનવોમાં પણ ગમે તેવા સશક્ત માણસનું મૂત્ર ગમે તેવા રોગી માટે વાપરવું સહીસલામત નથી. પણ રોગીનું પોતાનું જ મૂત્ર ગમે તેવું હોય તે જ તેને માટે શ્રેયસ્કર છે. તે જ

...નિક રીતે ઉત્તમ છે અને શુદ્ધ છે એમ મારું કહેવું છે. આ મૂળ ભેદ સમજવા જેવો અને સતત દષ્ટિ સમક્ષ રાખવા યોગ્ય છે.

આ બધું હું એક અનધિકારી માણસ તરીકે લખું છું. એ હું જાણું છું. છતાં તેનો કોઈ ઈન્કાર નહીં કરી શકે. સત્ય આચરણ નહીં આચરનારો કોઈ માણસ "સત્ય મેવ જયતે" એ ઘોષણા કરે તેથી તે સૂત્ર ખોટું છે એમ ન જ કહેવાય. તે અનધિકારી માણસના મુખેથી બોલાએલું છે તેથી તેની અસર સમાજમાં ન થાય, પણ તે સૂત્ર જાતે ખોટું છે એમ ન કહેવાય. તેવી જ રીતે ઉપરની વાત છે કે "દરદીનું પોતાનું મૂત્ર પોતાનું દરદ મટાડવા માટે કુદરતે આપેલું સર્વોત્તમ સાધન-બક્ષિસ છે, એ સત્ય છે."

## "હા, માનવમૂત્ર અમૃત છે"

કોચીનમાં 'મલબાર હેરોલ્ડ' નામનું એક અંગ્રેજી છાપું છે. તેના ૪ ફેબ્રુઆરીના અંકમાં એક લખાણ છે. તેનું મથાળું એવું છે કે: "**તેઓ માનવમૂત્રને અમૃત બનાવવા માગે છે.**" તે લખાણ નીચે મુજબ છે:

"હમણાં એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે. તેમાં એવો દાવો કરવામાં આવ્યો છે કે માનવમૂત્ર અસાધ્ય રોગોને પણ મટાડે છે. તે પુસ્તકના લેખક શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલ છે. તે ગુજરાત પ્રદેશના ભારત સેવક સમાજના સંયોજક છે. આ પુસ્તકનું આમુખ મધ્યસ્થ સરકારના નાણાપ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ લખી છે.

કોંગ્રેસ પ્રમુખ શ્રી યુ. એન. ઢેબર આ પુસ્તકની છેવટે લેખકને આ પુસ્તક લખવા માટે અભિનંદન આપીને કહે છે કે: "ખાસ કરીને ચામડીના રોગો અને દમ જેવા રોગો પર સામુદાયિક રીતે અખતરા થવા જોઈએ. આ વિષયમાં સારું સંશોધન થવું જોઈએ. અને પ્રજાવર્ગના બધા લોકોને મળે એવું સારું સાહિત્ય તૈયાર થવું જોઈએ. છેવટે એક વાતનો વિચાર કરવાનો રહે છે. પોતાનું મૂત્ર પીવાથી પીનારને સાત્ત્વિક, રાજસી, અને તામસી વૃત્તિઓ પર કેવી અસર થાય છે?"

પુસ્તકે ગુજરાત એકલામાં જ નહીં પણ બીજા પ્રાંતોમાં પણ આશ્ચર્ય અને વિરોધ બંને પેદા કર્યાં છે. આ પુસ્તક પર ટીકા કરતાં આયુર્વેદના એક નિષ્ણાત અને મધ્યસ્થ સરકારના આયુર્વેદિક બોર્ડના સભ્યે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે: "પુસ્તક મુર્ખતાથી ભરેલું છે."

આધુનિક વૈદિક માન્યતા એવી છે કે, "મૂત્ર બહુ જોખમકારક દ્રવ્ય છે. મૂત્રનો ડિકસનરીમાં આપેલો અર્થ એવો છે કે મૂત્ર કિડનીનો ફેંકી દીધેલો નુકસાનકારક ભાગ છે. જો આ ત્યજાયેલા તત્ત્વને બહાર કાઢતાં ત્રણ ચાર કલાકથી વધારે વિલંબ થાય તો માણસના જીવતું જોખમ છે. આયુર્વેદ પણ મૂત્રને ઔષધ તરીકે ગણતી નથી અને બીજી કોઈ તબીબી પદ્ધતિ મૂત્રને ઔષધનું સ્થાન આપતી નથી."

ઉપરનું લખાણ વાંચીને આયુર્વેદના નામે અને આયુર્વેદના નિષ્ણાત તથા આયુર્વેદની મધ્યસ્થ સરકારની બોર્ડના સભ્યના અંચળા નીચે આજ સુધી શુદ્ધ કુંદનને શી રીતે કથીર ગણી તુચ્છકાર્યું તે જાણીને દુઃખ થાય છે. 'રાણીના સાળા'નો હુકમ વર્ષો સુધી આ પદ્ધતિએ જ ચાલ્યો હશે ..... છતા હું તેવી દલીલોમાં ઊતરવા માગતો નથી, મેં તો મારા એક આયુર્વેદના અભ્યાસી મિત્ર શ્રી સલારિયાની મદદથી આયુર્વેદનો અભિપ્રાય ટાંકી તે પત્રને

નીચેનો જવાબ મોકલ્યો. મૂત્ર ચિકિત્સામાં શ્રદ્ધાવાળા, અને તેમા રસ ધરાવતા હજારો અને હવે લાખો તે વાંચે એવા હેતુથી જવાબ નીચે આપું છું:

માનવશરીરનું સ્વાસ્થ્ય ટકાવી રાખવાને અને બગડેલું સ્વાસ્થ્ય સુધારવાને વિશ્વમાન્ય એવાં બે જ સત્ય સાધનો છે. એક દૂધ અને બીજું મૂત્ર. આયુર્વેદમાં મહર્ષિ આત્રેયે આ બે સાધનોને શરીર સ્વાસ્થ્ય સાચવવામા અગ્રસ્થાન આપ્યું છે. આયુર્વેદમાં નીચેના અવતરણો તેની પૂર્તિમાં હું આપું છું.

૧ સુશ્રુત :

(મૂત્ર) मूत्र मानुष च विषापहम ॥ (सू० अ० ४५–२८८)

(દૂધ) क्षीरं नार्याश्च सर्वप्राणभृताम् सात्म्यम् ॥

૨ ચારિત :

(મૂત્ર) मानुष (मूत्र) क्षारकटुक मधुरं लघु चोच्यते ॥
चक्षुरोगहृगहरं बल्य दीपन कफनाशनम् ॥ (प्र० अ० ६ मूत्र वर्ग)

(દૂધ) सज्जीव बृंहणमेव सात्म्यं सन्तर्पणं नेत्ररुजापहृ च ।
पित्तस्य रक्तस्य च नाशनं च नारीपय : स्नेहनमेव शस्तम् ॥
(दुग्ध वर्ग)

૩ વૃદ્ધ વાગભટ્ટ અષ્ટાંગ સંગ્રહ :

(મૂત્ર) नेत्ररोगहरं पित्त प्रवृद्ध च नियच्छति
पित्त तिक्तं कृमिहर रोचनं कफवातजित्
तिक्त पामाहरं मूत्रं मानुष तु विषापहम् ॥ (मू० अ० ६)

(દૂધ) वनितास्तन्यममामेव तु तद्वित ॥

૪ ભાવપ્રકાશ :

(મૂત્ર) नरमूत्र गर हन्ति सेवित तद्रसायनम् ।
रक्तपामा हं तीक्ष्णं सक्षारलवणं स्मृतम् ॥ (पूर्वखण्डम् मूत्रवर्ग०६)

(દૂધ) नारीक्षीर त्वाममेव हितं न तु शृत हितम् ॥
(पूर्व खण्ड दुग्धवर्ग–२६)

૫ યોગરત્નાકર :

(મૂત્ર) पित्तरक्तक्रिमिहरं रेचन कफवातजित्
तिक्त मोहहर मूत्र मानुष तु विषापहम् ॥ (मूत्राष्टम–११)
(દૂધ) पयोऽगानाना पिबता नराणा प्रागेव जूतिः प्रशम प्रयाति ॥
(दुग्धगुणा : २)

મૂત્ર અને જાનવરનું દૂધ તે માનવજાતના રોગના નાશ માટે વપરાય છે. જે વિજાતીય દ્રવ્ય ગણાય છે, તે આપણે બધા વાપરીએ છીએ. તો પછી ઉપર ટાંકેલા આયુર્વેદના અભિપ્રાય પ્રમાણે માનવ-દૂધ અને મૂત્ર જે સજાતીય દ્રવ્ય છે તેને આરોગ્ય રક્ષણ માટે વાપરવામાં વાંધો શો ? તાન્ત્રિક કાર્યમાં આ દ્રવ્યનો ઉલ્લેખ બહુ ઉત્તમ રીતે કરેલો છે. અને જેઓ તેને પોતાના રોગના ઔષધ તરીકે વાપરે છે તે રોગ નિવારણ કરનાર અમૃત તરીકે મૂત્રને ગણે છે.

એ વાત સત્ય છે કે કોઈ માણસને પેશાબનો ખુલાસો થતાં વિલંબ થાય છે તો તેને પીડા થાય છે અને તેમ થવાથી જીવને પણ જોખમ છે. તેથી તે જ આયુર્વેદ કહે છે કે માણસને પેશાબ અને ઝાડાની હાજત થાય તે રોકવી નહીં. કારણ કે તેમ કરવાથી શરીરને ભારે જોખમ છે. તેથી આપણે પેશાબ અને ઝાડાની હાજત થતાં તુરત તેને તાબે થવું. પણ તે પેશાબને પાછો કોઈ અસાધ્ય ગણાતા રોગોને નાબૂદ કરવા પીવામા કાંઈ વાંધો નથી. તેની મનાઈ આયુર્વેદમાં કોઈ સ્થળે નથી. શ્રી. વાગ્ભટ્ટ કહે છે કે न किंचित् विद्यते द्रव्य जगत्येव अनौषधम् અર્થાત જગતમા એવી કોઈ વસ્તુ નથી કે જે ઔષધ તરીકે ન વાપરી શકાય. ફક્ત તેનો બુદ્ધિપૂર્વકનો ઉપયોગ લેવાની જરૂર છે.

આયુર્વેદની દવાઓના નિષ્ણાત અને મધ્યસ્થ સરકારની આયુર્વેદિક બોર્ડના સભ્ય જેણે માનવમૂત્ર પુસ્તક વિષે અભિપ્રાય આપ્યો છે કે માનવમૂત્ર પુસ્તક મૂર્ખતાથી ભરેલું છે તેમને વિષે મારે વધારે કાંઈ કહેવું નથી. મારે ફક્ત તેમને નીચેના બે પ્રશ્ન પૂછવા છે:

૧. ઉપર લખેલાં આયુર્વેદનાં અવતરણોનો તે ઇન્કાર કરી શકે છે કે તે આયુર્વેદના ઋષિઓના અભિપ્રાય નથી? અર્થાત તે અવતરણો આયુર્વેદનાં નથી?

૨. તેમણે પોતે સ્વાનુભવ કર્યો છે કે પોતાની બીમારીના પ્રસંગે કે અન્યની બીમારીના પ્રસંગે દરદીનો પોતાનો જ પેશાબ તેના ઔષધ તરીકે વાપર્યો અને તેના પરિણામે તેમને અગર પેલા દરદીના જીવનને જોખમકારક નીવડ્યું? જો તે ગૃહસ્થને એવો જાતઅનુભવ અગર જાતમાહિતી ન હોય તો માનવમૂત્ર પુસ્તકમાં નરી મુર્ખાઈ ભરી છે એવું કહેવાનો શો અર્થ?

તે પોતે આયુર્વેદના મોટા અભ્યાસી હશે અને કદાચ આયુર્વેદના નિષ્ણાત હશે. પણ આપણે સારી રીતે જાણીએ છીએ કે કોઈ વૈદિયાને ભલેને સેંકડો ટનના વજન જેટલાં પુસ્તકોનો અભ્યાસ હોય અને તે બધી માહિતી કંઠે હોય પણ તે જ્ઞાન પાછળ સ્વાનુભવનું બળ ન હોય તો તે પોપટિયા જ્ઞાનની કાંઈ કિંમત નથી. હું તો હિંમતપૂર્વક કહી શકું તેમ છું કે મારા જાતઅનુભવનું અને મારા જેવા જુદા જુદા ગેગોથી પીડાતા હજારો દરદીઓના જાત અનુભવના બળે મારી વાતને શાસ્ત્રીય બનાવી મૂકી છે. તેને વૈજ્ઞાનિકોના પ્રમાણ પત્રની જરુર નથી પડી.

હું વધારે નથી લખતો. હું એટલું જ કહું છું કે તે કિમતી વિજ્ઞાન છે અને મારા દેશની ગરીબ અને પીડાતી લાખોની જનતાને આશીર્વાદ સમાન છે. તેઓ માટે તો મૂત્ર ખરેખર અમૃત છે. જો કોઈ માણસ બીમારીની ભયંકર પીડામાંથી બચવા માગતો હોય તો તે પોતાનું જ મૂત્ર યોગ્ય રીતે અને પદ્ધતિસર વાપરે તો તે સહી-સલામત રીતે તેમ કરી શકે છે.

## ૧

# મનુષ્ય મૂત્ર

શ્રી રાવજીભાઈનો લેખ આ અંકમાં અન્યત્ર ઉદ્ધૃત કર્યો છે; કારણ કે એની પાછળ ચોકસાઈ છે. જે પુસ્તકનો ઉલ્લેખ એમણે લેખમાં કર્યો છે તે પુસ્તક અમારા વાંચવામાં પણ આવેલું છે. જ્હોન ડબ્લ્યુ. આર્મસ્ટ્રૉંગ એનો લેખક છે. પુસ્તકનું નામ 'વૉટર ઑફ લાઈફ' છે. પુસ્તકમાં લેખકે પોતાના અનુભૂત કેસો ટાંકેલા છે એટલે તે વિશેષ ધ્યાનાર્હ બનેલ છે. એ લેખકનો તો દાવો છે કે માણસોનો પોતાનો પેશાબ પીને તમામ દરદો મટાડી શકાય છે. કેન્સર, ગેન્ગ્રીન, હૃદયના રોગો, પાંડુ, વ્રણો ચામડીના અનેક રોગો, ગુદાનો વરમ, સોરાઈસીસ વગેરે દારુણ રોગો પણ લેખકે કહ્યું છે તેમ એકલા મૂત્રથી મટે છે. લેખકને પોતાને ક્ષયરોગ થયો હતો. નોકરી માટે તે નાલાયક ગણાયા હતા. પુસ્તક અક્ષુણ્ણ પંથે નવીન પ્રસ્થાન કરે છે એટલે એનું મુલ્ય છે.

આયુર્વેદમાં ઘેટી, બકરી, ગાય, ભેંસ, હાથણી, ઊંટડી, ઘોડી અને ગધેડી આ આઠ પ્રકારનાં પ્રાણીઓના મૂત્રના ગુણદોષ આપેલાં છે. અને ચિકિત્સામાં આ સર્વનો ઓછોવત્તો ઉપયોગ પણ થયેલો છે. જલોદરમાં આઠેય મૂત્રનો બાહ્ય અને આભ્યાંતર ઉપયોગ (શેકે પાને ય) સૂચવેલો છે. ભેંસનું મૂત્ર અને દૂધ એના ઉપર ઉદર રોગીઓએ કાંઈ પણ ખાધા વિના રહેવાનું ચરકમાં વિધાન છે, ગોમૂત્ર સાથે ચરકનું હરડે (અભયા) ખાવાનું વિધાન છે. શોથ-રોગમાં ગોમૂત્ર પર રહેવા કહેલું છે. દરેક મૂત્રના પૃથક ગુણો આપેલા છે અને મૂત્રના સામાન્ય ગુણો જોવા જેવા છે. આ જોતાં

તો તે વખતે મૂત્રની અનોખી ચિકિત્સાપદ્ધતિ જ અસ્તિત્વમાં હશે.

મૂત્રના સામાન્ય ગુણો : મૂત્ર ઉત્સાદનમાં, આલેપનમાં અસ્થાપન બસ્તીઓમાં, વિરેચનમાં, સ્વેદોમાં અગદોમાં, ઉદર રોગોમાં, આફરા વગેરે રોગોમાં હરસમાં, ગુલ્મ રોગોમાં કુષ્ઠ રોગોમાં, આફરા વગેરે રોગોમાં, સફેદ કોઢમાં, પોટીસ વગેરે શેકોમાં, પરિષેકમાં (ધારા કરવામાં) ઉપયોગી છે. મૂત્રમાત્ર જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે, વિઘ્ન છે, કૃમિઘ્ન, પાંડુરોગના દરદીઓ માટે તે શ્રેષ્ઠ છે. ઉત્તમ કલ્યાણકારી છે. (પાંડુરોગમાં ગોમૂત્રનો ખૂબ જ ઉપયોગ ચરકમાં જોવામાં આવે છે.) મૂત્ર પીવામાં લેવાથી કફનુ શમન કરે છે, વાયુનુ અનુલોમન કરે છે અને પિત્તને નીચે તરફ લઈ જાય છે.

સુશ્રુતે નરમૂત્રને (*मानुष च विषापहम्*) વિષઘ્ન ગણેલું છે.

અષ્ટાંગ સંગ્રહકારે "*तिक्त पामाहर मं मानुष तु विषापहम*" અર્થાત્ મનુષ્ય મૂત્રને સ્વાદમાં કડવું, ખસખૂજલી વગેરેને મટાડનાર વિષાપહ ગણેલું છે.

ભાવમિશ્રે નરમૂત્રને ઝેરને હરનાર છે, તેને પીવામાં લેવાથી તે રસાયણ છે, ખસ કે ખરજવાને મટાડનાર છે, ક્ષાર ને લવણયુક્ત હોઈ તે *તીક્ષ્ણ છે તેવું કહેલું છે.*

યોગરત્નાકરમાં 'લઘુમાલિનીવસંત'ના પાઠમાં ખાપરિયા (કેલેમીના)ને એકવીસ દિવસ સુધી નરાંબુમધ્યે અર્થાત માણસના પેશાબમાં બોળી રાખી, તાપમાં પેશાબ સુકાઈ જાય તે પછી તે ખાપરિયું અને મરી સમાનભાગે લઘુવસંતમાલતી બનાવવા કહ્યું છે. અર્થાત્ માણસના પેશાબનો ઉપયોગ ધ્યાન ખેંચે છે.

ટૂંકામાં મૂત્રનો ઉપયોગ આયુર્વેદે ખૂબ જ કરેલો છે અને

નરમૂત્રને વિષઘ્ન કહી તેનામાં પ્રત્યેક પ્રકારના વિષ ( આધુનિકોનાં વાયરસ વગેરેનો સમાવેશ આમાં થઈ જાય છે ) અને કાયજન્ય વિષો ( ટોકસીનો )નો સમાવેશ પણ આમાં થઈ જાય છે

આમ છતાં મૂત્રચિકિત્સા ઉપર એક પણ સ્વતંત્ર ગ્રંથ ઉપલબ્ધ નથી.

ગુજરાતી ભાષામા 'અખૂટ જીવનદોરી' નામનું પુસ્તક છે. સુરતના યુગાન્તર કાર્યાલય તરફથી ૧૯૨૩માં પ્રસિદ્ધ થયુ છે. હાલ તો અપ્રાપ્ય છે. એના લેખક શ્રી ચંદુલાલ લલ્લુભાઈ ગોવર્ધનદાસ છે, આ પુસ્તકમા પેશાબથી રોગો મટાડવા સંબંધી એક બે પાના એમ યુગાન્તર કાર્યાલયવાળા શ્રી રતિલાલ તન્નાએ મને કહ્યુ છે. પુસ્તક હજી મારા વાચવામા આવ્યુ નથી. શ્રી તન્નાએ મને કહેલું કે, 'અખૂટ જીવનદોરી' ના લેખક રોજ પોતાનો પેશાબ નિયમિત પીતા હતા. અને હુ ભૂલતો ન હોઉં તો 'ગાંડીવ' પ્રેસવાળા શ્રી નટવરલાલ માળવીએ પણ આ વાતનુ સમર્થન કર્યું હતુ આ લેખક બહુ લાંબી ઉમરે ગુજરી ગયા હતા અને મરતા સુધી પોતાનો પેશાબ રોજ પીતા હતા. એમના દીર્ઘાયુષ્યનુ કારણ પેશાબ-પાન હતું તેમ મને કહેવામા આવ્યુ છે. શ્રી તન્ના કહે છે કે, કોઈ પોલીગ્લોટ—અનેક ભાષાઓ જાણનાર નોર્વે તરફના એક સંન્યાસીની પ્રેરણાથી આ પુસ્તક લખેલુ છે.

'વૉટર ઑફ લાઈફ'ના લેખકે પેશાબ પીવાના કામમાં લીધો છે અને તે વખતે ઉપવાસ કરવા સૂચવ્યું છે.

હરસ ઉપર પેશાબથી ધોવાથી હરસ મટે છે એમ લેખક કહે છે, 'સિદ્ધભેષજમણિમાલા'ના વિદ્વાન લેખકનો પણ નીચેનો અનુભૂત લેખ જોઈએ:

કાંઈ પણ વાગ્યુ હોય, ઘા હોય તેના પર પેશાબ કરવાની

વિધિ તો લોકમા આજે પણ જાણીતી છે પેશાબ વડે નણ ધોવાથી તુરત રુઝ આવે છે

અમારો એક જાતઅનુભવ નોધવો અહી ઉચિત છે મારી એક ઘોડીને એક વખત છાતીમા ઝાડનુ ઠૂંઠુ પેસી ગયુ હતુ અને ખાસ્સો ઊ ડો ઘા પડચો હતો તે વખતે એક અનુભવી સજ્જને બતાવેલો પ્રયોગ આ છે એક ખાડામા ઘરના સર્વ માણસોએ પેશાબ કરવો થોડીક ચાજેની રાખ ખાડામા નાખી રાખી અને લાકડીને છેડે બાધેલા કાપડના એક કકડા વડે એ વારે વારે ઘોડીના ઘામા છાટવામા આવતુ હતુ મને સમજણ છે કે જે ઘા આજે દવાખાનામા રાખવામા આવે તો ચાર મહિને પણ ન રુઝાય તે જોતજોતામા રુઝાઈ ગયો

અમો નાનપણમા કાઈ પણ વાગતુ તો તે ઉપર પેશાબ કરતા હતા, અને કહેવાની ભાગ્યે જ જરૂર છે કે તે ભાગ્યે જ પાકતુ, અને આ વાગ્યા ઉપર પેશાબ કરવાનુ યુરોપમા પણ પ્રચલિત હતુ

ખસ-ખૂજની ઉપર વૈદ્યો ગોમૂત્ર ઘસાવે છે ગોમૂત્રમા થોડુક મીઠુ અને હળદર નાખી ઘસવાથી કડુ-ખૂજની શાત થઈ જાય છે માણસનો પેશાબ પણ ખૂજની માટે સારો છે

એક સજ્જને મને કહ્યુ કે એક ભાઈને મો ઉપર ખૂબ મોટા ફોલ્લા થયા હતા દાક્તરોની દવાઓ ઈન્જેક્શનો લઈ થાકચા પણ ન મટચુ એ ભાઈએ કહ્યુ કે અડાયાની રાખ પેશાબમા કાલવીને ફોલ્લા ઉપર ચોપડચે રાખો જરા ગદુ લાગશે પણ તરત જ મટી જશે અને ખરેખર ચમત્કારિક રીતે ફોલ્લા મટી ગયા આ પ્રયોગ કહેનાર હજી વિદ્યમાન છે

કાન પાકચો હોય છે તો કૂતરાનુ મૂત્ર કાનમા મૂકે છે બકરીનુ મૂત્ર નાખવાથી પણ કાન વહેતો મટે છે માણસોનો પેશાબ પણ મૂકી શકાય છે

કુષ્ઠના ઉપર પણ મૂત્ર અકસીર ઈલાજ છે. લેખકના પોતાના શબ્દો આ રહ્યા : "Indeed urine is the skinfood par excellence as also the remedy of every kind of skin disease" (Page 55)

અંતે લેખક કહે છે કે, "Unine is not a specific for any given disease, it is a dpecific for health." (Page 124)

પેશાબ પીવાનો ખ્યાલ આમ કરતાં અટકાવે છે. પરંતુ એકાદ વખત પીવા માંડયો કે કંટાળો ચાલ્યો જાય છે. લેખક તો પેશાબને મેજિક ફ્લ્યુઈડ 'જાદુઈ પીણું' ગણે છે.

('ભિષગ્ભારતી,' જુલાઈ અંકમાંથી) બાપાલાલ ગ. વૈદ્ય

## ૨

## શરીરસ્વાસ્થ્યનું ઉત્તમ સાધન

प्रणम्य जगदुत्पत्ति-स्थिति संहार-कारणम् ।
स्वर्गापवर्गयो द्वार त्रैलोक्यशरण शिवम् ॥

૧. આ જગતમા જગતમાત્રના જીવજંતુથી માંડીને હાથી સુધીના પ્રાણીમાત્રને કેવી રીતે સુખ પહોંચે અને એકબીજા અંદરોઅંદર એકબીજાને મદદકર્તા થાય અને દરેકનું સ્વાસ્થ્ય સચવાય તેમ જ રોગી રોગમુક્ત થાય તે સંપુર્ણ જ્ઞાન વેદમાંથી– વેદના ઉપવેદ તરીકે ઓળખાતા આ આયુર્વેદમાં જ છે.

આયુર્વેદનું અવતરણ: બ્રહ્મા પાસેથી દક્ષ પ્રજાપતિએ હેતુ

(કારણ) સહિત સંપૂર્ણ આયુર્વેદ શીખ્યો. જેની અંદર હેતુ-વિપરીત ચિકિત્સા છે. અને બીજા, સૂર્યનારાયણે પણ બ્રહ્મા પાસેથી વ્યાધિ-વિપરીત ચિકિત્સાવાળો આયુર્વેદ શીખ્યો જેથી જ આપણે જાણીએ છીએ કે "आरोग्य भास्करादिच्छेत्" એવી પ્રાર્થના કરીએ છીએ. હવે આગળ જતાં આ બંને પ્રથાનો સમન્વય થતાં આજે હેતુ-વિપરીત, વ્યાધિવિપરીત અને હેતુ-વ્યાધિ-વિપરીત એમ આ ત્રણે રીતે હાલ રોગની ચિકિત્સા કરવામાં આવે છે. આયુર્વેદ વૃક્ષ, પશુ, પક્ષી તમામના અલગ અલગ બનાવેલા છે. અને તે આયુર્વેદના આઠ અંગો કહેલાં છે અને દરેક અંગ ઉપર સ્વતંત્ર ગ્રંથ રચવામાં આવેલ છે.

૨. ઉપર મંગલાચરણમાં આપે શિવનું નામ વાંચ્યું તે જોતાં સર્વ સુખ તથા જ્ઞાનનો દાતા એક માત્ર શિવ જ છે એમ લાગે છે ભગવાન શિવે આ દુનિયાનાં તમામ જીવજંતુના ઉપકારાર્થે પોતે પોતાની પત્નીને સંબોધીને સંવાદ રૂપે જ્ઞાન જગતને આપ્યું છે. તેમના શિષ્યો રાવણ, નાગાર્જુન વગેરે ઘણા છે. જેઓએ પણ આયુર્વેદમાં ઘણો સારો ફાળો આપ્યો છે અને દાવો કરે છે કે જે દુઃસાધ્ય રોગો હોય તેની પણ તેઓ સફળતાપુર્વક ચિકિત્સા કરતા.

દેવ અને દાનવ એ બન્ને એક જ બાપના છોકરા હતા, પરંતુ દેવો વિષ્ણુને માનનારા અને દાનવો શિવને માનનારા હતા. તે બન્ને એકબીજાને અન્યોઅન્ય કોઇ કારણસર વેર હોવાથી અવારનવાર લડયા કરતા હતા. દેવોના ગુરુ બૃહસ્પતિ હતા અને તેમના વૈદ્ય તરીકે અશ્વિનીકુમારો હતા અને દાનવોના ગુરુ અને વૈદ્ય તરીકે શુક્રાચાર્ય હતા કે જેમની પાસે મૃતસંજીવની વિદ્યા હતી. જેનાથી દરેક લડાઈમાં ઘાયલ થયેલાને પુનર્જીવન મળતું.

...રુદ્રથી યક્ષનું માથું કાપવામાં આવ્યું ત્યારે દેવોના કહેવાથી

અશ્વિનીકુમારોએ તેને ફરીથી જોડી દીધું અને શંકરે પોતે પોતાના જ પુત્રનું માથું કાપ્યું અને ફરીથી તેને પોતે જ જોડી દીધું એવા એકબીજાના આયુર્વેદમાં અને પુરાણમાં ઘણા દાખલા છે. જેનાથી માલૂમ પડે છે કે બંને પક્ષો પાસે આયુર્વેદનું જ્ઞાન હતું. આ બન્ને બાજુએ આયુર્વેદનો વિકાસ કરવામાં એકબીજા એકબીજાની કેમ આગળ જાય તેની કોશિશ કર્યે જતા હતા, અને એ શોધખોળથી જેમ બને તેમ ઓછા દ્રવ્યથી રોગ કેમ મટાડવો તેની જ પેરવીમાં રચ્યાપચ્યા રહેતા. મહર્ષિ આત્રેયે ચરકમાં દીર્ઘ જીવીતીયમ અધ્યાયમાં એકલાં મુખ્ય કાષ્ઠાદિક ઔષધો અને મૂત્રવર્ગનો રોગોની દવામાં ઉપયોગ કર્યો છે, જ્યારે ભગવાન શંકરે અને તેમના અનુયાયીઓએ લોહ, ઉપલોહ, વિષ, ઉપવિષ, મૂત્ર, મોતીમાણેકપ્રવાલ વગેરેનો પોતાની ચિકિત્સાપ્રણાલીમાં ઉપયોગ કર્યો છે અને છેવટે એમ પણ સાબિત કર્યું છે કે એકલા ફક્ત પારદથી જ સર્વ રોગોનો નાશ થાય છે.

૩. ઓછી દવાથી અને પીવામાં સહેલાઈથી લઈ શકાય તેવા આશયથી યુરોપમાં આ અંગે ઘણા અખતરાઓ અને શોધખોળ થયાં છે સૌ પ્રથમ ડૉ. હાનિમાને હોમિયોપેથિક પદ્ધતિ કાઢી અને દુનિયાને જણાવ્યું કે એલોપેથિકમાં મોટા પ્રમાણમાં સૌથી મોટી માત્રામાં જે દવા વપરાય છે તેના જે પરિણામ આવે તેનાથી તદ્દન ઊલટાં જ પરિણામો તે જ દવાને હોમિયોપેથિની તદ્દન ઓછી માત્રામાં (એટલે તેમના મત પ્રમાણે ઘણી હાઈએસ્ટ પોટેન્સીમાં) લેવામા આવે તો આવે છે. દાખલા તરીકે અફીણથી ઝાડા બંધ થાય પરંતુ એ જ અફીણને હોમિયોપેથીક રીતે આપવાથી તેનાથી કબજીયાત દૂર થાય છે. ત્યાર પછીથી તેમના જ શિષ્ય સુશ્લરે રોગ મટાડવા માટે ફક્ત બાર જ દવાઓનો ઉપયોગ કર્યો છે. અમેરિકામાં ડૉ. બર્જીઝ એપસમપથીની (એટલે વિલાયતી મીઠાથી

જેવો શાકાહારી ( વેજીટેરિયન ) હોય છે તેના જ મૂત્રનો દવામાં ઉપયોગ કરવાનું સૂચવ્યું છે.

આ એક સામાન્ય નિયમ છે કે જે કોઈ પ્રાણી, પશુ, પક્ષી કે માણસ પોતે પોતામાં બનતી ચીજનો ઉપયોગ રોગો મટાડવામાં તેમ જ શસ્ત્રક્રિયામાં કરે છે તેને અંગ્રેજીમાં 'ઓટોજીનસ' કહે છે, તે જ ધોરણે હાલમાં પણ 'ઓટોગ્લસડ' અપાય છે અને તેમાં કોઇ જાતનું નુકસાન થતું નથી.

રોગની દવા કરવામાં સરખી જાતિના કોઈ પણ પ્રાણી કે મનુષ્ય એકબીજાને ઉપયોગી થઈ પડે તેની બધી વસ્તુઓનો ઘણે ભાગે ઉપયોગ કરાય છે, જેને અંગ્રેજીમાં 'હોમોજીનસ' કહેવાય છે

છેવટે ત્રીજી રીતે પોતાની જાતિથી બીજી જ જાતિ કે જેનાં ખાનપાન આપણા જેવાં જ હોય તેવા પ્રાણીની ચીજનો દવા તરીકે ઉપયોગ થાય છે. તેને અંગ્રેજીમાં 'હિટરોજીનસ' કહે છે. મહર્ષિ આત્રેયે આ ત્રીજી રીત અખત્યાર કરીને પોતે પોતાની ચિકિત્સા પ્રણાલિકામાં આઠ મૂત્રોનો સમાવેશ કર્યો છે. જ્યારે ભગવાન શંકરે પોતે શિવામ્બુકલ્પનું વર્ણન કરતાં મનુષ્યમૂત્રનો સૌથી શ્રેષ્ઠ ગુણ વર્ણવીને પહેલી રીત અખત્યાર કરી છે જે તદ્દન નિર્દોષ છે અને દરેક રોગમાં તેનો ઉપયોગ કરવાનું સૂચવ્યું છે. જેમ આત્રેયશાસનમાં સાજાને હરડે અને માંદાને ઉપવાસ કરવાનું સૂચવ્યું છે તેમ ભગવાન શંકરના મતમાં સાજાને પણ મૂત્ર અને માંદાને પણ મૂત્ર વાપરવા ભારપૂર્વક કહે છે; જોકે તેમાં વાપરવાની વિધિમાં તફાવત રહે છે.

ઉપરની હકીકત પરથી જણાશે કે શુક્રાચાર્ય પાસે મૃતસંજીવની દવા એક જ હતી. ત્યારે અશ્વિનીકુમારો પાસે પણ એવી કોઈ દવા હોવી જોઈએ, જેનાથી તેઓ દેવોમાં પ્રખ્યાતિ પામ્યા. ભગવાન શંકરે એક જ પારાની દવાથી તેમ જ શિવામ્બુથી દરેક રોગ

ડૉ. સુશ્લર, ડૉ. બર્જીસ અને છેવટે ડૉ. આર્મસ્ટ્રોંગ, એક પછી એક તે બધાએ એક જ હેતુથી જેમ બને તેમ એક જ દવાથી સર્વ રોગ મટે એવી દવા શોધવામાં પોતાની જિંદગી સમર્પી. ડૉ. હાનિમાને સ્વાદ વગરની તેમ જ ડૉ. સુશ્લરે ફક્ત ૧૨ જ દવાઓનો ઉપયોગ કર્યો.

અને ડૉ. બર્જીસે તો ફક્ત સાત જ સોલ્ટસ દરેક રોગ મટાડવામાં વાપર્યા અને છેવટે ડૉ. આર્મસ્ટ્રોંગ તો બાઈબલમાંથી પ્રેરણા મેળવીને પોતાની જાત ઉપર સ્વમૂત્રનો ઉપયોગ કરીને ક્ષયમાંથી મુક્ત થયા. બાદ ઈંગ્લંડમાં અને બીજે અનેક જાતના રોગોથી પીડાતા માણસો ઉપર તેનો ઉપયોગ કરીને, તેના સંતોષકારક પરિણામો આવવાથી તેમણે મૂત્રથી (મનુષ્યના) દરેક રોગ મટે છે તેનું 'વૉટર ઑફ લાઈફ' નામનું પુસ્તક લખીને દુનિયા ઉપર મહાન ઉપકાર કર્યો છે.

**આ મૂત્રચિકિત્સામાં નહીં નાડી જોવાનું કામ કે નહીં નિદાનનું કામ. આ તો એવું સરસ મજાનું સાધન છે કે સાજો પોતે પોતાનું મૂત્ર પીએ અને શરીરે ચોળે તો તંદુરસ્ત રહે અને જે કોઈ બીમાર હોય તે જો પોતાનો પેશાબ પીએ અને ચોળે તો સાજો થઈ જાય.** ફક્ત એટલું યાદ રાખવાનું રહે છે કે જો માણસ બીમાર હોય તો જેટલો વખત બીમાર રહે અને પેશાબ પીએ તેટલો વખત ઉપવાસ ઉપર રહે અને સાજો થયા પછી પોતે ધીમે ધીમે મગના પાણીથી અને પછીથી સાદા હલકા ખોરાક-દાળ, ભાત, શાકથી ઉપવાસ છોડે. ખાવામાં પોતાને જે માફક આવે તે જ ખાવું. આ દવા સાજો માણસ લે તેને કોઈ જાતની પરેજી ખાસ પાળવાની હોતી નથી, પરંતુ જે માણસ માંદો હોય તેને ઉપવાસ કે ઉપવાસ સાથે થોડું હલકું ભોજન કે જે પ્રકૃતિને માફક હોય તે લઈને પોતાનો પેશાબ પીએ અને ચોળે.

મેં સુશ્રુતમાં વાંચ્યા પછી આ પ્રયોગ હિંમતથી શરૂ કર્યો છે.

જ બધા રોગો—અસાધ્ય પણ મટાડવાની પદ્ધતિ કાઢી છે ને તે માટે ફક્ત તેમણે સાત જ સોલ્ટ્સ વાપર્યાં છે અને રોગોને મટાડયા છે.) હું જ્યારે ૧૯૨૧માં મુંબઈમાં નેશનલ મેડિકલ કોલેજમાં ભણતો હતો ત્યારે મેં એક નામાંકિત આયુર્વેદાચાર્ય વૈદ્યરાજને ફક્ત ત્રણ જ દવાથી દરેક રોગને મટાડતા જોયા હતા. તેઓ ત્રણ જ શીશીઓ પોતના દવાખાનામાં ટેબલ ઉપર રાખતા જેના ઉપર વાતઘ્ન, પિત્તઘ્ન, અને કફઘ્ન નામો લખેલાં હતાં અને તેમાંથી નાડી જોઈને દરદીને ઓછી વધતી ત્રણે દવાઓ મેળવીને પડીકાં પીવા માટે અને બહાર ચોપડવા માટે આપતા. મેં તેમની પાસે તે કઈ દવાઓ છે તે જાણવા માટે ઘણી કોશિશ કરી, પરંતુ તેમણે છેવટ સુધી તે વાત છાની જ રાખી આવી વૈદ્યોની મનોદશા ખરેખર અનિચ્છનીય છે. પાછળથી છેવટે હમણાં મારા વાંચવામાં રસમંગલ નામનો ગોંડલરસશાળાનો છપાયેલો ગ્રંથ આવ્યો અને તેમાં શરૂઆતમાં જ ચિકિત્સા ખંડમાં વાતઘ્ન, પિત્તઘ્ન અને કફઘ્ન રસો મેં વાંચ્યાં ત્યારે મારા મનને સંતોષ થયો. આ લખવાની મતલબ એ કે આયુર્વેદમાં પણ ત્રણ જ દવાથી દરેક રોગ મટે છે, અને છેવટે એક જ પારદથી દરેક રોગ મટે છે, તે ઉપર આપણે જોયું: તાંત્રિક ગ્રંથોમાં અઘોરીઓ મળ, મૂત્ર વગેરેનો દવા તરી પોતાના પંથમાં ઉપયોગ કરતા અને જૈન સાધુઓ નાની અને મોટી પડિમામાં પોતાનો જ પેશાબ પીને રોગો મટાડતા એવો ઉલ્લેખ છે. અને ભગવાન શંકરે પાર્વતી પાસે રુદ્રયામલ તંત્રમાં વર્ણવેલ શિવામ્બુકલ્પમાં ફક્ત મૂત્રનો જ મહિમા ગાયો છે. તેનાથી જ દરેક જાતના રોગ મટે છે તેમ જ લાંબા કાળ સુધી જીવાય છે, એવો ઉપદેશ પણ આપ્યો છે. આગળ જતાં આયુર્વેદમાં અને રસતંત્રમાં મૂત્રનો પ્રયોગ બીજી દવાઓ સાથે કરેલ છે. ભગવાન આત્રેયે જે આઠ મૂત્રોનો ઔષધિમાં પ્રયોગ કર્યો છે તે ફક્ત જે પશુઓ ઘાસચારા ઉપર જીવનારાં છે તેનાં જ મૂત્રો

ઉપયોગમાં લીધાં છે. સુશ્રુતે તદુપરાંત મનુષ્યમૂત્રનો દવા તરીકે ઉપયોગ દર્શાવ્યા છે. તો પછી ભગવાન આત્રેયે મનુષ્યમૂત્રનો કેમ ઉપયોગ નહીં કર્યો હોય? પશુઓનાં મૂત્ર કરતાં મનુષ્યમૂત્ર તો મનુષ્ય માટે વધારે ઉપયોગી હોઈ શકે. અત્યારે આપણે નજરે જોઈએ છીએ કે જાનવરોનાં મૂત્ર પોતા માટે હિતકર છે, ભગવાન આત્રેય એમ પણ કહે છે કે અમુક આઠ જાતનાં પશુનાં મૂત્ર માનવસ્વાસ્થ્ય માટે પણ ઉપયોગી છે, તો તેમણે નરમૂત્ર વિષે કેમ ઉલ્લેખ નહીં કર્યો હોય? ભગવાન આત્રેયે છ શિષ્યોને આયુર્વેદનો ઉપદેશ કર્યાની વાત જાણીતી છે. તેઓએ અગ્નિવેશ, હારિત, વગેરે છ શિષ્યોને સરખી જ રીતે આયુર્વેદનો ઉપદેશ કરેલ છે. હવે અગ્નિવેશે પોતાના ગ્રંથ ( અગ્નિવેશ સંહિતા )માં માનવમૂત્રનો ઉલ્લેખ નથી કર્યો એ વાત સાચી જ્યારે તેમની જ સાથે બેસીને ભણનાર હારિતે પોતાના ગ્રંથમાં મનુષ્ય તથા સ્ત્રીના મૂત્રના ગુણ આપીને રોગ મટાડવામાં તેનો ઉપયોગ કરેલ છે. આ ઉપરથી સાબિત થાય છે કે છએ શિષ્યોએ જેણે જેણે જે જે વસ્તુનો વધારે ઉપયોગ રોગ મટાડવામાં કર્યો અને પોતે જે સારું માન્યું તેનો પોતાના ગ્રંથમાં ઉલ્લેખ કરેલ છે. આટલા જ માટે ભગવાન ધન્વન્તરીએ પોતાના શિષ્યોને ઉપદેશ કરતાં કહ્યુ છે કે એક જ ગ્રંથના પઠનપાઠનથી માણસને આયુર્વેદનું સંપૂર્ણ જ્ઞાન થતું નથી. માટે આયુર્વેદના બધા ગ્રંથો વિચારવા જોઈએ જેથી માણસને સંપૂર્ણજ્ઞાન થાય છે. એનો સીધો જવાબ એ જ હોઈ શકે કે, જે વસ્તુ વ્યાપક છે, પ્રચલિત છે તેનો ઉલ્લેખ કરવાની કાંઈ જરૂર ન પણ લાગી હોય. સૂર્યનારાયણના ગુણદોષ કે હયાતીનું વર્ણન કરવાની કાંઈ જરૂર હોય ખરી કે? તેમ નર મૂત્રના ગુણમાં એક જ વસ્તુ પૂરતી છે કે, નરમૂત્ર વિષઘ્ન છે અને રસાયણ છે. વૃદ્ધ વાગ્ભટે પોતાના અષ્ટાંગ સંગ્રહમાં આઠ મૂત્રો ઉપરાંત હરણનું મૂત્ર પણ લીધું છે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે જે પ્રાણીનો ખોરાક -આપણા

સુશ્રુતમા લખ્યુ છે કે ' मानुष मूत्र विषापहम् ।' આપણને સહેજે સમજ પડે કે જેને વિષ ચડે છે તેનુ હૃદય નબળુ પડે છે અને મૂત્ર પાવાથી તે સતેજ થઈને શુદ્ધિમા આવે છે તે ઉપરથી મે મારા દરદીઓ ઉપર ઓપરેશન વખતે તેનો ઉપયોગ લગભગ ૧૬ મોટા ઓપરેશનોમા કર્યો છે અને મારે કોઈને વચમા સેલાઈન કે નાડીમા કે બ્લડ આપવુ પડયુ નથી.

ડૉ મગનલાલ એ. મવારિયા

૩

## મૂત્રચિકિત્સા

સ્વ૦ તના બુઝુર્ગ કાર્યકર્તા શ્રી રાવજીભાઈ પટેલને મુત્રચિકિત્સાથી ફાયદો થયો એ બાબત 'જનસત્તા'ના પાના ઉપર 'જનસત્તા'ના વાચકોએ વાચી અને વિચારી છે આખો મૂત્રચિકિત્સાનો ક્રમ પણ એ જ મુરબ્બીવર્યની લેખિની દ્વારા આપણને મળ્યો છે કેટલાક વૈદડોક્ટરો આ બાબતમા સમત થયા છે તો કેટલાયે એનાથી વિરુદ્ધ મત દર્શાવે છે

જેમ આર્યસસ્કૃતિ કે ધર્મ એક જ મનુષ્યની દેન નથી તેમ જ આયુર્વેદ પણ એક જ મનુષ્યે ઉત્પન્ન કરેલ શાસ્ત્ર નથી આર્યસસ્કૃતિ જેમ ઘણી સમોજ્જવળ સસ્કૃતિઓનુ એક મહા મગન મિલન છે તેમ જ આયુર્વેદ એ જગતમા ચાલતી આરોગ્યની પદ્ધતિમાત્રના મુળનો મહાદ્યોતક એક મહાસ્ત્રોત છે એમાથી જગતની કોઈ પણ તદ્દન નવી જ જણાતી પદ્ધતિના મુળ મળવાના જ એ જ રીતે મૂત્રચિકિત્સા એ ભલે આજે એક એવુ નવુ આવેલુ ('નાટક') ચિકિત્સકો માને, પણ એનુ યે મુળ આયુર્વેદમા

છે (જુઓ ભાવપ્રકાશ, પુર્વખંડ, મૂત્રવર્ગ). ચરક, સુશ્રુત, વાગ્ભટ કે શાસ્ત્રીય ગ્રંથોએ મૂત્રચિકિત્સાના વિરોધી નહી પણ જાણે કે પુરસ્કર્તા હોય તેવા સૂત્રો એ પુસ્તકોમા વેરવિખેર તેમ જ મૂત્રવર્ગમા સંગ્રહિત રીતે મળે છે આ મૂત્રચિકિત્સા શાસ્ત્રમાન્ય છે કે કેમ એ પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થાય ત્યારે શાસ્ત્રમા એના ગુણગાન આવ્યા હોય ત્યા પછી તે ચિકિત્સા શાસ્ત્રમાન્ય નથી એમ કહેવાની હિંમત કરવાને કોઈ સુવૈદ્ય મળવો મુશ્કેલ છે. હઠાગ્રહથી કોઈ પકડ કરવી હોય તો એમા મારો વિખવાદ નથી હુ તો એટલુ જ કહેવા માગુ છુ કે, મૂત્રચિકિત્સા એ શાસ્ત્ર બહારનો વિષય નથી. તેમ જ એ ચિકિત્સા આયુર્વેદમાન્ય છે એમ પુરાવા સાથે મારુ નમ્ર માનવુ છે જો આ એક ચિકિત્સાપદ્ધતિ હોય તો તે દરેક રોગ ઉપર કઈ ને કઈ અસર પાડતી હોવી જોઈએ, અથવા તેના વિશાળ ઉપયોગો હોવા જોઈએ. તેમ જ હઠીલા મનાતા મહા દરદોમા તેનો ઉપયોગ હોવો જોઈએ. ખરી રીતે આ બધા જ ઉપયોગો સામાન્યમા સામાન્ય માણસ કરી શકે તેવી રીતે ગૌમૂત્રનો પ્રયોગ ઉપયોગ ભાવપ્રકાશકારે રજૂ કર્યો છે ગૌમૂત્ર માટે તો હિંદુઓ તુરત જ તૈયાર થઈ જશે પણ નરમૂત્રની વાતમા સંમતિ મેળવવી જરા મુશ્કેલ છે.

સામાન્ય રીતે ડોશીમાઓ આજે પણ ઘરમા નાની વહુઓને કહે છે કે, "બેટા, છોકરાનુ પેટ આફરી ગયુ છે, તે મૂતરે ત્યારે તેનુ મુતર હાથમા લઈ જરા પાઈ દેજે" સામાન્ય રીતે આ પ્રકારે પોતાનુ મૂત્ર બચપણમાં પોતે નહીં પીધુ હોય એવો ભાગ્યે જ કોઈ ગામડામાં જન્મેલો માણસ મળી આવશે. આજે ગામડામા છોકરાને પોતાનુ મૂત્ર પીવાની પ્રથા જુગજૂની છે. એટલે એ રીતે મૂત્ર પવાય છે અને નુકસાન નથી કરતુ

પરંતુ ફાયદો જ કરે છે તે નજરે જોયું છે.

પેટનો દુખાવો બાળકને તેનું જ તાજું મૂત્ર પાવાથી તરત મટે છે.

**કફનો ઉપદ્રવ** : કફનો ઉપદ્રવ અને જૂના તાવમાં બાળકનું મૂત્ર પવાય છે.

**કમળો** : કમળામાં પણ બાળકનું મૂત્ર પાવાથી ખૂબ ફાયદો થાય છે.

**બાળકની કમજોરી** : બાળકની કમજોરીમાં મૂત્ર પાવું એ બહુ સારો ઉપાય છે. મારા કુટુંબમાં આ રીતે મૂત્ર પાવાની પદ્ધતિ છે. પરિણામે છોકરાંની તંદુરસ્તી જળવાઈ રહે છે, એમ અનુભવે માની શકાય છે.

**વઢાણી આંગળી ઉપર મૂત્ર** : ગુજરાતી ભાષામાં કહેવત છે કે, 'ભાઈ અમુક ભાઈ તો વઢાણી આંગળી પર મૂતરે તેવો નથી.' આ કહેવત બરાબર સમજવા જેવી છે. વાગ્યાના ઘા ઉપર મૂત્ર તુરત રુઝ લાવે છે. મૂત્ર મૂકી દેવાથી ખરેખર ઘા પાકતો નથી એનો અનુભવ તો ગામડાંમાં ઘણા ભાઈઓએ કર્યો હશે.

**કાનનો દુખાવો** : કાનના દુખાવામાં મૂત્ર તાજેતાજું કે સહેજ ગરમ કરીને નાખવાથી કાનનો દુખાવો મટી જાય છે એ મારો અનુભવ છે. મારી ઉંમર નાની હતી. હું ફોર્થ (૮મું ધોરણ) ભણતો હતો. એક સુંદર મંદિરના ચોગાનમાં આરસ ઉપર હું તથા મારા એક ભાઈ અને મિત્રો સુતા હતા. રાતના મારા કાનમાં કાનખજૂરો (બહુ જ નાનો) પેસી ગયો. મેં બાળકપદ્ધતિએ ધમપછાડા પણ કર્યા; પણ મંદિરના દરવાને અમને કહ્યું : "રાત્રે કંઈ થશે નહીં, પેશાબ કરીને કાનમાં નાખી દે, સવારે જે હશે તે ખબર પડશે." મારો જ પેશાબ મારા ભાઈએ મારા કાનમાં

નાખ્યો. આશ્ચર્ય સાથે સવારે ૨-૩ ટુકડા કાનખજૂરાના મારા કાન પાસે ચોંટેલા હતા. આ મૂત્રથી બન્યું છે કે પછી કાનખજૂરો કુદરતી રીતે બહાર આવ્યો, તે રામ જાણે; પણ યશ તો એ માગ મૂત્રને જ હું મમતાપૂર્વક આજ સુધી આપતો આવ્યો છું. અને એ માટે હું એ મંદિરના દરવાનનો આભારી છું. ટૂંકમાં આવા દર્દોમાં મૂત્ર કામ કરે છે, એ વાત નક્કી છે. એમાં સંશય નથી.

## નરમૂત્ર માટે આયુર્વેદનો અભિપ્રાય

नरमूं गर हन्ति सेविंत्त तत् रसायनम् ।
रक्तपामाहर तीक्ष्णं साकारं लवणं स्मृतम्॥

માણસનું મૂત્ર કંઈક ક્ષારવાળું, ખારું અને તીક્ષ્ણ છે. તે ઝેરને મટાડે છે, રાતી ખસને મટાડે છે અને સેવન કર્યું હોય તો રસાયણ જેવા ગુણ કરે છે. આજે જે દવાઓનાં રોજ નવાં નવાં નામ અને લેબલો તેમ જ જાહેરાતો આવે છે તેનાથી અંજાયા વગર બુદ્ધિની સમતાથી વિચારીએ તો આયુર્વેદ કહે છે કે, નરમૂત્રનું સેવન એ રસાયણરૂપ છે. વૃદ્ધત્વને દૂર કરે, યૌવન ટકાવી રાખે, સાતે ધાતુઓની સમતા કરે, અગ્નિની સમતા કરે, આવા રસાયણ નર-મૂત્રની ચિકિત્સાની ઉપેક્ષા કેમ થઈ શકે? તેનો ઝેર મટાડવાનો ગુણ મનાય છે. ઘણા સર્પદંશવાળાઓને ગામડામાં નરમૂત્ર પીવા અપાય છે. ઘણા બચ્યા હોય એવું સાંભળીએ છીએ. પણ જ્યાં સુધી વૈજ્ઞાનિક રીતે પદ્ધતિસર આ બાબત સિદ્ધ ન થાય અને ઝેરી સર્પનું જ ઝેર નરમૂત્રથી ઊતર્યું એમ સાબિત ન થાય ત્યાં સુધી તેનો મહાન વિષહર ગુણ હજુ વણખેડાયેલો જ છે એમ કહેવું એ તો આયુર્વેદની ઉપેક્ષા ગણાય. પણ જ્યાં સુધી વ્યવસ્થિત રીતે તે અમલમાં નથી મુકાયો ત્યાં સુધી એ બાબત નિશ્ચયાત્મક રીતે કંઈ કહી ન શકાય.

આ તો મૂત્રચિકિત્સા વિષે એક અછડતો અભિપ્રાય માત્ર છે. આજ ચિકિત્સા માટે રોગવાર જો વ્યવસ્થિત લખાણ કરવા બેસીએ તો જરૂર એક પુસ્તક થાય: પણ પ્રજા આ વિજ્ઞાન પ્રત્યે સૂગ ન દાખવે અને ઉપેક્ષાવૃત્તિ કે ઉદાસીનવૃત્તિથી ન જુએ એટલા પુરતી સામાન્ય દરદો ઉપર સામાન્ય ચિકિત્સા 'આપી છે. પરંતુ શાસ્ત્રીય ઢબે રોગવાર મૂત્રની અસર જરૂર સમજાવી શકાય.

વિષહર તરીકે ગોમુત્રનો ઉપયોગ દરેક ધાતુના શોધનમાં છે જ. પરંતુ એ વિષહર બહુ જ મોટા અર્થમાં વપરાયેલું છે તે કેવળ સર્પનું, વીંછીનું કે ધાતુનું જ વિષ નહીં પણ શરીરમાથી ઉત્પન્ન થતાં વિષનું પણ નિવારણ કરે છે. આવા વિષધારી જમાનામાં આવા વિષહારી ઔષધનો પ્રચાર અને પ્રસાર એ પ્રેરણાદા અને પુનિત ક્રિયા છે એમ હું પ્રકટપણે પ્રજા પાસે પ્રસ્તુત કરી આ પાવનકારી પ્રચારમાં મારો પ્રેમપુર્વક હિસ્સો પૂરું છું.

૧૭-૧૧-'૫૮ વૈદ્ય કરુણાશંકર રામશંકર ત્રિવેદી

('જનસત્તા'ના સૌજન્યથી)